




તંત્રી
કરસનદાસ માણેક

વર્ષ ૧ લું   અંક ૧ લો
જુન ૧૯૩૮

:મુદ્રક:
ખીમશંકર મો. દ્વિવેદી
પ્રભાત પ્રેસઃ ડેન્સો હોલઃ
: કરાચી :

# સુહિણી

: પ્રકાશક :
કરસનદાસ માણેક
ડેન્સો હોલ : કરાચી.

## અનુક્રમ





## ગ્રાહકોને અગત્યની સૂચના

**સુહિણી પ્રત્યેક માસની પંદરમીએ પ્રગટ થશે.**

પોતાનો અંક તારીખ અઢારમી સુધીમાં ન મળી જાય તો સ્થાનિક ગ્રાહકો એ બાબત પ્રકાશકના લક્ષ ઉપર લાવવાની કૃપા કરે. પત્ર વ્યવહાર કરતી વખતે ગ્રાહક સંખ્યાક ટાંકવાની મહેરબાની કરો.

પ્રકાશક
કરસનદાસ માણેક
૧૬, રાજા મેન્શન નં. ૪.
રામબાગ લાઇન, કરાચી.

વાર્ષિક લવાજમ હિંદમાં રૂ. ૪ :: પરદેશમાં ૪॥ :: પરદેશમાં શિ ૧૦
છુટક નકલ ૭ આના

# સુહિણી

વર્ષ ૧૯ મું ] જુન—૧૯૩૯ [ અંક ૧લો

## સુહિણીને !

(પૃથ્વી)

અસંખ્ય ઉભરાય માનવ-જીવાત ઊર્વિ પરે;
પડી ખદબદે સદા વિધિ-દીધેલ ખાબોચિયે !
ઘડી-બ-ઘડી કીચ્ચડે સડી, અનન્ત પન્થે પળે:
ન જન્મ, નવ મૃત્યુનાં ફરી નિશાન ગોત્યાં જડે !
પ્રતિક્ષણ કરોડ કીટક પ્રસૂતિ-પીડા સહે;
અકીર્તિકર મૃત્યુની ઝડપસુધી પ્રાણો વહે;
જડેન્દ્રિયસુખોતણાં મૃગજળોની પૂંઠે બળે;
ન અગ્નિ, ઉનમાદ ના,
ન પૌરુષ, પ્રતાપ ના,
ન ઊર્મિ, નવ એષણા, નવ વિકાસ-કાંક્ષા મળે.

ત્યંહિ તું-સમ કોક ચેતનવતી ઉરે પ્રીતિની
જલાવી ઝીણી દીવડી, પ્રલયપૂર સિન્ધુ તણા
વિનાશ વમળોમંહિ ઉછળી જૈ પડે, આખરી
જુહાર જગને ભણી, નજર નોંધી મેહારપે !

ભલે સુહિણિ, સિન્ધુ નાહક ફુલાય બોળી તને;
સુકાઇ સરિતા જશે,
બુઝાઇ સવિતા જશે,
સગર્વ ધરશે ઉરે પરમબ્રહ્મ, ભોળી, તને !

કરસનદાસ માણેક.

# પુનરાવર્તન

### ભવાનીશંકર વ્યાસ

માણસનુ મન એવું ચંચલ છે કે તેને પુરેપુરું જાણવાનો દાવો કરનારને કાં તો મૂર્ખ અને કાં તો અજ્ઞાન કહેવો પડે. ક્યારે એ એક પ્રવાહ તજી તેનાથી તદ્દન પ્રતિકૂળ દિશામાં વહેતા પ્રવાહમાં ઝંપલાવશે તે કહેવું ભલભલા માનસશાસ્ત્રીઓનાં પણ ગજા બહારની વાત છે. એની વૃત્તિ, પ્રવૃત્તિ કે નિવૃત્તિ વિશે ગ્રંથો લખવા એ એક વાત છે. પણ કાકીડાની માફક ઓચિંતા રંગ બદલાવતાં મનની અનેકવિધ ક્રિયાઓની અગાઉથી અચૂક આગાહી આપવી એ તો બહુ વિષમ કાર્ય છે. મધુસૂદને માનસશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનમાં સુવિશેષ પ્રાવીણ્ય મેળવી એમ. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી હતી. એના પરીક્ષકો અને પ્રોફેસરોની આંકણીમાં એનું સ્થાન બહુ ઉંચું હતું. કોલેજના પ્રીન્સીપાલે એને ખાસ શિષ્યવૃત્તિ આપી એક વર્ષને માટે બી. એ. ના વિદ્યાર્થીઓને મદદ આપવા રોક્યો હતો. જે પ્રોફેસરોના ચરણ આગળ બેસી એણે જ્ઞાન સંપાદન કર્યું હતું તે વિદ્વાન અને વૃદ્ધ અધ્યાપક પણ પોતાની ગુંચવણોનો ઉકેલ કરાવવા એની પાસે દોડી આવતાં ન તો હીનતા અનુભવતા કે ન તો શરમાતા. મધુસૂદનની આ લોકપ્રિયતાનું કારણ એની નિરાડંબરભરી પરોપકાર અભિમુખ વિદ્વત્તા હતી. ભવિષ્યમાં આ પ્રખર પંડિત હિંદુસ્થાનનાં નામને પશ્ચિમની વિદ્યાપીઠોમાં સન્માનિત કરાવશે એમ એના પરિચયમાં આવનાર સહુ કોઇ કહેતું.

આવો મધુસૂદન જેના લેખ માટે Mind જેવા સામયિકના તંત્રીને પણ આદરભાવ હતો તે ઘરે આવતાં બાળક જેવો બની જતો; એટલે તે પોતાનું પાંડિત્ય ભૂલી જઇ અભણ બાળક જેમ વર્તવા વિચારવા માંડતો એમ નહિ પણ ઘરમાં તેના અભ્યાસની કે વિદ્વતાની કોઇને કાંઇ કિંમત ન હતી. એની માને મન તો એ આજથી પંદર અઢાર વરસો ઉપર હતો તેવો જ નાનો, નિરાધાર, દુનિયાની આંટીઘુંટીઓથી સાવ અજાણ માધીઓ હતો. એ માધીઓ મટી મધુસૂદન અને હવે તો મધુસૂદનભાઇ થયો-હતો એ હકીકત પોતાની માતાને કહી આટલા લાંબા સમયથી સેવાતાં આવેલાં એનાં એકનાં એક સ્વપ્નને છિન્નભિન્ન કરી નાખવાની એનામાં હિંમત ન હતી. એટલેજ એ ઘેર આવતાં અધ્યાપક મટી બાળક બની જતો.

એ પાંચ વર્ષનો હતો ત્યારે એનો બાપ પોતાની સધવા સ્ત્રી અને નાના પુત્રને અનન્ત આકાશની ઓથ નીચે મૂકી એક બાઈ જોડે નાસી ગયો હતો. આજે એ વાત બહુ જુની થઈ ગઈ છે. લોકો તો લગભગ ભૂલી પણ ગયા છે પણ મધુસૂદનની માતાની છાતીમાં તો એ જખમનું લોહી જાણે હમણાંજ ઘા પડયો હોય તેવું તાજું છે. છતાંય કેટલીક સ્ત્રીઓને સુલભ એવી કોઈ અગોચર શક્તિના બળ વડે એણે પોતાની છાતી ઉપર મૌનનું એવું તો લીંપણ કરી દીધું છે કે જે ભેદી એક શબ્દ પણ પરસ્ત્રીઆસક્ત પતિએ કરેલા એના નિરાદરની કથા કહેવા મધુસૂદનના કાન સુધી પહોંચવા સમર્થ બન્યો નથી. એકવીસ વર્ષની ભરયુવાનીમાં બધીય રાગવૃત્તિઓને સંકેલી લઈ હૈયાના અંધારા પેટારામાં દાબી મુકતા એને કાંઈ વેદના નહિ થઈ હોય એમ નહિ. પણ એ કોઈ હજી સુધી જાણી શક્યું નથી. નાસી ગએલો પતિ જાણે કે એનું સમસ્ત પૌરુષ પાછળ મૂકી ભાગી ગયો ન હોય તેમ તે દહાડાથી મધુસૂદનની માતામાં ઓચિંતો એકમાત્ર ફેરફાર થઈ ગયો. અત્યારસુધી એના હૈયામાં અનન્ત સ્નેહનું સરોવર ભર્યું હતું. હવે એની આસપાસ કાઠિન્યની ઉગ્ર પાળ બંધાઈ ગઈ અને એની ઓથે રહી પંદર પંદર વરસ થતાં ન માની શકાય ન કલ્પી શકાય, તેવા તેવા રૂપો ધારણ કરી એને પજવવા આવેલા દુર્દૈવને એણે એકલે હાથે હંફાવ્યું હતું. પતિના પરિત્યાગ પછી એ પાર્વતી મટી ચંડિકા બની ગઈ.

મધુસૂદનને કેટલાક પરોપકાર કરવા માટેજ શ્વાસોચ્છ્વાસ લઈ રહેલા મહાપુરુષોએ એના પિતાના કલંકિત જીવનથી પરિચિત કર્યો હતો. એ વાત જાણ્યા પછી એના મનમાં એની માતા માટેનો પ્રેમ તો વધ્યોજ, પણ એક સ્ત્રી તરીકે પાર્વતીનું સ્થાન જગતની કોઈ પણ સન્માન્ય દેવી કરતાં ઉતરતું નથી એમ એના મનમાં અફર ખાતરી થઈ ગઈ. ઈશ્વરના અસ્તિત્વ વિષે સંશયોથી સદાય વેરાયેલું તેનું મન પાર્વતીની પૂજા કરતાં ધરાતું નહિ. મૂર્તિપૂજકોને વાક્-શરથી વીંધી નાખનારને પાર્વતીનો પડછાયો પણ પૂજાર્હ હતો.

આવી માતા આગળ એ બાળક બની જાય તેમાં આશ્ચર્ય શું ?

બાળકને સ્વતંત્ર રૂચિ અરૂચિ જેવું કાંઈ હોતું નથી એમ રૂઢીનો અનાદિ કાળથી માનતા આવ્યા છે. પાર્વતી આનો અપવાદ ન હતી. મધુસૂદને શું ખાવું, ક્યારે ખાવું, શું પહેરવું વગેરે હજાર જાતની ચિંતાઓનો બોજો એણે પોતાના માથા ઉપર જ રાખ્યો હતો. હવે મધુસૂદન મોટો થયો, અને એ પોતાનો ભાર પોતે ઉપાડે એ વિચાર જ પાર્વતીના મનમાં આવી શકતો ન હતો. અને મધુસૂદનના સમર્પણની પણ કાંઈ હદ ન હતી. માતાએ દહાડે એના માટે ગામડાની એક કન્યા પસંદ કરી રાખી. એના માટે એ પસંદગીને માન્ય કર્યા સિવાય બીજો રસ્તો ન હતો. કાંઈ પણ પ્રતિવાદ કર્યા વગર એણે પરણવાની આનંદથી હા પાડી.

બહુ હોંસથી પાર્વતીએ મધુસૂદનના લગ્ન કર્યાં. પાર્વતીને હર્ષથી ફુલાતી જોઈ મધુસૂદનના મનમાં પણ ઠંડક વળી. પહેલી રાતે જ્યારે એણે પોતાના જીવનસંગ્રામના સાથીને પહેલી વાર જોઈ ત્યારે એના (અંતર્યામીએ) પાર્વતીને હજાર હજાર ધન્યવાદ દીધા. એનું હૃદય ભક્તિ અને પરમશ્રદ્ધાથી જીવનજન્ય યાતનાથી પરિધૂમ્ર થયેલા માતૃચરણમાં આળોટવા મંડી પડયું.

લગ્ન પછી મધુસૂદનનાં મનમાં કાંઇક નવો જીવ આવ્યો. અત્યાર સુધી એ માત્ર ઉપાસક હતો. હવે એ કોઇકનો ઉપાસ્ય બન્યો હતો અને એ વસ્તુનું ભાન ગમે તેવા દીનહીન નરને પણ વીર્ય અને વર્ચસથી ભરી દે તો પછી મધુસૂદન જેવાનું શું કહેવું !

મધુસૂદનને હવે કોઇ જાતની લૌકિક એષણા ન રહી. એની આર્થિક મહત્વાકાંક્ષા સંતોષાય એટલું એ શિષ્યવૃત્તિ અને ટયુશનોમાંથી મેળવી લેતો વ્યવહારભાર વહવા સદાય તત્પર એવી પાર્વતી હાજરાહજુર હતી. એના આંતર્જીવનને પ્રકાશ અને મધુરી ઠંડકથી ભરી દેતી પૂર્ણિમા જેવી વહાલસોયી પત્ની મળી હતી. એને કોઇ વાતની ખોટ ન રહી.

કોઇકવાર વિચારે ચડતાં આજન્મ તત્ત્વચિંતક આ સુખની પરિપૂર્ણતાથી જાણે ગભરાઇ ઉઠતો. જીવનનાં દુ:ખનો જ વિચાર કરવાની જેને ટેવ પડી ગઇ છે તેને આ અપરિમિત સુખ સ્વપ્ન જેવું મિથ્યા લાગતું. એનો અંતરાત્મા આ અનુભવને સત્ય તરીકે સ્વીકારવા અચકાતો. ચક્રગતિએ ચાલી રહેલા આ સંસારમાં એવું એકધારૂં સુખી જીવન કોઇ મહા અપવાદ સમું લાગતું-ક્યારે અને કેવા પ્રકારે આ સુખનો વિપર્યય થશે એની કલ્પના કરવામાં ન્યાયના આ અભ્યાસીને વિષાદભર્યો રસ પડતો.

થોડાક દિવસ રહીને નવપરિણિત કુલવધૂ એને પિયર ગઇ. મધુસૂદને જીંદગીમાં પહેલી વાર તીવ્ર વેદના અનુભવી. મૂળથી સ્વભાવે શાંત અને ઓછાબોલો હોવાથી પાર્વતીને પણ એના વિરહદુ:ખની ખબર ન પડી. બે ત્રણ મહિના એને તલસાવ્યા પછી પૂર્ણિમા પાછી સાસરે આવી અને એનાં આવવા સાથે મધુસૂદનનાં જીવનની કૌમુદી સોળે કળાએ પાછી ખીલી ઉઠી.

પણ થોડાક જ મહિના વીત્યા હશે ત્યાં એનાં જીવન-આકાશમાં કાળાં વાદળાં દેખાવા લાગ્યાં.

પૂર્ણિમા અને પાર્વતીનો મેળ ખાતો ન હતો.

મધુસૂદને ખૂબ વિચાર કર્યો. ક્રમે કરી તે આ બે વચ્ચેના અણગમાનું કારણ શોધી ન શક્યો. પૂર્ણિમાની પસંદગી પાર્વતીએ પોતે કરી હતી. મધુસૂદનને એના પાણિગ્રહણની આજ્ઞા કરનાર પણ એ પોતે જ હતી. વાજતેગાજતે પોતાના ઘરે નવી વહુ લાવનાર પણ પાર્વતી જ હતી. થોડાક જ મહિના પહેલાં જેને પાર્વતી ખમ્માખમ્મા કરતી હતી તેને જોઇ હવે એ મોઢું કેમ ફેરવી લે છે ? શાને મીઠા, હેતાળ શબ્દોને બદલે મર્મને છેદી નાખતાં મેણાંટોણાં તેનાં મુખમાંથી સહેજે સરી જાય છે ?

મધુસૂદનને કાંઇ સૂઝ ન પડી. એક તરફ પાર્વતી હતી, બીજી બાજુ પૂર્ણિમા એ કોઇનો પક્ષ લઇ લડી શકે તેમ ન હતું. પૂર્ણિમા યુવતી હતી. પોતાનાં જીવનનું સર્વસ્વ પતિચરણે મુકી એનામય થઇ જવાની એને ઘેલછા લાગી હતી પાર્વતીને એ પુરેપુરૂં માન આપતી. એને વશવતી રહેતી. પણ એની સાધનામાં કોઇએ શા માટે અંતરાયો ઉભા કરવા જોઇએ ?

પાર્વતીને પુરેપુરી સમજવા જેટલી શક્તિ પૂર્ણિમામા ન હતી એના આત્મવિસર્જનથી એ સાવ અજાણ હતી બહારથી સહુ કોઇને ભયથી લાગતી પાર્વતીના હૈયુ મીણથીય પણ પોચુ હશે તેની કોઇને ખબર ન હતી મધુસૂદન એને ચાહતો ખરો પણ એ ચાહ સાવ નિર્ભેળ તો ન હતો એમા ઉડે ઉડે પાવતી માટે માન અને બીક સંમિશ્રિત હતા પાર્વતીથી ડગનાર ખૂદ પાર્વતીને કેમ લાગતો હશે એ પ્રશ્નનુ નિરાકરણ કોણ કરશે? જીવન સમસ્તની બધીય વિભૂતિને એકત્રિત કરી પાર્વતીએ મધુસૂદન પાછળ ખર્ચી નાખી હતી. કોઇ ન જાણે એવી ગુપ્ત રીતે હૃદયના કોઇ અનેરા ખૂણામા એ અહર્નિશ મધુસૂદનની અર્ચના કરતી હતી આજ આટલા વર્ષે કોઇ અજાણી છોકરી એકાએક આવી એની ઉપાસ્ય મૂર્તિને ઝુટવી જાય તો એને એના ઉપર ક્રોધ ન આવે તો શુ થાય?

પાર્વતીની મોટી મહેલાત એક નાનકડા પથ્થરના પાયા ઉપર ચણાઇ હતી આજે પૂર્ણિમા જેવી નાદાન છોકરી રમતમા એ પાયો હચમચાવી રહે ત્યારે પાર્વતી શુ મુગી મુગી એ મહામહેનતે ચણેલી ઇમારતને કડડભૂસ થતી જોયા કરે?

મધુસૂદનને એના જેટલુ કોઇ ચાહી ન જ શકે એવી એની દૃઢ માન્યતા હતી. પૂર્ણિમાનો પ્રેમ એને સ્વાર્થી અને છીછરો લાગતો

અને આમ બન્ને વચ્ચેનુ અતર વધતુ ગયુ પતિનો વિયોગ એણે ન છૂટકે સ્વીકાર્યો હતો પુત્રનો વિયોગ તો જીવના ભોગે પણ સ્વીકારવાની ન હતી એણે પુત્ર માટે શી કિમત આપી હતી તે માપવાનુ જગત પાસે સાધન પણ ક્યા હતુ? પૂર્ણિમા કરતાય વધારે મોહભર્યું જોબન એક વખતે એના અગપ્રત્યગમા ભર્યુ હતુ પણ એને એણે એક પલમાત્રમા વિષ સમુ ગણી વિસારી દીધુ હતુ આનાથી વધારે આકરૂ આત્મવિસર્જન કયુ હોઇ શકે?

પૂર્ણિમા માટે ફરિયાદ કરતી તો મધુસૂદન શાત રહેતો બહુ ધમાલ થતી ત્યારે ન છૂટકે કહેતો, માના ત્યાગ આગળ તુ કે હુ કાઇ વિસાતમા નથી

પૂર્ણિમા આસુ સારી રાત વીતાવી દેતી

કોઇક વાર મધુસૂદન પાર્વતીને સમજાવવાનો પ્રયત્ન કરતો પણ એથી તો પાર્વતીનુ દીકરા–વહુ તરફનુ વર્તન વધારે કઠોર થઇ જતુ

દોઢેક વર્ષ જેમ તેમ પસાર થઇ ગયુ જીવનની કેટલીય કડીઓ પૂર્ણિમાએ મધુસૂદનને બતાવી હતી સાસુવહુના સનકુમાર જેમ અક્ષય્ય યૌવન ભોગવતા કકાસ સિવાય એના જીવનમા કોઇ જાતનુ દુ:ખ ન હતુ. પૂર્ણિમાને મેળવ્યા પછી કાઇ પણ મેળવવાનુ એના માટે બાકી રહ્યુ ન હતુ

ચાર દીનની ચાદની જેમ પૂર્ણિમાએ પોતાની લીલા અમુક દિવસના મહવાડ પછી સકેલી લીધી

મધુસૂદનનાં જીવનમાં અંધારૂં ઘેર થઇ ગયું.

પાર્વતી ખૂબ રોઇ. પૂર્ણિમાના જવાથી એના મનને એક જાતની નિરાંત થઇ. સગાંવહાલાંઓ એનું કલ્પાંત જોઇ પૂર્ણિમાને ભાગ્યશાળી માનવા લાગ્યાં. બહુ થોડી વહુઓની ચિતા પર સાસુની આંખનાં આટલાં પાણીનો છંટકાવ થયો હશે.

છએક મહિના ગયા હશે ત્યાં પાર્વતીએ મધુસૂદન માટે કન્યાની તપાસ કરવી શરુ કરી. મધુસૂદનને આ વાતની ખબર પડતાં એનું હૈયું કોઇ ન સમજાય તેવી કડવાશથી ભરાઇ ગયું. ચિતા ઉપર સુવાડેલી પૂર્ણિમાનું ગોળ મુખ હજુય તેના તરફ વિદાયનું છેલ્લું સ્મિત ફેંકી રહ્યું હતું. જેને સર્વસ્વ માની આરાધ્ય મનોદેવતા તરીકે સ્થાપી હતી તેને શું ભૂલી જઇ વળી નવી યુવતીના બાહુપાશમાં સુખ મેળવવાં ફાંફાં મારવાં? જન્મજન્માન્તરની વાતો અને ભવોભવનું સગપણુ એ શું ભોળી બાલિકાને છેતરવાની માત્ર વાક્-જાળ જ હતી? ના, ના, મધુસૂદન બીજી વાર પરણી ન શકે. પૂર્ણિમાને કોઇ પદચ્યૂત નહિ કરે.

એક દહાડો પાર્વતી મધુસૂદન પાસે આવી. લગ્નની વાત ઉચ્ચારતાં જ એ ઉભો થઇ ગયો. " મા! હવે ફરીથી પરણવાની મારી ઇચ્છા નથી " કહી, આંખના ખૂણા ઉપરથી પડું પડું થઇ રહેતાં આંસુઓ છુપાવવા એ ઓરડામાંથી ઉતાવળે પગલે બહાર ચાલ્યો ગયો.

મરેલી પૂર્ણિમાની મધુસૂદન ઉપર આટલી બધી સત્તા જોઇ પાર્વતીને એને પરણાવવાનું બમણું ઝનુન ચડયું.

એણે એકવાર ભૂલ કરી હતી. હવે એ બહુજ સામાન્ય કન્યાની શોધમાં પડી. આખરે એક પંદરેક વર્ષની દેખાવે સાવ સાધારણ, માતાપિતાવિહીન કન્યા એણે પસંદ કરી.

"આ વૈશાખનાં તારાં લગ્ન નકકી કર્યાં છે," બધું ચોકકસ કર્યા પછી એક દહાડો એણે મધુસૂદનને કહ્યું.

હૃદયની હજાર ના છતાં મધુસૂદન માતાની આજ્ઞા ઉથાપી શકે તેમ ન હતું. જો એનાં બીજી વારનાં લગ્નથી પાર્વતીને સુખ મળતું હોય તો તેમાં અંતરાયરૂપ થવા એને કોઇ જાતનો અધિકાર ન હતો.

વૈશાખ સુદ ત્રીજના એ વાજતે ગાજતે બીજી કુલદેવતાને પોતાને ઘેર લઇ આવ્યો. હવે તો નવવધૂનું મોઢું જોવાની કૌતુકવૃત્તિ પણ તેનામાં રહી ન હતી. કયે મોઢે એ પૂર્ણિમાને ભૂલી આંગતુકનો સત્કાર કરવાનો હતો?

પાર્વતીએ આ વહુ ઉપર ઘણી આશાઓ બાંધી હતી. પૂર્ણિમા જેમ એ મધુસૂદનને પોતાનો નહિ કરી લે એવી ઉમેદ હતી.

પણ જેમ દિવસો જવા લાગ્યા તેમ પાર્વતીને પોતાની ગણતરીમાં કયાંક ત્રુટિ રહી ગઇ હતી એવું ભાન થવા લાગ્યું.

મધુસૂદન તરફથી તો હવે કાંઈ ભય રહ્યો ન હતો. એને મન નવી વહુ કોઈ પાડે શકુ જેટલી સમીપમા છતા દૂર હતી. પણ નવી વહુને મન મધુસૂદન બીજી વારનો પતિ ન હતો. એનો તો એ પહેલો અને છેલ્લો પતિ હતો. એની સહૃદય ઉદાસીનતાથી સહેજ પણ હતાશ થયા વગર એણે એની આરાધના કરવી શરૂ કરી દીધી. મધુસૂદનના અંતરમા પૂર્ણિમાના જવાથી સ્નેહનુ ઝરણુ કદાચ સુકાઈ ગયુ હશે. પણ દયાનુ વહેણ તો એવુ ને એવુ જ વહ્યુ જતુ હતુ. પૂર્ણિમા માટેનો એનો અનન્ય પ્રેમ એવો તો જડ ન હતો કે જેથી અંધ બની એ બીજાનો પ્રેમ જોઈ પણ ન શકે.

પાર્વતીની ચકોર આંખોએ નવી વહુમા થતો ફેરફાર પકડી પાડ્યો. ફરીથી એના હૈયામા ફાળ પડી. પુનરપિ મધુસૂદનને કોઈ ઝુંટવી જશે શું એવી આશંકા એને પીડવા લાગી. એ દિવસ આવે તે પહેલા જ એણે પોતાની વ્યૂહરચના બદલી નાખી.

નવી વહુને અળખામણી કરવા અને મધુસૂદનથી ભુલાઈ ગઈ હોય તો પૂર્ણિમાની સ્મૃતિ સજીવન કરવા એ રાત દહાડો પૂર્ણિમાને યાદ કરી આંસુ સારવા લાગી. જો પૂર્ણિમાને મધુસૂદન ન ભૂલે તો નવી વહુની મગદૂર નથી કે એના હૃદયમા સ્થાન મેળવી શકે અને જો નવી વહુ ઉપેક્ષિત રહે તો મધુસૂદનને એના પાસેથી કોઈ ઝૂંટવી ન શકે. આ દલીલ ઉપર આધાર રાખી એણે ગત પૂર્ણિમાના ગુણગાન ગાવાનુ શરૂ કરી દીધુ.

પૂર્ણિમાના રૂપના, માતાપિતાના, ખાનદાનના, સ્વભાવના, એવા એવા હજાર હજાર જાતના ચિત્રો ભૂતકાળમાથી ઉપજાવી કાઢી એની સરખામણીમા નવી વહુ કેવી નિર્માલ્ય છે એમ પુરવાર કરી એને પજવવાનુ પાર્વતીએ શરૂ કરી દીધુ.

નવી વહુનુ જીવન અકારૂ બની ગયુ. આશ્વાસન મેળવાનુ એના માટે એક પણ ઠેકાણુ નં હતુ. દિવસો દિવસ પાર્વતીના તાપથી એ કરમાવા લાગી.

જેના હૃદયમા કરુણા ભરી છે તે કોઈ દહાડો બીજાને દુઃખી થતા જોઈ શકતો નથી. નવી વહુને ચાહવા એ ભલે અસમર્થ હોય પણ એથી એના ઉપર એ દયા પણ ન કરી શકે એ બનવુ મધુસૂદન માટે અસંભવિત હતુ.

પાર્વતીના હૃદયમા પૂર્ણિમા માટે અચાનક જાગેલા અનુરાગનુ કારણ શોધવા એણે ખૂબ ફાંફા માર્યા, પણ કેમે કરી એમા એને સફળતા ન મળી. પાર્વતીમા થએલા આ ફેરફારથી એના મનમા રજ માત્ર પણ આનંદ ન થયો. ભૂતકાળના વર્તન સાથે વર્તમાનનુ વર્તન કોઈ રીતે મેળ ખાતુ ન હતુ. બંને સાવ અસંબદ્ધ લાગતા હતા.

જેમ જેમ પાર્વતી નવી વહુને પજવવા માટે પૂર્ણિમારૂપી હથિયારનો વધારે ને વધારે ઉપયોગ કરતી ગઈ તેમ તેમ મધુસૂદનના અંતરમા પૂર્ણિમા પ્રત્યે કોઈ અગોચર વ્યથાભર્યો અણગમો ઉપજવા લાગ્યો.

એક દહાડો મધુસૂદન જમતો હતો. પાર્વતી પડખે બેસી નવી વહુ સાંભળે તેમ પૂર્ણિમા અને મધુસૂદનના અભેદ્ય પ્રેમની હોંસે હોંસે વાત કરી રહી હતી.

માતાપિતા ભાઈબહેન વગરની અનાથ નવી વહુનાં અંધકારભર્યાં જીવનમાં મધુસૂદન સિવાય બીજે ક્યાંય પ્રકાશ દેખાતો ન હતો. એને પણ બુઝાવી નાખવા પાર્વતી પોતાનું બધું કૌશલ અજમાવી રહી હતી.

રોટલી વણતાં વણતાં નવી વહુની આંખમાંથી આંસુઓ ટપોટપ ચકલા[1] ઉપર પડયાં તે મધુસૂદનથી છાનું ન રહ્યું.

મધુસૂદનના હાથમાંથી કોળિયો થાળીમાં પડી ગયો. ખાવાનું પડતું મુકી એ ઉભો થઇ ગયો. કાંઇ પણ બોલ્યા વગર હાથ ધોઇ એ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

થોડીક વારે નવી વહુ આવી એના પડખામાં ભરાઇ કાંઇ પણ બોલ્યા સિવાય ત્રણેક મિનિટ સુધી ઉભી રહી. મહામહેનતે આંસુઓને દાબી એણે નિઃસીમ કરુણાથી ભરેલી આંખો ઉંચી કરી મધુસૂદન સામું જોતાં કહ્યું. " શું પૂર્ણિમાબહેન ઉપર તમારો પ્રેમ એવો છે ? "

મધુસૂદને એની હડપચી ઉંચી કરી. એની આંખોનાં સજલ ઉંડાણમાં જોતાં એણે ગંભીરભાવે કહ્યું, "તારા ઉપર છે એટલો નહિ."

---

૧ રોટલી વણવાની પાટલી



# અ ના મિ કા

ઇન્દુલાલ ગાંધી

## દર્શન પહેલું

*ઉજ્જડ લાગતુ ઘર  સામાન વેરણ છેરણ  પડયો છે  ઓરડાની વચમા એક ઊંચા ટેબલ ઉપર ઊભો રહી  અશોક એક પછી એક ચીજનું લીલામ કરે છે એની નાની બહેન અનામિકા  ખુણેખુણેથી ચીજો એને લાવી આપતી હોય છે અનેક સ્ત્રી પુરુષો એકઠા થયા છે.*

**અશોક** (થાળી ઊંચી કરી) હવે ખુરશી અને કબાટો ખલાસ થઇ ગયા, વાસણો બચ્યા છે, તેમાથી પહેલો વારો આ થાળીનો  બોલો એકવાર ..

**પહેલો અવાજ** ત્રણ આના

**બીજો અવાજ** પાચ આના

**અનામિકા** થાળી કાંઇ જૂની નથી, હજી ગયે વર્ષે જ અમે ખરીદી હતી

**ત્રીજો અવાજ** આઠ આના

**અશોક** બસ, બસ, આઠ આના ઘણા કહેવાય  એક થાળીના આઠ આના એ કાંઇ ઓછો ભાવ નથી, ને લોકો પાસે હવે તો પૈસા પણ ક્યા છે?

*થાળી આપી દે છે*

**એક વૃદ્ધ** ( આગળ આવી ) એની અનુડી, ને એના અશોક, ખુરશી ટેબલ તો ઠીક, પણ વાસણ વેચવા એ કાંઇ સારુ કહેવાય નહિ, તમારા માબાપની આબરૂનો તો વિચાર કરો બેટા !

**અનામિકા :** માબાપ તો ગયાં, હવે અમે બે ભાઇ બહેન જવાનાં છીએ. શીખામણ અમને શીદ આપો છો ? ઘરધણીને સમજાવોને. સવાસો રૂપિયા ભાડું ચડી ગયું છે એટલે તો ઘરવખરી વેચીએ છીએ.

**અશોક :** અને કાકા, આટલું બધું રાચરચીલું અમને ભાઇ બહેનને ઉપયોગમાં પણ શું આવવાનું હતું ?

ફરે વાંકી વળેલી એવી એક ડોશી પ્રવેશે છે.

**અનામિકા :** આવો ગંગા મા !

**ગંગા :** આ શું માંડયું છે દીકરી !

**અનામિકા :** કાંઇ નથી માંડયું. આતો એમ બન્યું છે ને ગંગામા, કે ઓલો ઘરધણી કંચનલાલ છે ને, એણે અમને ઘર ખાલી કરવાનું કહ્યું છે અને ચડેલું ભાડું પણ માગ્યું છે. એટલા બધા પૈસા અમારી પાસે ક્યાંથી હોય ? એટલે આ વાસણ-કુસણ વેચીએ છીએ.

**ગંગા :** કેટલું ભાડું ચડયું છે ?

**અશોક :** સવાસો રૂપિયા, બાર આના.

**ગંગા :** અરર, આપણે ગરીબ માણસ; આટલું બધું ભાડું ચડાવાય ? તારો બાપ તો બેટા, કરજનો ડુંગર ખડકી ગયો છે તારા માથે. દેશસેવા કાંઇ આવી હોય ? ઘર બાળીને તીરથ !

**અનામિકા :** એવું બોલશો નહિ, મારા બાપુજીને કોઇ આમ બોલે ત્યારે એમને રીસ ચડતી.

**ગંગા :** અને તમનેય ચડે છે કાં ? (જતાં જતાં) સારું હું તો આ ચાલી. મારે શું ! કર્યાં ભોગવો.

ગંગામા રોષમાં ચાલ્યાં જાય છે.

**પેલો વૃદ્ધ :** જોયુંને અશોક, દરેક માણસ તમારી આવીજ વાતો કર્યા કરે છે દેશસેવાની ધુન તો પૈસાદાર હોય એને શોભે. ગરીબ માણસો એને ચીલે ચાલવા જાય તો ધાનભેળાં થઇ રહ્યાં !

**અનામિકા :** કાકા, હવે તમારે અહીંથી જવું છે ?

**પેલો વૃદ્ધ :** આ છોકરીનું કામ ભારે છે. ભીખ માગશો તોય પેટ નહિ ભરાય સમજ્યા ?

**અશોક :** થયું કાકા, તમારી શીખામણ અમને કામ ન આવી, હવે સીધાવો.

વૃદ્ધ જાય છે. પારોશી પ્રવેશે છે.

**પારોશી :** કેમ ભાઇ અશોક, હવે બાકી કેટલું રહ્યું ?

**અશોક :** ભાડું પૂરું થઇ ગયું છે. કેમ મગન કાકા, તમારે આંમાંથી કોઇ ચીજ લેવી છે ?

**મગનલાલ :** જોને આ સામે બે બાજઠ પડયા છેને, તે મારા કામના છે પણ હમણા

ખરીરી કાકા તેમ નથી, હજી પગારને વાર છે

અનામિકા  અરે, તમારી પાસેથી પૈસા લેવાય? લઈ જાઓ તમે એને આપશો તો ઘર જેવું કહેવાય

મગનલાલ  (બાજર ઊંચકી) ભલે બેન!

મગન જાય છે, બીજો પાડોશી પદમશી આવે છે

પદમશી  કેમ અશોક, તમે આજ તો ઘર ખાલી કરવાના જ કાં?

અનામિકા  એમા વળી શો શક?

પદમશી  કોઈ ચીજ–વસ્તુ વધે ઘટે તો આપણે ત્યા ગણી જાજો. મૂંઝાવું નહિ

અનામિકા  તારે પદમશી કાકા તમ જેવા અમને વળી મૂંઝવણ શેની?

પદમશી  આ ઘોડિયું તમને શું કામ આવવાનું હવે? હું મારા બચુડા સારુ નવું લેવાનો વિચાર કરતો હતો પણ હવે આવા ઘોડિયા સુતાર ઘડે છે જ ક્યાં?

અશોક :  પદમશી કાકા, એ ઘોડિયું તમે લઈ જાઓ બચુડો રાજી થશે

પદમશી ઘોડિયું ઊંચકી જાય છે ત્યા પાડોશમાથી સવિતા આવે છે

સવિતા .  ક્યા ગઈ અનામિકા?

અનામિકા :  આ રહી સવિતા બહેન!

સવિતા  પછી ક્યા રહેવાનો વિચાર રાખ્યો?

અશોક !  સ્ટેશનની પડખે એક નાની પતરાની ઓરડી, માસિક એક રૂપિયાના ભાડાથી ગણી લીધી છે ત્યા અમને ફાવશે

સવિતા  પણ તમારા ભાઈ–બહેનના ભણતરનું શું? એટલે છે? તમને ફાવશે?

અશોક  ભણવાનું તો હવે આથમી ગયું સવિતા બહેન મજૂરી કરીને પેટ ભરીશું

સવિતા :  મારે ત્યા રહેવું હોય તો ના નથી જરાક 'ઘરમા' પૂછી જોવું પડશે

અનામિકા  ના, ના, સવિતા બહેન, એવું જોખમ વહોરશો મા અમારા માબાપ જેલમાને જેલમા મરી ગયા એટલે અમારા ઉપર સરકારી આંખ પણ ખરી તમે નાહકના હેરાન હેરાન થઈ જશો

સવિતા  (ગભરાઈ) હા, ના હા જરાક એવું તો ખરુ ત્યારે તમારી મરજી

અનામિકા  આમાથી તમારે કોઈ ચીજ વસ્તુ જોઈતી હોય તો લઈ જાઓ હવે તો આ બધી જાજુમ વહેંચી નાખવાની છે

સવિતા વાસણ–વસ્તુઓ ઉપાડે છે

કંચનલાલ આવે છે. એણે કાળો ડગલો પહેર્યો છે. માથા ઉપર અમદાવાદી ખોખું છે. આંખે ચશ્માં છે. હાથમાં લાકડી છે. ઉમર પંચાવન વટાવી ગઇ છે.

**અશોક :** આવો કંચનલાલ કાકા, (રૂપિયા આગળ ધરી) લ્યો આ તમારો હિસાબ.

કંચનલાલ નોટોનું બંડલ હાથમાં લે છે અને ગણે છે.

**કંચનલાલ :** બધું વેચી માર્યું ? પહેરવાનાં કપડાં સુદ્ધાં ?

**અનામિકા :** પાથરવા માટે ચટાઇ પણ નથી રાખી.

**અશોક :** રાજદ્રોહીને વળી બિછાનાનો શો ખપ ?

**કંચનલાલ :** કર્યું એવું ભોગવો. તારા બાપને મેં ઘણુંયે સમજાવ્યો હતો ભાઇ, કે આ કામ આપણું નથી પણ દેશ-સેવાની પૂંછડી એમ ઠોકર ખાધા વિના સીધી થાય ?

**અનામિકા :** (બનાવતી) નાં થાય કંચન કાકા, નાં થાય. તમારી શીખામણની શી વાત ?

**અશોક :** ચગળ્યા કરો, એકને એક ગુણાકાર ચગળ્યા કરો. ચાર દુ આઠ, આઠ દુ સોળ અને સોળ દુ બત્રીસ.

**કંચનલાલ :** (ડઘાઇ) એટલે શું ? અશોક, મારી મશ્કરી માંડી છે ?

**અનામિકા :** મશ્કરી નહિ, તમાસો. (આગળ આવી) શું તમે લક્ષ્મીનંદનો એમ માનો છો કે દેશને માટે ખપી જનારા ગરીબ માણસો મૂર્ખ છે ?

**અશોક :** ચોરે ને ચૌટે એજ વાતો થાય છે કે 'મરી જશો, આમને આમ પીલાઇને તેલ થઇ જશો તોયે કશું વળવાનું નથી.' આ વાતો કરનારા કોણ છે ? તમે-તમે ધનપતિઓ પૈસાના ખણખણાટથી અભણ અને અજ્ઞાન લોકોને બહેકાવો છો એમને પાછાં વાળો છો.

કંચનલાલ આઘો ખસે છે, પાછા પગે. માથા ઉપરથી પાઘડી પડી જાય છે. ધૂંઆંફૂંઆં થઇને તે લાકડી ઉગામે છે.

**કંચનલાલ :** (બૂમ પાડી) હું ? હું ? બદમાશ......

**અશોક :** તમે નહિ કંચન કાકા, તમે તો એક તણખલું છો, લોકોની આંખોમાં ઉડી ઉડીને પડો છો ને એમને આંધળાં કરી મૂકો છો.

**કંચનલાલ :** ચાર આંગળાંનાં છોકરાં, રસ્તામાં રખડતાં ને ભીખ માગતાં થયાં તોય છાબ ઠેકાણે રહેતી નથી ?

સવિતા આવે છે. એના હાથ લોટવાળા છે. એક હાથમાં તાવીથો પકડયો છે, ને હોઠ ગુસ્સામાં બીડેલા છે.

**સવિતા :** કોને ધમકાવો છો કંચનલાલ, કોણ રસ્તામાં રખડતું થયું ને તમારે આંગણે આવી કોણે ભીખ માગી ?

**કંચનલાલ :** તું આનું ઉપરાણું લઇને આવી છે કાં ? તને ઓળખી સવિતા, તું યે પિકેટીંગ કરવા જાય છે ખરૂં ? ધ્યાન રાખજે હવે.

**અનામિકા** સવિતા બહેન, તમે તમારા ઘરમા જાઓ અમે તો હવે અહિંથી ચાલ્યા જઇએ છીએ.

**સવિતા ;** ચાલ્યા કયાં જશો ? આવો મારા ઘરમા, બેસો. ભાઇ-બ્હેનને જમાડયા વિના હું જવા દેવાની નથી. કંચનલાલ છો બકબકાટ કર્યા કરે.

અશોક કંચનલાલની નજીક આવે છે,

**અશોક ;** કંચનકાકા, તમે તો નાહક ગુસ્સે થઇ જાઓ છો હવે આપણે વાદી-પ્રતિવાદીનો સંબંધ કયાં રહ્યો છે. ? તમને તમારા પૈસા મળી ગયા છે. ખાલી ઘર મળી ગયું છે હવે બીજાનુ શુ કામ કરો છો ?

**અનામિકા :** તમે તે દા'ડે આવીને કેટના કડવા વેણ બોલી ગયા હતા, પણ અમે તમને સામો ઉત્તર દીધો હતો ? અમારા મનને તો એમ કે, બાપુજીના જુના ભાઇબંધ છે, વૃદ્ધ છે. મરણકાંટે સુતા છે એમને સતાવવામાં અમને શો લાભ ? કેમ બોલતા નથી કચનકાકા ?

**કંચનલાલ :** હું મરણકાંઠે સુતો છુ ?

**સવિતા :** નારે ભગવાન, ના તમારા માથે મોત ક્યા છે ?

**કંચનલાલ :** તું શાપ દે છે ? મને ? લાખોના માલિકને ?

**અનામિકા :** શાપ દીધે કાઇ લોકો થોડાજ મરી જાય છે ! કચનકાકા, શાપ તો આર્શીર્વાદ છે શાપ મળે સાથે આવરદા પણ મળે

**અશોક :** ( સાશ્ચર્ય ) એ કેવી રીતે અનામિકા ?

**અનામિકા** · એમા આશ્ચર્ય શુ પામો છો ? શાપ એતો રાક્ષસ છે એને માણસ બહુ મીઠું લાગે છે. ધીમે ધીમે એ એના આત્માને ચાટે છે ને અને કાગળ જેવો કરી મૂકે છે પછી જેમ આપણે ચવાણુ ખાઇએ છીએ તેમ શરીરને ખાઇ જાય છે આવુ મોતતો કચનકાકા, કોઇને નથી મળતુ

**કંચનકાકા :** ( દાંત પીસી ) તમને તમામને કોર્ટમાં ઉભા ન કરૂ તો મારૂં નામ કચનલાલ નહિ.

**સવિતા :** ધાટા ન પાડો શેઠસાહેબ, નહિતર લોકો દોડયા આવશે ને તમે જાણો છો ને કે લોકો આવે સાથે ઘોઘાટ પણ આવે લાકડીઓ પણ આવે તોફાન પણ આવે

**કંચનલાલ :** મને મારની બીક બતાવો છે ? મને ? લાખપતિને ? જોઉં છું કે અહીં કોણ આવે છે.

લોકો ઘોઘાટ કરતા દોડયા આવે છે સાથે લાકડીઓ છે, પાવડા પણ છે. ચારે કોર વાતાવરણને ભયભીત કરી મૂકે છે.

અશોક : આટલાં બધા લોકોને અહીં કોણે બોલાવ્યાં છે ? જુઓને કંચનકાકા, આ લોકો તો સંભારનાંવેંત મંત્રેલી ભૂતાવળની જેમ જમીનમાંથી ઊભાં થાય છે. છે કાંઇ એમને કામધંધો ?

ગભરાયેલો કંચનલાલ આમતેમ જોઇ નાસવાની તૈયારી કરે છે. સવિતા અને અનામિકા ખડખડાટ હસે છે.

કંચનલાલ : આ શી ધમાલ માંડી છે અશોક આ બધું છે શું ? શું તમે હિંદુસ્તાનના વતની છો, ને હું કામસ્ચાટકાથી આવું છું ? હું દેશદ્રોહી નથી સમજ્યા !

કંચનલાલ તત્કાળ બહાર દોડી જાય છે.

અનામિકા : કાકા, એટલું તો અમને કહેવા દેવું હતું, કે તમે હિંદુસ્તાનના છો કે કામ–સ્ચાટકાના ?

ધીમે ધીમે બધાં જતાં રહે છે. પડદો.



## દર્શન બીજું

એક નાનકડી ઓરડી. વચ્ચે ચટાઈ પાથરી છે અને એક ખુણામાં કુંજો, થોડાંક વાસણ કુસણ અને રોજના જરૂર પૂરતી ચીજો પડી છે. એક ગોખલાનો દવાના કબાટ તરીકે ઉપયોગ કર્યો છે. અનામિકા એક વૃદ્ધ ડોશીમાને બાટલીમાં દવા ભરી આપતી હોય છે. બહારથી વારેઘડીએ એન્જિનના અને બીજા કર્કશ અવાજો આવતા હોય છે.

અનામિકા : (બાટલી આપતી) : લ્યો દાદીમા, આ દવા દિવસમાં ત્રણ વખત પીવાની. સવારે, બપોરે અને સાંજે.

દાદીમા : રાતે નહિ ?

અનામિકા : રાતે પણ દવા પીધાજ કરશો ? આરામ નહિ કરો ? અને એકાદ બે ટંક દવા ઓછી પીવાય અને આ ખોળિયું ન ટકે તોપણ શો વાંધો છે ? જીવતું રહીનેય તમારે ક્યાં માળા ફેરવવી છે ? એ તો આખો દહાડો એજ કામ. કોલસા સારવાનું.

દાદીમા : બેટા, મરૂં તો છુટું હવે તો કંટાળી ગઇ છું.

દાદીમા જાય છે. પુરી મજુરણ પ્રવેશે છે. એની કેડે માંદુ છોકરૂં છે અને પોતે પણ ઉધરસ ખાય છે.

અનામિકા : આવો પુરી બ્હેન !

પુરી : આજે સવારે દૂધ નથી આવ્યું અનુ બ્હેન !

અનામિકા : લૈયો ન્હોતો આવ્યો ?

**પુરી** · ના હુ એને ઘેર લેવા ગઇ તો કહે આજે સ્ટેશન માસ્તરને ઘેર મહેમાન આવવાના છે માટે કોઇને દૂધ નહી મળે

**અનામિકા** સ્ટેશન માસ્તરને ઘેર મહેમાન આવવાના હોય એમા અમે શુ કરીએ? ઠીક, પુરી બહેન, હુ હમણા ભૈયાને ત્યાં જાઉ છુ બીજુ કાઇ?

**પુરી** પછી તમે મારી દવાનુ શુ કર્યું? અને આ છોકરાના હાલ જોયા? હાડપિંજર રહ્યુ છે

**અનામિકા** તમારી દવા માટે મે અશોક પાસે અરજી તો લખાવી છે, બે ત્રણ દિવસમા સગવડ થઇ જશે તે દરમ્યાન તમે ખાનાપીવામા ધ્યાન રાખશો

**પુરી** ખાવાપીવાનુ તો શુ હોય છે કે એમા હુ ધ્યાન રાખુ? રોજ ત્રણ ચાર આના માન સારવાના મળે એમાથી ઘર ચાલે? અને આ છોકરાનો બાપ તો એક પૈસોય ક્યા આપે છે! ઘણા દિવસ એની પાસે માગ્યુ અને માર ખાધો હવે તો માર ખાધા જેવુ શરીર પણ રહ્યુ નથી એટલે માગવાનુ બધ કર્યું છે

**અનામિકા** તમારે હમણા-તત્કાળ કાઇ જરૂર હોય તો મને કહેજો મે થોડીક પૂજી બચાવી છે

**પુરી** હોય તો બે ત્રણ રૂપીઆ આપો, હુ પાછા આપી દઇશ આવશે એટલે

અનામિકા ગોખલામાથી એક નાની કોથળી કાઢે છે ને એમાથી ત્રણ રૂપીઆ પુરીને આપે છે પુરી જવા માંડે છે

**અનામિકા** પાછા આપવાની ચિંતા કરશો મા. અમારે હમણા કાઇ જરૂર નથી

**પુરી** (જતા જતા) તમારૂ ભલુ થાઓ બહેન!

એક આધેડ ઉમરની બાઇ તુલસી આવે છે

**તુલસી** કેમ અનુબહેન તમે આજ સવારની ગાડીએ દેખાણા નહિ?

**અનામિકા** મારે બે ત્રણ જણાને દવા આપવાની હતી એટલે ન આવી શકાયુ કેમ આજે કેવી ભીડ હતી?

**તુલસી** ભીડ તો સારી હતી અને સામાન સારીસારીને પણ કેટ લાગી ગઇ છતા એક દમડી પણ મળી નહિ

**અનામિકા** (નવાઇ પામી) કેમ?

**તુલસી** મોટામોટા હક્સરો ' ઉતર્યા 'તા, ગાડુ એક સામાન લઇને પણ સ્ટેશન માસ્તરે એમને પૈસા આપવાની ના પાડી માસ્તરે અમને કહ્યુ કે આતો મારા મહેમાન કહેવાય લેશોમા એમની પાસેથી મજૂરી

અનામિકા ઊંડા વિચારમા પડી જાય છે

અનામિકા : માસ્તરે ના પાડી? સ્ટેશન માસ્તરે?

**તુલસી :** હા, હા, કરૂણાશંકર માસ્તરે. કેમ તમને કાંઇ શંકા આવે છે?

અનામિકા : શંકા તો બીજી કાંઇ નથી આવતી પણ હું આ વાતનું મૂળ પામી ગઇ છું.

**તુલસી :** કેવી રીતે?

અનામિકા : પરમ દહાડે એક ખાલી ડબ્બાને બંધ કરાવીને માસ્તર નવા પેસેન્જરોને એમ ભડકાવતા હતા કે એમાં કોઇ બેસશો મા. એ 'રીઝર્વ્ડ' છે. પછી કોઇ ઓળખીતા પાસેથી પાંચ રૂપિયા પડાવીને એમને એમાં બેસાડયા.

**તુલસી :** તમે એ નજરોનજર જોયું?

અનામિકા : જોયું શું મોઢામોઢ કહી પણ દીધું કે, આજતો હું કાંઇ બોલતી નથી પણ જો હવે પછી આવું કરશો તો નોકરી ખોઇ બેસશો.

**તુલસી :** (હેબતાઇ) : માસ્તરતો તમારા ઉપર ખૂબ ખીજાયા હશે.

અનામિકા : ખીજાય તોય મારે શુ? મારે તો મજુરી કરીને કમાવું છું એની જેમ ચોરી થોડીજ કરવી છે કે હું એનાથી ડરૂં!

**તુલસી :** (આંખો ઝીણી કરી) : હું સમજી, તે દિવસનો ખાર આજે એણે અમારા ઉપર ઉતાર્યો. સમજી, બરાબર સમજી

> ઉતાવળો ઉતાવળો અશોક પ્રવેશે છે. એના મોં પર બીકનાં ચિહ્નો સ્પષ્ટ દેખાય છે. એની છાતી ધમણની જેમ ચાલે છે. તુલસી અને અનામિકા સ્તબ્ધ બની એને જોઈ રહે છે.

અનામિકા : શું છે ભાઇ, કોને શોધે છે?

અશોક : અહીં હમણાં કોઇ આવ્યું હતું?

અનામિકા : ના. અહીંતો કોઇ ન્હોતું આવ્યું કેમ? શું થયું છે? તું આટલો ગભરાય છે શામાટે?

અશોક : (નીચે બેસી, માથું પકડી) : મારા ઉપર ચોરીનું તહોમત આવ્યું છે.

અનામિકા }
**તુલસી** } ચોરીનું તહોમત?

અશોક : આપણા સ્ટેશન માસ્તરને ત્યાં કોઇ બહારગામના મહેમાન આવ્યા છે એમનું ઘડીઆળ કોઇ ચોરી ગયું છે.

**તુલસી :** ઘડીઆળ?

અનામિકા : (વચ્ચે) પણ....

અશોક : હા; હા, ઘડીઆળ–બડીઆળ. પાંત્રીસથી ચાલીસની કિંમતનું એ ઘડીઆળ છે; સોનાનું, વિલાયતી સોનાનું.

**અનામિકા** પણ ભાઇ, એમા તારો શો દોષ ? તેં ક્યા ચોરી કરી છે ?

**અશોક** • ચોરી નથી કરી પણ આળ તો આવ્યુ છે માસ્તર કહે છે કે ઓફીસની સાફ-સુફી તારે હાથેજ થાય છે પછી બીજો કયો નોકર ચોરી કરવા આવે ? હા, પાડ કે ના પાડ પણ એ ઘડીઆળ તારી ઓરડીમાથીજ નીકળવાનુ છે

**અનામિકા** આ ઓરડી પડી ભને જોઇ જાય

**તુલસી** • તે ક્યા ચોરી કરી છે કે તારે બીવાનુ હોય મારો પીટ્યો માસ્તરજ ઘડીઆળ હજમ કરી ગયો હશે એના ધંધા હુ તો જાણુને !

**અનામિકા** ને હુ યે એને ક્યા નથી ઓળખતી ? પેલા પાચ રૂપિયાની પરમ દિવસની વાત

**અશોક** આખુ ગામ કરૂણાશંકરની વિરૂદ્ધજ બોલે છે મને બેચાર જણ મળ્યા, બધા એ એજ વાત કરી

બહારથી એક કોમળ સાદ સભળાય છે, મીઠી સતવારીનો

**મીઠી** (નેપથ્યમા) અનુબ્હેન, અનુબ્હેન, આ ભારો ઉતરાવોને

**અનામિકા** (બહાર જતી), કોણ મીઠી ? અત્યારે ? શુ લઇ આવી છે ?

મીઠી અને અનામિકા શેલડીનો ભારો લઈને આવે છે

**મીઠી** વાડમાથી તો પચાસેક જેટલા સાઠા મળ્યા હતા મારા મનને એમ કે તમે ભાઇ બહેન ખાઇને ખૂબ રાજી થશો પણ આમાથી અરધા તો કરૂણાશંકર માસ્તરના માણસો લેઇ ગયા. કહે કે અમારે ત્યા મહેમાન આવ્યા છે એને શેનડી બહુ ભાવે છે

**તુલસી** માસ્તર દાતણનાય પૈસા નથી દેતો કોઇને એનો ઉપાડો તો હમણા વધ્યો છે બાઇ !

**અનામિકા** ભલે વધ્યો આપણુ શુ લઇ જવાનો છે ? ચડશે એ પડશે કુદરતનો ધારો છે (મીઠીને) તુ આટલી બધી ખેચ શુ કામ રાખે છે ? હુ તો તને કાઇ કામ નથી આવતી

**મીઠી** . (આડુ જોઇ) તમારી અમને ઘણી ઓથ છે

**અનામિકા** મારી ઓથ ?

**મીઠી** એમાં તમે શુ જાણો ? તમે અહીં આવ્યા તે પહેલા સ્ટેશન ઉપર કેટલી અધાધુધી હતી ! એક ટંકે પૂરા ચાર પૈસા ય નહોતા મળતા. હવે તો રોજના આઠ દશ આના મળે છે એ ઓછુ કહેવાય ?

**અનામિકા** પણ એ કાઇ મારે લીધે મળે છે એમ ? મજુરી તમે કરો છો અને કમાઓ છો પણ તમે હુ તો ઉપર દેખરેખ રાખું એટનુ.

શરમાતી શરમાતી લખમી પ્રવેશે છે

કોણ છે ? લખમી ? આવ અદર આવ ત્યા કેમ ઊભી છે ?

**લખમી :** તે દિવસના ત્રણ આના પાછા દેવા આવી છું. તમારો હિસાબ સાચો હતો તોય હું તકરાર કરીને ત્રણ આના વધારે લઇ ગઇ હતી. એ પાછા લ્યો ને મને માફી આપો.

અશોક, તુલસી અને મીઠી એને સાશ્ચર્ય જોઇ રહે છે.

**અનામિકા :** ગાંડી થઇ ગઇ છે લખમી? એ તો મેં તને વાપરવા આપ્યા હતા, મારાથી આપેલું દાન પાછું ન લેવાય. તું એને લઇ જા.

**લખમી :** મારો અહીં આવવા પગ ઉપડતો નહોતો. મારા મનમાં તો એમ હતું કે તમે મને ધમકાવીને કાઢી મૂકશો.

**અનામિકા :** મારો સ્વભાવ એવો નથી. ને, આપણે એકજ ધંધો કરનારાં અંદરોઅંદર શામાટે લડી મરીએ? હવે અહીં રોજ આવતી રહેજે હં. મનમાં કશું ઓછું લાવીશ મા. (યાદ લાવી) ને ઉભી રહે હું તને એક ઇનામ આપું.

અનામિકા અંદર જાય છે ને થોડીવાર પછી એક નાનકડી પોટલી લઈ આવે છે ત્રણે જણા એને કુતુહલપૂર્વક જોઇ રહે છે. અનામિકા પોટલી છોડી અંદરથી ત્રણ નવી સાડીઓ કાઢે છે.

**અશોક ;** (હસતાં હસતાં) અનુ, તું સાડીઓ ક્યાંથી લઇ આવી? તને પણ મારી જેમ ચોરી કરવાનો શોખ લાગ્યો છે કે શું? કહેવા દે કરૂણાશંકર માસ્તરને.

**અનામિકા :** તું મશ્કરી માનતો હઇશ, પણ આતો ખરેખર ચોરીજ કરી છે. ગઇ કાલે રાતે ટ્રેન ઉપડી અને એક ડબામાંથી આ બચકું કોઇએ ફેંક્યું, પછી જાણી જોઇને ફેંક્યું હોય કે અજાણતાં કોઇનાથી ફેંકાઇ ગયું હોય. ગમે તેમ થયું પણ બચકું મારે હાથ ચડી ગયું. પહેલાં તો વિચાર થયો કે પ્રમાણિકપણે એ વસ્તુ સ્ટેશન માસ્તરને સુપ્રત કરૂં પણ માસ્તરની દાનતથી વાકેફગાર એવી હું એવી ભૂલ કરૂં ખરી? (ખુબ હસતી) એટલે એ ત્રણે સાડીઓ લઇ આવી ઘેર. મનમાં વિચાર રાખ્યો હતો કે, કોઇને દાન કરી દઇશું (ત્રણે જણી સામે જોઇ) હવે તુંજ ઇન્સાફ કર કે આ ત્રણે મૂર્તિઓ આ દાનની અધિકારિણી છે કે નહિ?

બધાં ખૂબ જોરથી હસે છે. ત્રણે સાડીઓ તુલસી, મીઠી અને લખમીને એક પછી એક આપે છે.

**અશોક :** ત્રણે સુપાત્ર છે, પુણ્ય થશે.

**અનામિકા :** પુણ્ય થશે જેની સાડીઓ હશે એને. હું તો નિમિત્ત બનું છું.

અચાનક બહારથી કરૂણાશંકર અને બીજા સાત આઠ માણસો ગુસ્સામાં પ્રવેશ કરે છે.

**કરૂણાશંકર** (ત્રાડ નાખી) : ક્યાં ગયો અશોક? ચોરી કરીને ઘરમાં ભરાઇ રહેવું બહુ ગમે છે કાં! એ કલાક થયા ક્યાં હતો?

બધા સ્તબ્ધ થઈ ઊભા રહે છે  અનામિકા જરાયે ગભરાયા વિના આગળ આવે છે.

**અનામિકા**   ધીમેથી બોનો માસ્તર સાહેબ આગ ધન્ની ક્રિયાનો ખૂ઼ કાચી છે  બૂમા બૂમ કરશો તો એ બિચારી નીચે પડી જગ ને આપણે દગાઈ મરીશુ

**કરૂણાશંકર**   મને બનાવવા ધારે છે? એ ચારીમા તારો પણ હાથ છે, એ ભાગથી અજાણ્યુ નથ.

**અનામિકા**   તમે તો પ્રભુ સર્વજ્ઞ છો, તમારાથી કશુ અજાણ્ય કેમ હોઈ શકે? આ સ્ટેશન એનુ છાપરૂ ટ્રેનના ડબા અની ચાવીઓ એ તમામ ઉપર આપ સાહેબનુ પ્રભુત્વ છે તમે એટલે તમે બીજા બધા માણસ

**કરૂણાશંકર** (અશોકને)   હવે ઘડિયાળ ક્યાંથી આપી દેવુ છે કે? હુ થાણા ઉપરથી પોલીસને બોલાવુ?

**અશોક**   જો પોલીસનેજ બોલાવવા હોય તો એ બેને શામાટે? આખી ફોજ બોલાવોને અમે તો રોજના ટેવાયેલા છીએ

**તુલસી**   શુ કામ કોઈને ગળે પડો છો માસ્તર? અશોક તમારી ઘડિયાળ તો શુ લાખ રૂપીયા ઉપર નજર કરે એવો નથી  કોઈ બીજાને પકડો બીજાને

**ચીઠી**   જે દિ'થી કરૂણાશંકર માસ્તરની આ સ્ટેશન ઉપરથી બદલી થઈ છે તે દિ'થી કોઈને ધરાઈને ધાન ખાવા દીધુ નથી  શુ કામ આવતો ભવ બગાડો છો? જીવડા પ શે ઉવડા

**લખમી**   એ લે ભવ કોણ જાણે કયો અવતાર લખ્યો હશે એના કરમમા

**અનામિકા**. (મોટુ ધમકાવી) તમે એક પછી એક આવ બોલીને માસ્તરને ધમકાવો મા માસ્તર તો શાસ્ત્રજ્ઞ છે અને સારી રીતે સમજે છે કે આ અવતરમા ગમે તેટલા પાપ કરીશુ તોપણ આવતે અવતારે તો માણસજ જન્મવાના છીએ (સ થે હસતી) તો શામાટે આ જન્મમા જનાવર જેવ માણસ ન બનવુ?

**કરૂણાશંકર** (ક્રોધથી) શુ હુ જનાવર જેવો છુ?

**અશોક**   નારે સાહેબ જનાવરજ તમારા જેવુ છે  તમે તો તમેજ બીજા બધા માણસ

બે ચાર બાળકો આવે છે  એમા છોકરા છે અને છોકરીઓ પણ છે એમના હાથમા એક એક પાટી છે અને પેન છે  કપડા સ્વચ્છ છે

**અનામિકા** (બાળકોને જોઈ)   ઓહો અનુપ તારા શાંતિ બીજુ તમે આવી ગયા? ચાલો ઠીક થયુ આપણે ભણવાનુ આજથી શરૂ કરવાનુ હતુ કાં? (યાદ લાવી) ઠીક ઠીક કાંઈ વાંધો નહિ. આ ઝઘડો તો હમણા પતી જશે

**કરૂણાશંકર**   શુ પતી જશે? જો અનુ મારૂ ઘડિયાળ મને નહિ મળે તો હુ તારી કે તારા ભાઈની લગીરે શરમ રાખવાનો નથી  અત્યારે મારા મનમા અનેક વિચારો ઘોળાઈ રહ્યા છે

**અનામિકા :** માસ્તર સાહેબ; ઘણા વિચારો માણસને ગાંડો કરી મૂકે છે. અત્યારે કોઈએ વધારે વિચારવાની જરૂર નથી. માત્ર દરેકે માણસ તરીકે જીવવું જોઈએ એટલો વિચાર કરો તો ઘણું કર્યું કહેવાશે.

**અશોક :** પણ સ્વાર્થના અંધારામાંથી બહાર નીકળવાની વેળા આવે ત્યારે માણસને પ્રકાશ જેવી કોઈ વસ્તુ છે એમ ખબર પડે ને? સ્વાર્થને સાચવી રાખવા બદલ માણસને માણસાઈ ભૂલી જવાની અત્યારે ટેવ પડી છે. એ ટેવ તે લોભની મડાગાંઠ—

**અનામિકા :** ના; દંભની એ દંભની દિવાલ પાછળ માણસ નિજની સજ્જનતાને છૂપાવવા મંડ્યા છે. બીજું તો જાણે બધું ઠીક; પણ માણસ પોતાને પણ ભૂલી જવાનો યત્ન કરે એ તો ભારે કહેવાય!

કરુણાશંકર મનમાં ને મનમાં બળીબળીને અરધો થઇ જાય છે.

**કરુણાશંકર :** પણ તમે ભાઈ-બહેન આ બધું કોને સંભળાવો છો?

**અનામિકા** (જાગતી હોય તેમ) : અરે; તમે હજી અહીં ઉભા છો કાં? હું અને અશોક તો આ છોકરાંને શું ભણાવવું એની ભૂમિકા તૈયાર કરતાં હતાં. ચાલો હવે આપણે વાતો કરીએ.

**કરુણાશંકર :** એમાં વાતો શી કરવી છે? મારી ચીજ મને પાછી આપો છો કે હું આગળ પગલું લઉં?

**અનામિકા** (ઉડાવતી) આગળ પગલાં લેવાય એને અમે પ્રગતિ કહીએ છીએ.

**અશોક :** અને પાછળ પગલાં ભરવાં એનું નામ.

**કરુણાશંકર** (કરુણ બની) : આમ વાતો ચગળવી એનો શો અર્થ શો થાય એ મને શીખવવું પડે એમ નથી. પણ વાત જો ઘરમેળે પતી જતી હોય તો હું પતાવવા તૈયાર છું. (અત્યંત ધીમેથી) ને અનામિકા; આ તો મહેમાનની ચીજ. મારી પોતાની હોત તો હું આટલી પંચાત કરતજ નહી.

**અશોક :** અતિથિની વહાલી વસ્તુ યજમાનને અતિ વહાલી લાગે છે એવું પુણ્યતીર્થ કાશીમાં મનાય છે.

**કરુણાશંકર** (ગુસ્સે થઇ) : ત્યારે શું ઘડિયાળ મેં ચોરી લીધું?

**અનામિકા :** એટલું કહેવાની અમારી જવાબદારી, તમે સ્વેચ્છાએ સ્વીકારી લીધી એ બદલ આભાર માનીએ છીએ.

**કરુણાશંકર** (હાથ પગ પછાડી) : શું હું ચોર છું? દંભી છું?

**અશોક** (ધીમેથી) નાના; એવું કશું નથી. તમારી પોતાની એ ભ્રમણા છે. એનાથી ચેતતું રહેવું જોઈએ.

**અનામિકા**   ના ના માસ્તરસાહેબ! એ પણ સાચું નથી. ભ્રમણા એ તો બધી સાચી વસ્તુ છે. એનાથી તો માણસ ઇચ્છેલું મેળવી શકે છે ને મેળવેલું ભૂલથી આવી ગયું માનીને પાછું આપી શકે છે. ભ્રમણા તો ડાહ્યા માણસની સ્થાયી બુદ્ધિ છે અને પાગલની શાન છે.

બહારથી મેના હાંફતી હાંફતી પ્રવેશે છે

**મેના (ગાડીની જેમ)**   ક્યાં છે અનુબહેન? અરે અનુબહેન! સંગમમાં એક માણસ કપાઈ મૂઓ. દોડો દોડો.

તમામ માણસો બહાર નજર કરે છે

**અનામિકા**   એ માણસ કોણ છે મેના? તું એને ઓળખે છે?

**કરુણાશંકર**   સ્ટેશન ઉપર પેમેન્ટર તો કેટ નહોતું. ત્યારે કોણ આવી ગયું? અત્યારે? ગજબ થયો.

બધા બહાર દોડી જાય છે                પડદો.

•

## દર્શન ત્રીજું

સ્ટેશન ઉપરના ફર્સ્ટક્લાસ વેઇટીંગ રૂમની અંદરની ચાલી. વચ્ચે બારણું છે ને બારણાની અંદર થોડે દૂર સર્જીગમાં ઘાયલ થયેલ કંચનલાલ લોઢાના પલંગ ઉપર સુતો છે. એના શરીર પર સફેદ ચાદર ઓઢાડી છે. પડખે બે ત્રણ દાકતરો ઉભા છે. કેસ કટોકટીનો હોય એવી ત્યાંની ધીમી અવરજવર ઉપરથી જણાય છે. કરુણાશંકર આગલી ચાલીમાં આવી સંકેતથી એક દાકતરને નજીક બોલાવે છે.

**કરુણાશંકર**   શું શું ડોક્ટર, ડોક્ટર!

દાકતર ઇન્દ્રવદન ધીમે ધીમે નજીક આવે છે

કેમ લાગે છે હવે? ઓપરેશન સફળ નીવડ્યું?

**ઇન્દ્રવદન**   કાંઈ કહેવાય નહિ, જરાક બીક લાગે એવું તો છે (વિચાર કરી) પણ માસ્તર, હજી કંચનલાલને ઘેરથી કેમ કોઈ નથી આવ્યું? બે કલાક થયા.

**કરુણાશંકર**   એના ઘેરથી કોણ આવવાનું હતું? એને કોઈ નથી. બૈરી હતી તે પણ બે મહીના પહેલાં ગુજરી ગઈ ને પોતે નિઃસંતાન છે. સ્નેહી સંબંધીઓ તો ઘણા છે પણ એમને અત્યારે ક્યાંથી ખબર પડે? પાડોશમાંથી સવિતા બહેન આવ્યાં છે. સાથે બીજી પણ બેત્રણ બહેનો છે. બીજું કોઈ આવે તેમ લાગતું નથી.

**ઇન્દ્રવદન :** પેલાં અશોક અને અનામિકા કોણ છે ? શુદ્ધિમાં હતા ત્યાં સુધી કંચનલાલ એમનાં જ નામ ઝંખતા હતાં.

**કરૂણાશંકર :** બંને રઝળુ ભાઇ-બહેન છે અહીં સ્ટેશન ઉપર ભાર ઊંચકે છે ને એકિસ વાંજે છે. જરાક ચબરાક અને કહ્યાગરા છે એટલે લોકો એમને સારીરીતે રાખે છે બાકી આ કંચનલાલ શેઠ એમને ક્યારથી ઓળખે છે એ હું જાણતો નથી.

**ઇન્દ્રવદન :** ( ઊંડાં વિચારમાંથી જાગી ) પેલા યદુનંદનના છોકરાં તો નહિ હોય ? જે પતિ પત્ની બંનેએ જેલમાં પ્રાણત્યાગ કર્યો હતો.

**કરૂણાશંકર :** ( બેદરકારીથી ) : રામ જાણે ભાઇ, આ વેજા પણ માબાપથી ઉતરે એવી નથી. મજુર સંઘને કિસાનસંઘ, વ્યાયામસંઘને શિક્ષણસંઘ એવાં એવાં અનેક લફરાં અહીં પણ ઊભાં કર્યા છે એમણે. ( કંટાળતો હોય તેમ ) અમે તો તંગ આવી ગયા છીએ, ડોકટર સાહેબ, એમનાથી તંગ આવી ગયા છીએ.

અંદર દરદી વધુ પીડાતો હોય એવો ધીમે ધીમે અવાજ આવે છે. સવિતા ઉતાવળે બહાર આવે છે.

**સવિતા :** ડોકટર, ઇન્દ્રવદનભાઇ, લીધેલા ટાંકા તૂટતા જાય છે, લોહી પુષ્કળ વહી રહ્યું છે હવે શું કરીશું ?

**ઇન્દ્રવદન :** ( શાંતિથી ) : પ્રભુ પ્રાર્થના કરો, બીજો કોઇ ઉપાય નથી.

**સવિતા :** ( ગભરાઇ ) : શું કોઇ ઉપાય નથી ! કોઇજ ?

**ઇન્દ્રવદન :** ઉપાય ક્યાંથી રહે મારી બહેન, દરદી ઘવાયા પછી અરધા કલાક સુધી તેની કશી માવજત થઇ નથી એટલે શરીરમાંથી જોઇએ તે કરતાં વધારે લોહી નીકળી ગયું છે હવે નવું લોહી ક્યાંથી આવવાનું હતું ?

**કરૂણાશંકર :** માવજત તો તરતજ થઇ હતી ડોકટર સાહેબ, અશોક અને અનામિકા તો અત્યાર સુધી એની પાસેજ હતા પણ લોહી બંધજ ન થાય એમાં કોઇનો શો દોષ ?

**સવિતા :** ( આશ્ચર્ય ) : શું એ ભાઇ બહેન અત્યાર સુધી અહીં હતા ?

**કરૂણાશંકર :** હા, તમે અને ડોકટર સાહેબ આવ્યા પહેલાં ત્રણજ મિનિટે બંને ઘેર ગયા. ફરી પાછા હમણાં આવવા જોઇએ.

**સવિતા :** એ ભાઇ-બહેન બંને અહીં શું કરે છે ?

**કરૂણાશંકર :** શું કરે શું ? ટ્રંકો ઉંચકે છે ને સ્ટેશન સાફસૂફ રાખે છે.

**સવિતા :** ( કપાળે આંગળાં પછાડી ) અરેરે, લક્ષ્મીપતિનાં સંતાનો.

ઇન્દ્રવદન, ઇન્દ્રવદન ! એવી બૂમ અંદરથી આવે છે. દાકતર જાય છે.

**કરૂણાશંકર :** સવિતા બહેન, શું કહ્યું તમે ? એનાં માબાપ ખૂબ પૈસાદાર હતાં ?

સવિતા : હા ભાઇ, હા. પૈસાદાર અને દેશ સેવક એમની બૂરી વલે કચનલાલજ ના કચનલાલે છે કર્યાં એવા ભોગવે છે

કરુણાશંકર : (હેબતાઇ) શુ કહો છો? કચનલાલની એવી મનોવૃત્તિ—હે?

સવિતા અમે અત્યારે રહીએ છીએ એ આખુ મકાન યદુનદનની માલિકીનુ હતુ પોતે દેશ સેવામા પડયા પછી લાગ્યુ કે હવે જાનમાલની સલામતી નથી એને આ બન્ને છોકરાનુ ભાવિજીવન નિર્વિઘ્ને વીતે એ માટે યદુનદને મકાનનો કબજો કચનલાલને સોપ્યો (નિરાશ થઇ) યદુનદન અને એમના પત્ની બન્ને હોમાઇ ગયા અને પાછળથી કચનલાલ મકાનનો માલિક થઇ બેઠો ને આ છોકરાને ભીખ માગતા કર્યાં

કરુણાશંકર આતો ભારે આશ્ચર્ય!

સવિતા : એવા તો અનેક આશ્ચર્યો કચનલાલના જીવનમા પડયા છે આ કાઇ એક પાપનુ ફળ નથી, એવા તો કેટલાયે પાપો એકઠા થઇને આજે સામે આવ્યા છે પ્રભુ એને માફ કરે

અદરથી ઈન્દ્રવદન દોડતો આવે છે

ઇન્દ્રવદન (હાંફતો) સવિતા બહેન, એક કામ ન કરો?

સવિતા શુ?

ઈન્દ્રવદન અત્યારે ને અત્યારે અશોક અને અનામિકાને બોલાવી લાવોને કચનલાલ ઘડીઓ ગણે છે

કરુણાશંકર એમનુ કાઇ ખાસ કામ પડયુ છે?

સવિતા (શકાથી) અને એ બન્ને નહિ આવે તો?

ઇન્દ્રવદન આવશે જરૂર આવશે એ બન્નેની અત્યારે ખાસ અગત્ય છે કચનલાલ સપૂર્ણ શુધ્ધિમાં છે એ આગની તમામ લેવડદેવડ ચૂકતે કરવા માગે છે

સવિતા ત્યારે તો હુ જાઉં છુ, હમણા બોલાવી લાવુ છુ

સવિતા ઝપાટાબધ જાય છે કરુણાશકર, દાકતરની નજીક આવે છે

કરુણાશંકર : ડોક્ટર સાહેબ, આટલુ બધુ શુ છે?

ઇન્દ્રવદન કચનલાલ મરતા મરતા એની આખી અસકયામત અશોક અને અનામિકાને સોપી દેવા ઇચ્છે છે

કરુણાશંકર : શુ કચનલાલનો કોઇ વારસદાર નથી?

ઇન્દ્રવદન : (શકાથી) કેમ પારકી દોલતની તમને ચિંતા થવા માડી છે?

કરુણાશકર ફિક્કો પડે છે

કરુણાશંકર (પરાણે હસતો) : ના, ના એવુ તો શુ પણ એ બન્ને રઝળુ ભાઇ-બ્હેન

ઇન્દ્રવદનનો ચહેરો ગુસ્સાથી કડક થતો જાય છે.

**ઇન્દ્રવદન** : તમે તમારા મનમાં શું સમજો છો માસ્તર !

**કરૂણાશંકર** : (લેવાઇ) કશુંજ નહિ, કશુંજ નહિ પણ હેં ડોક્ટર સાહેબ, શું સાચેજ કંચનલાલ શેઠનો બીજો કોઇ વારસદાર નથી ? સાચ્ચેજ ?

અશોક અને અને અનામિકા પ્રવેશે છે. બન્નેની બગલમાં કપડાની એક એક પોટલી છે.

**અશોક** : (આવતાંવેંત) છે, કંચનલાલ શેઠનો એક બીજો વારસદાર પણ છે અને એનું નામ છે સ્ટેશન માસ્તર કરૂણાશંકર.

**કરૂણાશંકર** : (ગુસ્સામાં) આ હસવાનો વખત છે ? એક માણસ છેલ્લી પળો ગણતું હોય ત્યારે તમને હસવું આવે છે ?

કરૂણાશંકર જતો રહે છે.

**અનામિકા** : અને અમેયે આજે અહીં છેલ્લીવાર હસી લેવા આવ્યા છીએ.

**ઇન્દ્રવદન** (ગભરાઇ) : અહીં ? છેલ્લીવાર ? અનામિકા તું શું બોલે છે ? તને સવિતા મળી લાગતી નથી.

**અનામિકા** : શું સવિતા બહેન અહીં આવ્યાં છે ?

**ઇન્દ્રવદન** : હા, અને તમને ભાઇ બહેનને બોલાવવાં હમણાં અહીંથી ગયાં.

**અશોક** : અમારૂં કાંઇ જરૂરી કામ હતું ? દરદીની તબિયતતો...

**ઇન્દ્રવદન** (વચ્ચે) : કેસે ગંભીર રૂપ પકડ્યું છે. ત્રણત્રણ ડોકટરોની માવજતનો પરાજય થયો છે. દરદી અત્યારે છેલ્લા શ્વાસ લઇ રહ્યો છે.

**અનામિકા** : (સાશ્ચર્ય) છેલ્લા શ્વાસ ? દાક્તર !

**ઇન્દ્રવદન** : (ગળગળો થઇ) હા, બહેન અનામિકા, અને કંચનલાલ તમારા બેઉના આવવાની રાહ જોઇ રહ્યા છે.

**અશોક** : અમારી રાહ ! નવાઇ જેવું.

**અનામિકા** : (ડોકું હલાવી) વાત માનવા જેવી નથી.

**ઇન્દ્રવદન** : વાત માનવા જેવી નહોતી, હવે થઇ છે. કંચનલાલની વારસ વગરની સંપત્તિ આજથી તમને સુપ્રત થવાની છે.

અશોક અને અનામિકા આશ્ચર્ય અને ભયથી આધા ખસે છે. એમના ચહેરા પર અનેક ભાવો રમી રહે છે.

**અનામિકા** : આ તમે શું બોલો છો ?

ઇન્દ્રવદન   સાચી વાત છે બહેન. સાવ સાચી વાત છે. પાપનું પ્રાયશ્ચિત્ત આ રીતે થતું હોય એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે?

અશોક   પણ આ વાત એમને અત્યારે ક્યાંથી સૂઝી ડાક્તર સાહેબ?

ઇન્દ્રવદન   આ વાતનો એમને ઘણા દહાડા પહેલા સૂઝી હતી એવું એમનું કહેવું છે અને એટલાજ માટે એ તમારૂં ઘર શોધતા શોધતા અહીં સુધી આવ્યા હતા, ત્યાં માર્ગમાં આમ બન્યું.

અનામિકા : (અજાણતા) કંચનકાકાની સદ્ભાવના અને તમારા સૌની મીઠી અનુકંપા માટે અમે ભાઈ-બહેન આભારી છીએ પણ—

ઇન્દ્રવદન   (વચ્ચે) હેં?

અનામિકા   (ધીમેથી) એમાં આશ્ચર્ય શું પામો છો? ધનના ઢગના ઉપર બેસવાનું અમને ફાવતું નથી અમારૂં સ્થાન તો ભાર ઉંચકનારની હરોળમાં છે. પૈસાને ગાંઠ બાંધીને પડી રહેવું અમને નહિ પાલવે.

ઇન્દ્રવદન   તારી લોકસેવા અમારાથી અજાણી નથી અનામિકા, અને એટલા માટે તો અહીંના મહાજન સંઘે તમને બન્નેને એક એક સુવર્ણચંદ્રક આપવાનું પણ ઠરાવ્યું છે.

અનામિકા   એ ચંદ્રકો લટકાવીને અમારે કોની વચ્ચે બેસવાનું? આ અજ્ઞાન લોકોની વચ્ચેજ કે ના? તે કરતા તો મહાજન સંઘ એટલા પૈસાના સેવમમરા ભૂખે મરતા લોકોની વચ્ચે વહેંચે તો વધારે સારૂં કાર્ય કર્યું કહેવાય (જવા માંડતી) ચંદ્રકોને અમારે શું કરવા છે?

સવિતા હાંફતી હાંફતી નેવેશે છે

સવિતા :  અરે, અશોક અને અનામિકા, તમે અહીં છો! હું તો શોધી શોધીને થાકી ગઈ.

અનામિકા   (સવિતાનો હાથ પકડી) અમે તો અહીંજ રહેવાનાં છીએ, છેવટની ઘડી સુધી સવિતા બહેન, અમને શોધતા હવે તમને ક્યારેય થાક નહિ લાગે (તેને દોરતી) ચાલો મારા છાપરામાં ત્યાં ખૂબ ખૂબ શાંતિ છે. સારી પેઠે વાતો થઈ શકશે.

અશોક, અનામિકા અને આશ્ચર્યમૂઢ સવિતા ધીમેધીમે જવા માંડે છે

ઇન્દ્રવદન   (ભીના સાદે) પણ પણ . અનામિકા. .

અનામિકા   એ મરતા જીવને મારાવતી એટલું સાન્તવન આપજો ડાક્તર સાહેબ, કે ઘરબાકું ચૂકવવા માટે ઘરવખરી લીલામ કરનારાં ચંદનવનના બાગીઓ પારકી લક્ષ્મીને પોતાની નહિ કરી શકે, નહિજ કરી શકે.

અંદરથી ચીસ સંભળાય છે. ઇન્દ્રવદન અંદર દોડે છે. પેલા ત્રણ જણા ઝપાટાબંધ બહાર નીકળી જાય છે.   પડદો



# મોટી વહુ[1]

સુરેશ ગાંધી

હું જાણુતી નથી કોણે તે સુભગદિને આવીને, મારી સેંથીમાં સીંદુર પૂરી દીધો, મારા પગે અળતો લગાવી દીધો, અને અંગ ઉપર તુષારધવલ શુભ્ર પાનેતર નાખીને મને લગ્નવેદી સમક્ષ બેસાડી દીધી ! એ દિવસ, એ ધન્યપળોનું સ્મરણમાત્ર મારા જીવનનું સૌભાગ્ય બની ગયું છે. આજ જ્યારે મારા નવસંસારનું નેપથ્ય ઉઘાડી હું વિચાર કરું છું ત્યારે મને જણાય છે કે એ મારું અહોભાગ્ય હતું, નહિતર આવા સુખ અને સમૃદ્ધિથી ઉભરાઈ જતા ઘરમાં સૌથી મહત્વનું સ્થાન મને ક્યાંથી મળત ?

કુંવારી હતી ત્યારે અનેકવાર કલ્પનાના સોનાઘાટે બેસીને મારા ભગવાનને માનસ-પૂજાનો અર્ધ્ય મેં ચઢાવ્યો હતો. આજ હું આનંદિત બની કહું છું કે મારા એ કલ્પનાના ભગવાન મને આ સંસારમાં મળ્યા છે, જેના ચરણે હું મારું સર્વ જીવનધન ધરાવી કૃતકૃત્ય બની રહીશ.

*શરૂઆતમાંજ જણાવી દઉં કે હું મારા સ્વામીની બીજીવારની પત્ની હતી.* પ્રથમ સ્રીથી કંઇ સંતાન ન થવાથી કુટુંબનો પ્રદીપ નિરંતર સળગતો રહે એવી મહેચ્છાથી આ ઘરમાં મને સ્થાન આપવામાં આવ્યું હતું. હું જાણતી હતી કે મારા પતિને એક પત્ની હયાત હોવા છતાં હું એમનું ગૃહ શોભાવવા આવી હતી, એટલું પણ જાણતી હતી કે ઘરમાં હંમેશાં મોટી વહુનુંજ ચાલવાનું, અને નાની વહુએ તો માત્ર જીવનભર એના હુકમોજ ઉઠાવવાના.

1 લેખકના તાજેતરમાં પ્રગટ થનારા નવલિકા સંગ્રહ 'નંદિતા' માંથી.

પણ મારી એ માન્યતા ભ્રમણાજ હતી એમ પાછળથી મને લાગ્યું. સ્વામીનો પ્રેમ તો મને મળ્યોજ હતો, અને વધુમાં મોટી વહુએ પણ મને તાજરાણીના સિંહાસને બેસાડી દીધી

હું કહું છું આ મારૂં નસીબ હતું, બીજું કાંઇ નહિ પહેલેજ દિવસે મોટી વહુએ મને એના ઓરડામાં બોલાવીને કહ્યું "બહેના! લે આ ઘરની ચાવીઓ, આજથી તુંજ બધાની દેખરેખ રાખજે નોકર, ચાકર, ધન, ધાન્ય બધુંયે તારે સંભાળવાનું, મારે આ સંસારમાં બીજું કંઇ નથી જોઇતું માત્ર થોડી સેવા કરવા મળે તો અહોભાગ્ય!"

હું સમજી કે મોટી વહુ આ બધું ઈર્ષ્યાથી બોલતી હતી, કારણ કે હવેથી હુંજ આ ઘરની રાજરાજેશ્વરી બનવાની હતી પણ મારી એ માન્યતા ખોટી હતી મેં અનેક સ્ત્રીઓ જોઇ છે, પણ મોટી વહુ આગળ હું એ બધીને ઉતરતી કક્ષાની ગણું છું એના કમળના ફુલ જેવા પવિત્ર અંતરનો પરિચય મને જેમ જેમ થતો ગયો તેમ તેમ મારી એ શંકાના આવરણ દૂર થતા ગયા

ઘરમાં નોકર-ચાકર ઘણા હતા છતાં મોટી વહુ સૌથી વ્હેલી ઉઠતી અને કામમાં લાગી જતી મારા ભાગે ભાગ્યેજ કંઇ કામ આવતું કારણ કે એ મને કદીપણ કામ કરવા ન દેતી. માત્ર મારા આદેશોજ એના જીવનને ધન્ય કરે, એને અજવાળી દે એવું એ ઇચ્છતી હતી

સવારમાં ઉઠીને એ જાતેજ પૂજાની સામગ્રી તૈયાર કરતી પૂજાખંડને શુદ્ધ જળથી ધોઇ નાખતી અને મારા પતિ જ્યારે પૂજાખંડમાં આવતા કે તરત ત્યાંથી ચાલી જતી અને રસોઇ બનાવવાના કામકાજમાં ગુંથાઇ જતી

મારા પતિ હવે એને ભાગ્યેજ મળતા મને લાગે છે કે આ એમનું દુર્ભાગ્ય હતું, મારા આ ઘરમાં આવ્યા પછી એમના સ્વભાવમાં આ દુર્લક્ષતા આવી હતી મને એ અત્યંત સાલતું હતું હું હંમેશા એવું ઇચ્છતી કે મોટી વહુને કદાચ સંતાન નથી એથી શું? એકવાર એ પણ મારી જેમ નવસંસારની અનેક આશાઓ મનોરથો, અને કોડ સાથે આ ઘર શોભાવવા નહોતી આવી?

અને છતાં હજીસુધી એના જીવનમાં જરા જેટલી ન્યૂનતા દુર્લક્ષતા કે પતિ-પ્રેમ ઓછો થયો નહોતો એથીજ તો હું કહું છું કે મોટી વહુએ એની સાધના અને પ્રેમથી મને જીતી લીધી છે સ્ત્રીજાતિની એ ભવ્યતા માટે મારા હૃદયમાં આનંદના તરંગો ચડે છે

કેટલીકવાર સંધ્યાટાણે જ્યારે દાસીઓ ઘરની પરસાળમાં બેસીને પૂજાના દીવાની વાટ વણવામાં મશગુલ બની હોય ત્યારે બધાની દૃષ્ટિ ચુકાવી હું મોટી વહુને શોધવા જતી તો ઘરની અગાશી ઉપર એક ખૂણામાં બેઠી બેઠી એ કોઇ પ્રાર્થનામાં લીન થઇ ગયેલી દેખાતી નમતા સૂર્યને જાણે એની શ્રદ્ધાંજલિ દેતી હોય એમ મને જણાતું અને જ્યારે સૂર્યનાં છેલ્લાં કિરણો એની મુખ આભા પર ફરી વળતાં ત્યારે જાણે એનું ભક્તિભીનું અંતર એ મોઢા ઉપર પથરાઇ રહ્યું હોય એવું ભાવપૂર્ણ લાગતું

ઘરમાં હું રાજરાણીના પદે હતી છતાં મને મારી જવાબદારીઓનું કંઇ ભાન નહોતું. અનેકવાર કોઇ કોઇ બાબતોમાં હું જ્યારે મોટી વહુની સલાહ લેતી ત્યારે એ આપવામાં જાણે તે એક પ્રકારનો ક્ષોભ, લજ્જા અનુભવતી હોય એવું મને જણાતું. જાણે એ ખૂબજ નીચી કક્ષાની હોય, અને મારી ચરણરજ, મારી દાસી થઇને રહેવામાંજ કૃતકૃત્યતા માનતી હોય એવું લાગતું.

પણ મારૂં હૃદય સ્વયંપ્રકાશ કરી ઉઠતું અને મને કહેતું "આ મોટી વહુ છે. એની આમાન્યામાં રહેવું એ મારો ધર્મ છે." પણ મને લાગે છે કે મારા આ સ્વેચ્છાપૂર્વકના પદવી-ત્યાગને મોટી વહુ કદી પણ સહીલે તેમ નહોતું.

ઘરનું રાચરચીલું વારંવર ફેરવવું, બાગના ફુલઝાડમાં ક્રમિક રૂપાંતરો કર્યે જવા વગેરે બાબતોમાં હું જ્યારે હદ વટાવી જતી ત્યારે કોઇ કોઇવાર ઘરની દાસી કમલા મને કહેતી "આ બોગનબેલાના ફુલનું કુંડું મોટી વહુને બહુ ગમે છે. તમે એને મૂળસ્થાનેથી શા માટે ખસેડ્યું ?"

એથી હું કંઇક ક્ષોભ અનુભવતી. પણ બીજેજ દિવસે મોટી વહુ મને આવીને કહેતી "બકુલા ! બોગનબેલાના ફુલ જરાયે સુગંધ નથી આપતા ખરૂં ? તેં એનું કુંડુ ખસેડ્યું એ ઠીક કર્યું."

મેં માનસશાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી નહિતર એટલું તો જાણવા મળત કે આ મોટી વહુના માનસમાં એવી કઇ વિચિત્રતા છે જે બધાના હૃદય જીતી લ્યે છે

મારા સ્વામી સાથે ઘણીવાર ગાડીમાં બેસી હું મુંબઇની બજારોમાં લટાર મારવા જતી અને સોનાના કંકણ, અકીકના એરીંગ, અને બીજી અનેક આધુનિકયુગની ફેશનેબલ સ્ત્રીને પસંદ પડે એવી વસ્તુઓ ખરીદી લાવતી.

રાત્રે જ્યારે પ્રદીપના અજવાળે હું બેઠી બેઠી એ આખા દિવસની ખરીદી, મોટી વહુને બતાવતી ત્યારે અત્યંત ઉત્સાહથી એ બધી ચીજોને વખાણતી, અને પોતાની સાડીના છેડાથી એ બધી સાફ કરી કરીને મારા જ્વેલરી બોક્સમાં ગોઠવી દેતી, અને કહેતી "બકુલા, આવી સુંદર વસ્તુઓની ખરીદી કરતાં મને ભાગ્યેજ આવડે. તારી ચપળતા જોઇ હું આનંદ પામું છું."

મોટી વહુના આ પ્રશંસાગાનથી ઉત્તેજિત થઇ મને એના ચરણમાં ઢોળાઇ જવાનું મન થતું, પણ તરત મને મારી પદવીનું ભાન થતું, અને મને લાગતું કે એથી કદાચ હું એને મુંઝવણમાં નાખી દઇશ.

એ બધા નવવસંતના દિવસો જાણે મારા હૃદયને કોઇ મર્મરંગીતનો સંદેશો સંભળાવી ચાલ્યા જતા હતા. કોઇ આતુર ગોપીકા જેમ હું મારા એ માનસ વૃંદાવનમાં અહિંથી તહિં

મને ક્ષયના ચિન્હો જણાતા હતા એ એટલું સત્ય હતું જેટલા મોટીવહુ અને દીપક સત્ય હતા. માત્ર એકલી હું જ અસત્ય તરફ ધકેલાયે જતી હતી. શૂન્યમાં; અને છતાં હું આનંદિત રહેવા પ્રયત્ન કરતી હતી.

ડૉક્ટરે મને પથારીમાંજ પડયા રહેવાની ફરજ પાડી હતી; અને ત્યાં બેઠી બેઠી હું અનેક વિચારોમાં પરોવાઇ જતી; અને કલ્પનાના અનીત તીરે બેસીને હું મારા હાથ પહોળા કરવા પ્રયત્ન કરતી. હાથમાં આવતું માત્ર અંધારૂં; અંધારૂં; બીજું કંઇ નહી. એટલામાં મોટી વહુ આવીને મારી આ કલ્પનાસૃષ્ટિમાંથી જગાડતી અને કહેતી 'બકુલા! આ બાર્લી જરા પીલે. સંધ્યાનો સમય થયો છે. હું પ્રદીપ સળગાવી લાવું.

મોટી વહુજ માત્ર મારા અંધારા જીવનનો પ્રકાશદીપક હતી એમ ત્યારે મને અંતર તલે થતું, કદાચ એ ન હોત તો મારા હજુ ઉઘડતા ફુલ જેવા દીપકની, મારા સ્વામીની દેખરેખ, સંભાળ, કોણ રાખત? કોણ મૌનભાવે એના ચરણમાં આવીને પૂજાને અર્ધ્ય ચડાવત; અને કોઇ અજ્ઞાત પૂજારિણી જેમ અંતરના દ્વારવાસી એની વેદનામાં નિરંતર બેસી રહેત?

મારા સ્વામી અને મોટી વહુ વચ્ચે જે અંતર; જે અચંચલ શિથિલતાની જવનિકા પડી ગઇ હતી એ દૂર કરવા આ સરસ પ્રસંગ હતો એમ મને લાગતું હતું.

રાત્રે જ્યારે બધા દાસદાસીઓ ગૃહકાજથી પરવારી નિજગૃહે ચાલ્યા જતા ત્યારે મારી સૂની પથારી પાસે માત્ર બેજ વ્યક્તિઓ હાજર રહેતી. મોટી વહુ અને મારા સ્વામી!

મોટી વહુ મારા ઓશીકા પાસે એક નાનું ટેબલ નાખીને મારા સામે દ્રષ્ટિ રાખી કલાકો સુધી જાગતી બેસતી. મારા સ્વામી પણ પથારીથી થોડે છેટે એક આરામ ખુરશી ઉપર કોઇ અંગ્રેજી નવલકથા ઉઘાડી વાંચવાનો ડોળ કરતા આમતેમ પાના ઉથલાવતા બેસતા. મને લાગે છે કે નવલકથા વાંચવાનો એ માત્ર ડોળજ હતો; કારણકે એની બંને આંખો તો મારા સુકાયેલા, રૂક્ષ મુખારવિંદ ઉપરજ મંડાયેલી રહેતી.

જાણે ચાર શાંત, પ્રેમના દીવેલથી બળતા દીપકો મારી છીન્નભીન્ન દેહલતાની રક્ષા કરવા આખી રાત બળી રહ્યા હોય એવું મને ત્યારે જણાતું.

કલાકો સુધી જાણે એ પ્રદીપો મારી આંખોની, મારા માથાની, મારા અંગે અંગની, પ્રદક્ષિણા કરીકરીને પાછા એમજ સ્થિર; એકાગ્રભાવે ઉભા રહેતા ન હોય એવું મને જણાતું.

ત્યારે મને થતું કે એ ચારે પ્રદીપો મારી કૃશ, સુરખીહીન; દેહલતા તરફ ન જોતાં એકબીજા સામે અડગ શ્રધ્ધાભર; પ્રેમભર; જોઇ રહેતા હોય તો કેવું સારૂં? એ ચારે આંખો ફરીવાર એકબીજાના નેપથ્યમાં ડોકિયાં કરી; જે કાંઇ ત્રુટીઃ સંશય; અજોગ; હોય તે દૂર હટાવી

જાણે એ નવરીજ ન થતી એથી પૂજાખડમા પ્રથમ પ્રવેશ પણ એનોજ થતો મને લાગે છે કે ખુદ ભગવાન પણ એન રૂપ જોઇ હરી નહિ જતા હોય એની શી ખાત્રી?

થોડા દિવસ ચા ા ગયા, એ દિવસો દરમ્યાન શ્યામા જાણે ખૂબ શાત અને સૌજન્યરૂપ લાગતી હતી પણ એ માત્ર થોડાજ દિવસ કાચનજંઘાના બરફના પહાડો જેમ પીગળી ધોધરૂપે એનો જળપ્રવાહ જેમ વહી જાય છે એમ શ્યામાનુ મૌન વહી ગયુ હવે એના પગ આ ઘરમા કઇક સ્થિર કઇક વજનદાર બનતા જતા હતા એવુ આત્મભાન એને આવ્યુ વહેતી સવારમા એના વીખરાયેલા કાળા રૂક્ષવાળ હવામા આમતેમ ઉડાડતી ઉડાડતી હવે એ દાસદાસીઓની ખબર લઇ નાખતી 'કેમ રે કમલા! પલગ નીચેથી ઝાડુ બરાબર કેમ કાઢ્યુ નથી? ખબર છે કેટલી ધૂળ પડી છે?' એમ બોલી કમળાને ધમકાવી એ ચાકર ભોળુ તરફ દોડી જતી અને તેનો કાન પકડી કહેતી મારૂ ચાલે તો આ ઘરમાથી તને બહારજ કઢાવુ

ભયભરત બની ભોળુ કહેતો કેમ મા? 'ઓરડામાં જરા જઇને જો પાટલા કેવા આમતેમ પડ્યા છે? મને લાગે છે કે નાની વહુએ તને કાઇ શીખવ્યુ લાગતુ નથી' મ્હી ધુંધવાઇને શ્યામા ત્યાથી પોતાના ખડમા ચાલી જતી

દાસદાસીઓની બધી ફરીયાદો મારા કાને આવવા લાગી હતી આખુ ઘર જાણે એ વિધવાએ માથે લીધુ હતુ જેમ આવે તેમ એ ઘરનુ સાચસ્થીતુ ફેકતી કદીક ગુસ્સામા આવી નોકરો ઉપર ગાળોની રમઝટ બોલાવતી અને આ બધુ હુ મુગી મુગી સહન કર્યે જતી હતી એ સત્ય હતુ કે શ્યામા આ ઘરમા વધુ સમય રહેવા માટે આવી ન્હોતી તો પછી શામાટે પતિને આ બધી વિગતો જણાવી અકથ્ય ગ્લાનીથી ભરી દવા?

આ બધો કોભાડ શ્યામાએ ઉભો કર્યો હતો છતા એની એક પ્રશસનિય બાજુપણ હતી મોઘી વહુની એ પ્રચડ પક્ષકાર હતી મોઘી વહુએ એનુ હૃદય જીતી લીધુ હતુ હુ જાણતી નથી શા માટે શ્યામા એના તરફ પાણીના રેલા જેમ ઢોળાઇ જતી હતી!

શામાટે એના કામમા કદીયે કઇ ક્ષતિ એ જોતી નહોતી? અને હમેશા આનદીત બની એને આવકારતી હતી? મને લાગે છે કે મોઘી વહુનો એજ ઉચ્ચમા ઉચ્ચ વિજય હતો એણે સર્વેના હૃદય ઉપર પારસમણી જેમ સ્પર્શનો જાદુ પાથર્યો હતો એજ સત્ય જેને જીવ-નમા સઘરીને એ બેઠી હતી એણેજ મને એના તરફ દોરી હતી એણેજ શ્યામાના ઉરતતુને ખેચી રાખ્યા હતા

વૃદ્ધ શ્યામા મારી સાથે ભાગ્યે જ કઇ બોલતી કઇક પ્રશ ગવશાત અમે ચડભડી ઉઠતા એટલુજ એનુ કારણ કઇ હોય તો તે શ્યામાની સ્વભાવજન્ય તકરારપ્રિયતા અને વધુમા હુ હમેશા એના તરફ પીઠ ફેરવીને બોલતી, અને જરા જેટલીયે મચક ન આપતી

મને એ જરાયે ન ગમતુ કે આ ઘરના શાત, સુદર વાતાવરણના સનીલમાં કોઇ બહારથી આવીને પથરો ફેકી એને ડોલાયમાન અસ્થિર મલિન કરે અતર તને હુ એવુજ

ઇચ્છતી હતી કે શ્યામા આ ઘરમાંથી ચાલી જાય તોજ આ બધા નીતનવીન ઝઘડાઓ, નોકર ચાકરની ફરીયાદો વિરમી જાય અને ઘરની શાંત ઉજ્જવલતા ફરીવાર પ્રકાશી ઉઠે.

પણ શ્યામા નીતનીત નૂતનવેશ પરિધાન કરીને અમારા આ ઘરના પાત્રો વચ્ચે એનું નાટક ભજવતી હતી. કોઇ કોઇ વાર એ મારા સ્વામી પાસે જઇને કહેતી 'મોટી વહુને તમે-જતો અન્યાય કર્યો છે. ખબર છે એ કેટલું કામ કરે છે? એક ચાકરડીથી પણ વધુ; અને બકુલાને એવું કંઇ દુઃખ નથી. એ આ ઘરની મહારાણી છે. તમેજ એને એ ગૌરવપદ આપીને ઉચ્ચ આસને બેસાડી દીધી છે. કહું છું, આજ વખત છે કે તમે બકુલાને ઘરની ચાર દિવાલોનું ભાન કરાવો.'

ધ્યાનમગ્ન થઇ મારા સ્વામી એક ખુરશી ઉપર બેઠાં બેઠાં એની કુઇના આ બધા વિસંવાદી સૂરો સાંભળતા, અને પછી હસીને કહેતા 'તમેજ કહોને ફુઇ, બકુલાને શી સજા કરૂં?'

એથી વધુ છંછેડાઇને શ્યામા કહેતી 'સજા કરવાનું મેં ક્યારેય કીધું નથી. કહું છું જે હક્કો મોટી વહુના છે એ બકુલાને ન મળવા જોઇએ. રાત દિવસ એ તમારૂં કામ ઍંચે છે. સદા મુંગી, પ્રશાંત; ઉચ્ચ સ્વરે કંઇ બોલે છે પણ ખરી? કારણકે એનું દુઃખ હમેશાં એ અંતરમાંજ શમાવી દયે છે. એને વેદના છે પણ એ જાણવાની કોઇને પડી નથી. જાણે છે હમણાં હમણાં એ કેટલી ક્ષીણ, કેટલી દુર્બળ બની ગઇ છે? જાણે ધતુરાનું ફુલ!'

ઉત્તરમાં મારા પતિ કંઇપણ બોલ્યા વગર ત્યાંથી ઉઠી ચાલ્યા જતા. આ વૃદ્ધાને અપમાનવાની, તિરસ્કારવાની હિંમત એનામાં નહોતી.

મારા સ્વામી પાસે મારા વિરૂધ્ધ ભંભેરણીઓ, ઉપાલંભો, અને ભયસ્થાનો ઉભા કરવામાં શ્યામાએ કંઇ બાકી રાખ્યું નહી. જ્યારે જ્યારે એને એ નિગ્રત અવસ્થામાં જોતી ત્યારે કોઇ જલધેરી વાદળી જેમ એના ખંડમાં દોડી જતી; અને તીવ્ર વેદનાભર્યો, અશ્રદ્ધાભર્યો ઠપકાઓનો અભિષેક વરસાવી આવતી; અને પછી પરમ આનંદિત થઇ મોટી વહુ પાસે જઇ કહેતી 'બકુલાએ તારૂં જીવન કચરી નાખ્યું છે એ હું જાણું છું. આ સંસારમાં માત્ર તું ધૂળ જેમ એના પદતલે ચોટીને પડી રહી છે. હું એ ધૂળમાં આત્મશ્રધ્ધાનો મંત્ર ફુંકવા આવી છું. તારૂં ગૌરવપદ તને પાછું મળશે.'

એના સ્નિગ્ધ શ્યામલનયન શ્યામા તરફ ફેરવી મોટી વહુ કહેતી 'ક્યારે મેં કહ્યું કે મને અહિં દુઃખ છે? તમે બકુલાને ઓળખી શકતા નથી. એ અન્નપૂર્ણા છે. એના પ્રસાદથી તો મારા આ સંસાર અમૃતથી છલકાઇ જાય છે.'

'તારી અર્ચનાની પ્રશંસા કરીકરીનેજ એણે તને પૂજારિણી બનાવી દીધી છે.' ઉગ્ર કંઠે એમ બોલીને શ્યામા ત્યાંથી બહાર ચાલી જતી.

એ રાત્રિનુ મને સ્મરણ છે જ્યારે પ્રકૃતિની અજ્ઞાત દેહલતા ઉપર પવનની ચુંદડી ઉડતી હતી અને બાગમાંથી નીશીગંધાના ફુલોએ સુરભી ઉડાડી ઉડાડી અને નવવાસિત કરી દીધી હતી મારા સ્વામીને સુવાનો આ સમય હતો અને એની તૈયારી એ કરતા હતા એવામા ક્યાંથી શ્યામા એનુ કાજળભેરૂ વસ્ત્ર આઢીને ત્યા ઉપસ્થિત થઇ અને મારા સ્વામીના પલંગ પાસે ધીમે સ્વરે બોલી મોટી વહુને હુ અહિંથી થોડા મહિના માટે ત્યા લઇ જવા ઇચ્છુ છુ એ પણ એમા સમ્મત છે તારો શુ મત છે?

મારા સ્વામી થોડીવાર ચૂપ રહ્યા મૌનની એક આછી છાયા વાતાવરણમા રેલાઇ ગઇ પછી એણે કહ્યુ, મોટી વહુની ઇચ્છાશક્તિ એને મુક્ત કરેને માર્ગ દેરી જાય એમા મારે શામ? આડે આવવુ જોઇએ? તમે એને સાથે લઇ જઇ શકો છો'

પરમસતોષની થોડી રેખાઓ શ્યામાના મોઢા ઉપર વેરાઇ ગઇ અસ્વસ્થ ત્યાંથી એ પોતાના સુવાના ખંડ તરફ ચાલી ગઇ એનુ મન આજ વિજયની બેગીની બાજી ઉકતુ હતુ

સવારમા ઉઠીને શ્યામાએ પોતાનો સામાન તૈયાર કરી લીધો પ્રસ્થાનનો આ સમય હતો ત્વરાથી ઉપડતા એના પગને પગને જાણે એના અંતરનો આનંદ ઢોળાઇ જતો હતો નોકર બહારથી એક્કાવાળાને બોલાવી આવ્યો હતો, તેમા શ્યામાનો ટ્રંક મૂકી દીધો હતો, અને હવે વિદાયની અંતિમક્રિયાનો અવકાશ બાકી હતો

ઘરમા કોઇ બોલતુ ચાલતુ નહોતુ જાણે સ્ફટિકના ઘડીકાઢેલા પુતળા જેમ દાસ દાસીઓ એક બાજુ ઉભા રહી ગયા હતા બકુલા વિદાયના આ શુભ મુહૂર્તે નવુ વસ્ત્ર બદલાવતી હતી, અને એનો સ્વામી એક ખુરશી ઉપર બેસીને ડાયરીના કેટલાક પાના આમથી તેમ ઉથલાવતો હતો •

શ્યામાએ ઉચ્ચ સ્વરે કહ્યુ હવે કેટલી વાર છે મોટી વહુ?

મોટી વહુ પૂજાના ખંડમાંથી બહાર આવી એટલામા પારણામા દીપકના રૂદનનો ઘેરો ચિત્કાર સભળાયો એ રડતો હતો

ઘુઘટકાઢી મોટી વહુ ત્યા દોડી ગઇ અને દીપકને પારણામાથી બહાર કાઢી ખોળામા લઇને બેઠી

'કહુ છુ કે કેટલી વાર છે મોટી વહુ? ફરીવાર શ્યામાનો ઉગ્ર ઘાટો સભળાયો પણ મોટી વહુ કંઇ બોલી નહી શાંત બનેના દીપકને એણે છાતીએ ભીડી દીધો અને ઘુઘટને વધારે નીચે ખેચ્યો.

'જેવુ તારૂ નસીબ' કહી પગપછાડીને શ્યામાએ બીસ્ત્રો ઉપાડયો અને બહાર ચાલી ગઇ

સહસા મારી દૃષ્ટિ મારા સ્વામી ઉપર પડી એ મોટી વહુના ઘુઘટનેપથ્યમા કંઇક સજ્જલ નયને જોઇ રહ્યા હતા મને લાગે છે કે એ અશ્રુ પ્રેમના હતા

# અ જા ણિ યો

( શિખરિણી )

અતિ ઊંચાણેથી નિરભય બનેલા શરીરને
ઉછાળીને ફેંક્યું ડગમગ થતી કાષ્ટ-નળીએ:
નમ્યું જો, જો આખું શરીર પટકાશે અબઘડી
ધરિત્રિ અંકે સંજીવન પળ મૂકી મલકતી.

ગુલાંટોની વચ્ચે ગતિ ચપલ અંગોની કુદડી
વડે એણે કીધી અવયવતણી કૈંક રચનાઃ
કમાનોપે જૂના ખૂબ નમી જતા વાંસપરથી
ફગાવી કાયાને, સકલઢગ એણે વશ કરી.

ઘડાયેલું ધૈર્ય, ક્ષીણ શરીર તોયે સ્થિર થતી
ક્ષણોને સંભાળી અડગ ડગલે ઊર્ધ્વ ચડવું:
રહ્યો શોપી એવું અવિરત શ્રમે ખંત ખડકી
નવાં રૂપે; દૃષ્ટિ લગીર પણ લપસાવ્યો વગર હું.
અજંપે જાગીને ડગમગ થતો દેહ લઈને
અધીરી દોરીપે સ્થિર રહીશ, રાખીશ મનને.

ઇન્દુલાલ ગાંધી

# ચા ર  ચ ક્ષુ ઓ

( અનુષ્ટુપ )

અમે બે મિત્ર થૈ સજ્જ, મ્હેમાન વળાવવા
ગયા'તા સ્ટેશને, રૂઢીકેરા ઋણુ પ્રીટાડવા
ટીકીટો લઈ અમે સર્વે, સામાન ઉપડાવીને,
પહોંચ્યા ટ્રેન સાન્નિધ્યે, પ્લેટફૉર્મ વટાવતાં ૪

ધક્કા, મુક્કા અને ગાળો કેરી ફેર ઝડી મહીં
કો'કનાં બિસ્તરા ફેંકી, ફગાવી ટ્રંક કો'કના,
જગાડી કો'ક સૂતાંને, સાંકડા એ ડબામહીં
સંકોડી સર્વ અંગોને બેસાય તેટલી જગા
માંડ માંડ મળી અન્તે અમારા મહેમાનને. ૯

પછી નિર્વૃત્ત થૈ, મિત્રે વ્યવહારૂ વાત આદરી:
વેદાયો કૈંકને આપી હશે, કાં તો અનુભવે
ટોપાયેલો હશે, તેથી બોલ્યો એ ઠાવકા મુખેઃ
' ધ્યાન રાખી સુજો રાત્રે, દાગીના કુલ સાત છે:
જઈને તુર્ત પહોંચ્યાનો પત્ર ચે ભૂલશો નહિ".
એવી એવી ઘણી એને સૂચનાઓ દીધી પણ
અન્ય કો' સ્થાનપે મ્હારાં નિયુક્ત નયનો હતા. ૧૬

અજાણી ન્હાની બે બાળા આશરે દશ વર્ષની
બેઠી'તી એજ ડબ્બામાં નવાં વસ્ત્રે સુસજ્જ થૈ.
—ની મસ્તીમાં મત્ત નયનો એમનાં ન'તાં,
દેહની વેલ થૈ ન્હોતી પમરેલી ફુલ્લ રૂપથી;
છતાં મ્હેમાન ને મિત્ર વ્યવહારૂ વાત એમની
ભૂલતાં, બેઉ કન્યાએ મ્હારૂં ચિત્ત કર્યું સર ૨૨

કરતી વાત નિર્દોષ બન્ને અસ્પષ્ટ સર્વને:
ઘડીમાં સ્મિતની શેડયો ફૂટતી ઓષ્ટ ચારૂપે,
ઘડીમાં હસ્ત મોં-ઠેરા ન્હોરાં નિર્દોષ દેહને
અંગોના સુષ્ઠુ ભંગોથી દીપ્તિ દે અધિકાધિક. ૨૬

ચોમાસું પાંચમું—છઠું ધરાને અંક ભીંજવી,
અન્ન પુષ્પો ફળોથી જ્યાં મ્હેક મ્હેકાં બનાવીને
થશે અસ્ત, ત્યહાં આ બે બાળાઓ બાળભાવને
ત્યજીને મુગ્ધ ભાવે કો' દેહની વેલ યૌવને
મ્હેક મ્હેકાં ધરી, સૌમ્ય લજ્જાને ધરતી હશે!
એથી યે આઘેરૂં ભાવિ,—પતિભક્તિ પરાયણાતા
દામ્પત્યજીવને કો'દિ ઉમંગે રાચતી હશે! ૩૩

આગગાડી તણી તીવ્ર વ્હીસલેથી વિંધાઇને
હજી ઉંચે ચઢી વ્યોમે ન્હાણવા ઇચ્છતું મમ
કલ્પના પંખીડું રે! રે! સહસા ભોંયપેં પડ્યું! ૩૬
ત્યાં મિત્રે હાથ આલ્યો ને પ્રણામો મહેમાનને
કર્યાં ઝીલ્યા સપાટામાં ગાડી યે સરકી ગઇ;
રહી ફક્ત ઉરે મ્હારા ચોંટેલી ચાર ચક્ષુઓ! ૩૯

જયાનંદ દવે



# ના ગમે !

( પણ રે બોલે ને બેરણ સાંભળે—એ ઢાળ )

આભનાં ઉડણુ મુજને ના ગમે,
ગમે ધરણીના વિહાર;
તેજના ફુવારા ત્યાંના ના ગમે,
ગમે અહીંના અંધાર !
આભનાં ઉડણુ મુજને ના ગમે !

આભમાં ઉગ્યા છે કોટિક તારલા,
શૂળ સમ વીંધી રહે અંગ;
અહીં ખીલ્યાં છે નવરંગ ફૂલડાં,
મહેકે અજબ સુગંધ !
આભનાં ઉડણુ મુજને ના ગમે !

પ્રાણવાયુ ત્યાં થાયે પાતળાં,
ધાર્યાં ડગ ન મંડાય;
અહીં વાયે અનુકૂલ વાયરા,
અંગે ચેતન ઉભરાય !
આભનાં ઉડણુ મુજને ના ગમે !

વસતો ભલે ત્યાં સ્રષ્ટા વિશ્વનો
ના દર્શનની અભિલાષ;
જીવતા પ્રભુની અહીં ન ખોટ, કે
નાખું નજર એ પાસ !
આભનાં ઉડણુ મુજને ના ગમે !

દેવજી રા. મોઢા

# ન્યૂટનનાં વર્તુળ

( મનહર )

"આંતર્ગોળ કાચપરે બાહ્ય ગોળ કાચ: રાખી
આજ તો તમારે જોવા ન્યૂટન વર્તુળ;"
એમ કહી પ્રોફેસર તમયેરી ઓરડીથી
ગયા શું ફેલાવી પોત પ્રકાશ વર્તુળ.

આંતર્ગોળ કાચ પરે બાહ્યગોળ કાચ રાખી
જોવા મંડયો ધીમે હું તો ન્યૂટન-વર્તુળ:
અતિશય મ્હેનતથી માઈક્રોસ્કોપ ફોકસ કરી
યત્નો કર્યા; મળ્યાં નહિ અજબ વર્તુળ
અંતે હું તો થાકી જઈ બેસી ગયો સ્ટૂલ પરે
એકીટશે જોઈ જોઈ ભેજું થયું શુલ;
કયાંથી વળી ગોત્યાં એણે આવા ગોળ ચક્કરડાં!
નક્કી હશે ચક્રમનું ભેજુ ય વર્તુળ.

પ્રયોગ કરતી પાસે સહાભ્યાસી યુવતી એ
ઝીણી ઝીણી આંખે હતી જોવામાં મશગુલ;
પણ પામી જઈ મારી મુંઝવણ, ધીમે એ તો
નજીક આવીને વદી, "મળ્યાં શું વર્તુળ?
મને તો એ મળી ગયાં. જુઓ કેવા રંગરંગી!"
એમ કરી હસી ઊઠી; હાસ્ય જાણે ફૂલ.

હસમુખા ગાલ પરે ગાલ તણી લાલી મહિં
મકટેલા દીઠાં રંગબેરંગી વર્તુળ;
હસતાં મેં કીધું એને, "ખરેખર મળી ગયાં,
રસહીણુ ન્યૂટનથી અદકાં વર્તુળ!"

o

ચંદ્રકાન્ત શાહ

## Irony નામે અંગ્રેજી અલંકારનું ખરું તત્ત્વ

પ્રો. ડોલરરાય ર. માંકડ

પશ્ચિમનાં સાહિત્યમાં irony નામે એક અલંકાર સ્વીકારાયો છે.

અલેક્ઝાંડર બેઇન એવું લક્ષણ નીચે મુજબ બાંધે છે.[1]

Irony consists in stating the contrary of what is meant, there bieng something in the tone or the manner to show the speaker's real drift.

આનું પૂરું સ્વરૂપ સમજવા માટે થોડાક દાખલા લઈએ.

(1) Brutus is an honourable man

(2) If ideas were innate it would save much trouble to worthy persons.

આમ કેટલાક દાખલા પછી બેઇન લખે છે કે[2] From the effectivness of the instrument, we are accustomed to the habitual employment of numerous common places of Irony. 'It never entered into his wise head;' 'so great a master' 'a superior person,' 'how very kind.'

---

૧ The Rhetoric પૃ. ૨૧૩

૨ એજ પૃ. ૨૧૫

સામાન્ય રીતે આપણે જેને કટાક્ષ કહીએ છીએ તેજ આ irony છે એમ ઉપરના તેથી સમજાશે. પણ એનું ખરું તત્ત્વ શું છે? આપણે ત્યાં એવો કોઈ અલંકાર છે ? ઉપરટપકે જોનારને irony અને આપણે વ્યાજસ્તુતિ અલંકાર બંને એકજ છે એમ વાનો સંભવ છે. પણ irony વ્યાજસ્તુતિ નથી. વ્યાજસ્તુતિની સામાન્ય વ્યાખ્યા રે દેખીતી નિન્દામાંથી સ્તુતિ અને દેખાતી સ્તુતિમાંથી નિન્દા પરિણમે ત્યારે વ્યાજસ્તુતિ એમ છે. આનો અર્થ 'કહેલા અર્થથી ઉંધોજ અર્થ સમજાય તે વ્યાજસ્તુતિ' એમ ને irony તથા વ્યાજસ્તુતિને એકરૂપ ગણવાને કોઈક લલચાય. પણ એ બરાબર નથી. ny એટલે તો કટાક્ષજ. હવે નીચેનાં વ્યાજસ્તુતિના ઉદાહરણો જુવો:

(૧) હે રાજન્, મારી પ્રજાને મેં બહુ સુખી કરી છે એમ માની જતો નહીં; તેં ને તો ધંધા વગરના કરી મૂક્યા છે એ તો વિચાર.

(૨) હે જલદ, આ તારી ખરી સ્તુતિ છે કે તું તારી ગર્જનાથી પથિકોને હણી રાજાને મદદ કરે છે.

આમાં ક્યાંય કટાક્ષ છે? નથીજ. તો irony તે વ્યાજસ્તુતિ પણ નથીજ. irony અને વ્યાજસ્તુતિમાં ભેદ શો? એમ પૂછો તો જવાબ છે કે વ્યાજસ્તુતિમાં મુખ્યાર્થ (વાચ્યાર્થ) હોય છે તે વર્ણનનાં પાત્રને લાગુ પડે છેજ, જ્યારે irony માંનો યાર્થ વર્ણનવિષયને લાગુ પડતોજ નથી. દા. ત. રાજાએ ચોરોને ધંધા વગરના કરી મૂક્યા તે ખરીજ વાત છે, તેમ વળી વાદળાં પથિકોને હણે છે તે પણ ખરુંજ છે. આમ વ્યાજ તેમાં વર્ણનવિષયની આપેલી હકીકતો સાચી હોય છે અને વક્તાને, વર્ણવેલી હકીકત તેમજ ઉપરથી નીપજતી સ્તુતિ કે નિન્દા બંને અભિમત હોય છે. irony માં એમ નથી . દા. ત. Brutus is an honourable man માં વક્તા એને honourable તો નથી, અને એ honourable છે એવું સાંભળનાર માને એમ પણ ઇચ્છતો નથી. વક્તવ્ય તો મુખ્યાર્થ (વાચ્યાર્થ) થી ઉંધુજ છે. આમ વ્યાજસ્તુતિ અને irony તત્વતઃ જ છે.

ત્યારે irony નું ખરું તત્વ આપણાં અલંકાર શાસ્ત્ર મુજબ કયું? મને તો લાગ્યું કે જેને આપણા કાવ્યશાસ્ત્રીઓ અત્યન્તતિરસ્કૃતવાચ્ય નામે ધ્વનિપ્રકાર ગણે છે તેજ આ ony છે. અત્યંતતિરસ્કૃતવાચ્યના નીચેના દૃષ્ટાન્તો જુવો:

(૧) उपकृतं बहु तत्र किमुच्यते
सुजनता प्रथिता भवता परम् ।
विदधदीदृशं सदा सखे
सुखितमास्स्व ततः शरदां शतम् ॥ મમ્મટ

(૨) कृतं त्वयोन्नतं कृत्यमर्जितं चामलं यशः ।
यावज्जीवं सखे तुभ्यं दास्यामो विपुलाशिषः ॥
इति कस्यचिदपकारिणं प्रत्युक्तिः — જગન્નાથ

આ દૃષ્ટાંતો વાંચતાં એ irony નાં જ ઉદાહરણો છે એમ સમજાશે. આથી જેને આપણે અત્યંત-તિરસ્કૃત-વાચ્યધ્વનિ અથવા જહત્સ્વાર્થલક્ષણામૂલ ધ્વનિ કહીએ છીએ તે જ irony છે. આમ એમાં વિપરીતલક્ષણા પ્રવર્તે છે. આ જાતના ધ્વનિમાં સામાન્ય રીતે વાચ્યાર્થથી વિવક્ષિત અર્થ તદ્દન જ ઊંધો હોય છે અને એ બીજો અર્થ વક્તાના સ્વરથી કે ચેષ્ટાદિથી વ્યંજનાથી સમજાય છે. આ વાત ધ્યાનમાં રાખીને ઉપરની એણે આપેલી irony ની વ્યાખ્યા વાંચતાં સમજાશે કે બન્ને તત્ત્વમાં એક જ છે. એ જ તેની વ્યાખ્યામાં 'There being something in the tone or manner to show the speaker's real drift' છે તે આપણો કાકુ કે ચેષ્ટા જ છે. આમ irony વિપરીતલક્ષણા ઉપર રચાયેલ ધ્વનિપ્રકાર છે.

●

# સિંધુને કાંઠેથી

**બીજારોપણ** | **સુહિણી શા માટે ?**

અંધારી રાત હતી.

સિન્ધ હિન્દી પરિષદને પ્રમુખપદે વરાયેલા શ્રી કાકાસાહેબ કાલેલકર સવારે લાહોર મેલમાં કરાચી પહોંચવાના હતા. તેમનું સ્વાગત કરવા માટે મલીર સુધી આવેલ ચાર સાહિત્યરસિક મિત્રો સ્ટેશનના પૂલ ઉપર બેઠા બેઠા વાતોએ ચડયા હતા.

એમાંથી બે હતા, ૭ એક માસ પછી કરાચીમાં ભરાનાર તેરમા સાહિત્ય સંમેલનની સ્થાનિક કારોબારી સભાના મંત્રીઓ અને બીજા બે હતા તેજ સભાના અગ્રગણ્ય સભ્યો.

નગરની વાસ્તવિકતાથી ચૌદેક માઈલ દૂર, આકાશના તારામઢેલ ઘુમ્મટ નીચે, વાતોની વિહારપાંખો છૂટથી વીંઝાયે જતી હતીઃ આસ્કર વાઈલ્ડથી ઉપનિષદો સુધી, બ. ક. ઠાકોરના અગેય પૃથ્વીપ્રયોગોથી માંડીને ફ્રાઉડના નૂતન માનસશાસ્ત્ર પર્યંત, બંગાળના બાઉલગીતોથી આરંભીને સીંધની સૂફી-વાદી કાફીઓ લગી.

  

બંગાળના બાઉલગીતોની પેઠે શા માટે સિંધી કાફીઓને પણ જગદ્યાત્રાએ ન મોકલી શકાય ? સૂફીવાદનું તત્ત્વજ્ઞાન, પ્રિયમિલનનો પ્રેમભીનો તલસાટ, તળપદી બાનીનું સર્વતન્ત્રસ્વતંત્ર, છતાં સ્વચ્છન્દી નહિ એવું, લોકહૃદય અને લોકજીવનના સાહજીક સંપર્કે શોભતું રચનાવિધાનઃ બંગાળી બાઉલગીતોના કરતાં આ કાફીઓની સંસ્કારસમૃદ્ધિ કઈ રીતે ઉતરતી છે ? સીંધી ભાષાનું આધુનિક સાહિત્ય ભલે નહિ જેવું હોય, પરંતુ મધ્યયુગી વાઙ્મયની સૃષ્ટિમાં પોતાની બ્હેનપણીઓથી વધુ નહિ, તો એમના જેટલી તો એ ભાગ્યશાળી છેજ. શા માટે આ બધું ઓછામાં ઓછું ગુજરાતીઓ સમક્ષ રજુ ન કરવું ? અંગ્રેજો જે દેશમાં જાય ત્યાંની ભાષા શીખે, સાહિત્ય વાંચે, લોકકથાઓ અને લોકગીતો સંગ્રહે, સામાજિક અને ધાર્મિક રીતિરિવાજોનો તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરે. હિન્દુસ્તાનની ઘણીયે પ્રાંતીય બોલીઓના પ્રથમ શબ્દકોશો અને વ્યાકરણો અંગ્રેજોને હાથે રચાયાં. શા માટે આપણને આપણા પાડોશીઓના સાહિત્ય કે

સંસ્કારજીવનમાં આ પરદેશીઓના જેટલોયે રસ નથી, કુતૂહલેય નથી ! રોજ નિયમે, જે જમુમલ સાથે દલાલ બજારમાં, સટ્ટા માર્કેટમાં અને ઓફીસમાં હજારોનું કામ પાડીએ છીએ, રોજ રાતે જેમીને જે કુંદનમલ સાથે મેળાવડાઓ અને ચાપાર્ટીઓ માણીએ છીએ, અથવા દેશી કે અંગ્રેજી ચિત્રપટો જોઈએ છીએ, તે સૌના સામાજિક અને સાંસ્કારિક જીવનપ્રવાહના મૂળ અને મુખ કાં ન શોધીએ ? ચાલીશ લાખ સિંધવાસીઓના આ મહાભારતપુરાણ પ્રાંતને રોમાંચક ઈતિહાસ હશે, સાધુ, સંતો, મહંતો, પીરો, ફકીરો અને ઓલીઆઓની એક ગંજાવર જમાત હશે, ઉત્સવો અને યાત્રાઓ હશે મેળાઓ અને ગુર્જરીઓ હશે મંદિરો અને દરગાહો હશે. અને એ સૌમાં પ્રજાના મહાપ્રાણના ધબકારા હશે. શા માટે એ ધબકારા ન સાંભળવા અને ન સંભળાવવા ગુજરાતીઓને કદરદાનીથી ?

❖ ❖ ❖

બધી વાતોના ભીતરમાં એક જ ભાવ. સંમેલનને મંગળ-સાહિત્ય અને સંસ્કારની દૃષ્ટિએ સફળ-શી રીતે બનાવવું ?

બધી ચર્ચાઓના અંતસ્તલમાં એક જ આતુરતા. સિન્ધુદેશના એક મીઠા જેટલા વસનારને, અર્ધ લાખથી યે અધિક ગુજરાતીઓની વતી ગુર્જરાન મુલ્કગુજરાતને શો હિસાબ આપવો ?

❖ ❖ ❖

## નામકરણ સંસ્કાર

“પત્રિકાના હેતુના પ્રચાર માટે, સિન્ધના કાવ્ય-સાહિત્ય-ઇતિહાસ-સંસ્કારની પિછાણ ગુજરાતીઓને કરાવવા માટે શા માટે સ્થાનિક કારોબારી સભા તરફથી એક માસિકપત્રિકા પ્રગટ ન કરવી ?”, એક ભાઈએ સૂચના મૂકી.

“નામ શું રાખીશું ?” સૂચનાને ઝડપી લેતા ત્રણેય બોલી ઉઠ્યા.

“સિંધુ સાથેનો આપણો લાંબો સંપર્ક, સિંધુ પ્રત્યેની આપણી મધુર મમતા વ્યક્ત કરી શકે, સિન્ધના તળપદા સાહિત્યની ઘેરી ફોરમનું પ્રતીક બની શકે, સિન્ધી લોક-સમુદાયની વિશિષ્ટ ઊર્મિઓના સાત્વિક અને સનાતન તત્ત્વોને ઝીલી શકે એવું કંઈક શોધી કાઢો,” એક જણે જરા લંબાણથી દિશાસૂચન કર્યું.

“સિન્ધુ'જ રાખીએ તો ?” બીજાએ લઘુતમ પરિશ્રમને પન્થે પડ્યા.

“બહુ જ સામાન્ય થઈ જશે. એમાં બધુંય સમાશે અને કંઈ જ નહીં સમાય !” ત્રીજાએ વાંધો દર્શાવ્યો. “એના કરતાં સુહિણી રાખીએ તો કેમ ?”

‘સુહિણી, મેહારની પ્રિયતમા ? ગુજરાતની જીભે એ સિન્ધી શબ્દ ચડશે ખરો ?”

“ચડી જશે, બનાસ ચડી જશે, જરાક પ્રયત્ન કરશો તો ! વળી કંઈક નવીનતાયે આવશે. “સોહે” શબ્દ આપણે કયાં નથી વાપરતા ? જે સોહે છે એટલે કે શોભે છે તે સોહિણી. એને જરા સિન્ધી સાડી પહેરાવી દો એટલે થઈ જશે સુહિણી – સુહાવણી એટલે કે સૌંદર્યવતી !

આમ જન્મ પહેલાં 'સુહિણી'નો નામકરણ સંસ્કાર થયો—અંધારી રાતે, સ્ટેશનના પૂલ ઉપર, નગરની વાસ્તવિકતાથી ચૌદ માઇલ દૂર!

❖ ❖ ❖

## તેરમું

પછી તો સંમેલન આવ્યું ને ગયું, કોઇએ એને સફળ કહ્યું; ઘણાએ એને નિષ્ફળ ગણ્યું. તેરમા સાહિત્યસંમેલનમાં ન જાણ્યો સાહિત્યપ્રેમીઓએ સાહિત્યનો ઉર્ધ્વગામી સાત્વિક ઉલ્લાસ, ન માણ્યો ઉત્સવપ્રિય આદમીઓએ સંમેલનનો રાજસ આનંદ! આમ સાહિત્ય અને સંમેલન બંને જતાં બાકી રહ્યું તેરમું! તે આવ્યું સૌને ભાગે–એમ કેટલાકે એની મશ્કરી પણ કરી.

સંમેલનની સાથે સંમેલનની પ્રચારપત્રિકા સુહિણીયે છ વખત પ્રગટ થઇને બંધ થઇ ગઇ.

❖ ❖ ❖

## આદર્શમૂર્તિ

તે પછી ફરી પાછી આજ અઢાર મહિને 'સુહિણી' પ્રગટ થાય છેઃ સંમેલનની પ્રચાર–પત્રિકા સુહિણી નહિ, પરંતુ સિંધના બૃહદ્‌ગુજરાતીઓના સાહિત્યપ્રેમના એક પ્રતીક–રૂપે.

સીંધી શાયરોનો શિરતાજ શાહ અબ્દુલ લતીફ : તેની પ્રિયતમા. નાયિકા સુહિણી. હનુમાનનું હૃદય ચીરતાં અંદરથી રામનામની પ્રતિમા પ્રગટે, તેમ સિંધી સંસ્કારોનું–ધર્મ જીવન અને ફિલસુફીનું અંતઃકરણ ઉઘાડતાં સુહિણીની–શાહની કાવ્યમયી આદર્શમૂર્તિ સુહિણીનીજ–ઝાંખી થાય.

આમે તે યે 'સુહિણી' શબ્દનો અર્થ સૌન્દર્યવતી જ થાય છે. સુંહ એટલે સૌન્દર્ય, સિંધી ભાષામાં. આપણે ત્યાં પણ સોહે–' શોભા ' ઉપરથી ક્રિયાપદ વપરાય જ છે. અને શોભન ઉપરથી ' સોહન ' પણ છે. આ સોહિની ' સોહિણી ' ગુજરાતની જીભે અને હૃદયે ચડતાં વાર નહિ લાગે!

❖ ❖ ❖

## સુહિણી પ્રગતિવાદી કે પ્રત્યાઘાતી?

'પ્રગતિવાદી' સાહિત્યના આ જમાનામાં 'સુહિણી' 'પ્રગતિવાદી' કે 'પ્રત્યાઘાતી' એ પ્રશ્ન સહેજે ઘણાને ઉત્પન્ન થાય.

એવાં બધાં સાધનો, દ્રવ્યોનો, રૂઢી શાસ્ત્ર, સમાજ અને રાજ્યની નજરે ધર્મપુરઃસર અધિકારી, કાયદેસર હકદાર તે કોમ ! સુહિણીએ આભૂષણો સજવા તે કોમને રીઝવવા—એ શાસ્ત્રોની આજ્ઞા અને સમાજનો આદેશ. લેખકની કલમ મૂડીવાદને જ બિરદાવે, કલાકારની પીંછી મૂડીવાદનેજ સોહામણો ચીતરે,-ગવૈયાની સારંગી મૂડીવાદને જ લાડ લડાવે, જે સુહિણી, જે સાહિત્ય સંગીત અને કલાજનતાના કલ્યાણ અર્થે યોજવાં જોઇએ–તે જનતાની છાતીમાં ખૂટની એડી ખુતાડીને ઉભેલા મૂડીવાદની મહત્તા ગાવા, વધારવા અને વિસ્તારવા માટે જ યોજાય; એ પ્રગતિ વિરોધક પ્રણાલિકા વિરૂદ્ધ શાહે સુહિણીને પડકારીને કહ્યું છે કે પ્રીતમને કાજે સજેલા આભૂષણોનો ઉપયોગ, હે સુહિણી પરધ્યાને રીઝવવા માટે રખે કરતી !

સુહિણીનો રૂપરાશિ, સુહિણીની વેષભૂષા, સુહિણીનું સાહિત્યસંગીત, બધું મેહારને અર્થેજ છે, હોવું જોઇએ. મેહારને જનકલ્યાણનું પ્રતીક કરી દઇએ તો સામ્યવાદનો ત્રિકોણ પુરો થઇ જાય. આમ આ મધ્યયુગીન સુરી શાયરમાંથી સામ્યવાદના તત્ત્વો શોધવા બેસીએ તો પણ મળી આવે. મહાકવિઓની વાણીને દેશકાળનાં બંધનોજ નથી. છતાં એવો અત્યાચાર કરવાની આપણને જરૂરેય નથી. ઐહિક અને ઐહિક હિતોની ખાતર 'સુહિણી' પારમાર્થિક હિત પ્રત્યે ઉપેક્ષા ન કરે–એટલોજ એ ધ્યેયમંત્રનો સરળ અર્થ સૌ રસિકો સ્વીકારે એટલે પત્યું.

●

# ખે ડુ

(સ્રગ્ધરા)

ખેડૂ હાંયે નકી એ : કિચુડ કિચુડ બે બેલ હાંકી રહ્યો'તો
કૂવાનું પાણી લૈને, ઝરમરઝર ચૂતો હતો કોસ તેનો
કહેતો : 'શાને અકેલો કૃષિકર ! સહુ તું આટલી વેદનાઓ ?
લિંધાશે દેહ ત્હારો, મમ શરીર સમા છિદ્ર પાડી હજારો
ચૂસાશે લોહી ત્હારૂં : લસલસિત ખળાં લોહી ભીનાં નખાશે—
કૃપણ વણિકની મૂડીવાદી વખારે!'

વસન્ત ભટ્ટ

:મુદ્રક:
ક્ષેમશંકર મો. દ્વિવેદી
પ્રભાત પ્રેસ: ઉન્સો હોલ:
:કરાચી:

# સુહિણી

: પ્રકાશક :
કરસનદાસ માણેક
૧૬, રાજા મેન્શન નં. ૪.
રણછોડ લાઇન, કરાચી.

## અનુક્રમ



## ગ્રાહકોને અગત્યની સૂચના

સુહિણી પ્રત્યેક માસની પંદરમીએ પ્રગટ થશે.

પોતાનો અંક તારીખ અઢારમી સુધીમાં ન મળી જાય તો સ્થાનિક ગ્રાહકો એ બાબત પ્રકાશકના લક્ષ ઉપર લાવવાની કૃપા કરે. પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહક સંખ્યાક ટાંકવાની મહેરબાની કરવી.

પ્રકાશક

## જાહેરખબરના ભાવ

| | ૧ મહિનો | ૬ મહિના | ૧૨ મહિના |
|---|---|---|---|
| ૧ પાનું | ૧૦ | ૫૫ | ૧૦૦ |
| ½ પાનું | ૬ | ૩૨ | ૫૫ |
| ¼ પાનું | ૩॥ | ૧૮ | ૩૨ |

- પૂંઠા ઉપર, બહારના ભાગમાં: ચાલુ ભાવથી ૫૦% વધારે
- પૂંઠા ઉપર, અંદરના ભાગમાં, તેમજ લખાણની વચ્ચે: ચાલુ ભાવથી ૨૫% વધારે

વાર્ષિક લવાજમ : હિંદમાં રૂા. ૪ : : બ્રહ્મદેશમાં ૪॥ : : પરદેશમાં શિ. ૧૦

છુટક નકલ ૭ આના



વહ નિખ, વાહડ તિખ: જિત નીહ તિખ નિરાલી:
જિન્મે દરક ઉમીઠ જો, સો ખિલવત ચ્યાલી;
વાર્યે સો વાલી, દિયડો જિની દથ ફેરો.

નદી નદ નાળાં પૂર ખરાં, પણ પ્રેમના પૂર નિરાળાં;
નિજ આનંદમહીં રમે જે અનન્ત ઉજમાળાં;
તેને હરિનાં રખવાળાં, જેણે હૈયું રાખ્યું હાથમા ।



વર્ષ ૧લું ] જુલાઈ—૧૯૩૯ [ અંક ૨જો

## મેહારને

તારે આંગણે ફુલ ગુલાબ ઘણાં,
ઝૂકી માડવડે દ્રાક્ષ નો'તી મણા,
શેણે જાગી હૈયે સિન્ધુની રમણા.
કે નીકળ્યો પોઠય ઈરાની લઇ સિન્ધુદેશનાં સાવ સૂકાં રણમાં
કે લૈ આવી કાળની કિસ્તી તને મરવા શું મીઠા મહેરામણમાં ?

જેનાં નેનમાં વીજ સદા ચમકે,
મ્હેકી રે'તાં ગુલાબ જેનાં કમખે,
જેનાં પાદનૂપુર તણા ઠમકે
ચળી જાય જોગી જતિ હંસ ગતિ જોઇ એવી ઇરાનની સુન્દરીઓ
એનાં કામણે કેમ ન નાથ્યો તને ભૂલી ગઇ શું ઇશ્ક તણો કિમિઓ ?

એણે પાયો શું હુસ્ન શરાબ તને?
વીંધી દીધો તીરે તને લોચનને?
કોર્યો કંઠે તને શું કોયલને?
અરે શાહ સોદાગર દીઠું શું એહવું એક કમીની કુંભારણમાં
કે લેખ લીધો ભોળા, પોહચું વળાવી, સિન્ધુને તીર ઘડીભરમાં?

પાણી પ્રીત્યુંનાં તારી પીતાં પરબે
લોકવેણુનાં વિષ રહ્યાં વરસે
તોયે રે'ન પડે રમવા ગરબે
આવે; તુંય તરી સિન્ધુમચ્છ અહીં નિત માશુકની મિજબાની કરે,
મચ્છ પાતાળે પોહતાં ઉરુ ચીરી રીઝવે સખીને વહતે રૂધિરેઃ

હતી રાત અંધારી ને મેઘઝડી,
ભૂલ્યો વાયરો શું મધરાત ઘડી?
આવી સુહિણી સિન્ધુએ માઝા છડી,[1]
મુખ નામ મેહાર મેહાર જપી પડી સિન્ધુતણી મઝધાર મહીં,
ગઇ પાણીને પૂરે ગળી ઘડુલી સૂતી સુન્દરી સાહડ[2] નામ સ્મરી.

પાકી જાંગ રહ્યો તું પથારી પડી,
તારી નજરૂં સિન્ધુને કાંઠે જડી,
ડૂબે સુહિણી વાયરે વાતું કરી.
દીધી દોટ ચડયા અતિલોઢ દીઠાં જળ ઘૂમ્મરીઓ લેતાં કાળાં ઘણાં
લીધી સંગ પ્રિયા બનવા ન જુદા દીધી ડુબકી છેલ્લી મે'રામણમાં

ચ

●

1 છડી = છોડી
2 સાહડ = પ્રિયતમ

# મેનકા

૧

તું આવ આ નિર્જનતાની હૂંફમા
ને કોયલોના કલશોર વચ્ચે
થંભી ગએલા ઝરણાસમું કો'
તપસ્વીનું ચિત્ત ઝુલે ચડાવવા.
હા, આવ આ દુર્બલ માટીરંગ્યા
શરીરની સ્ત્રી બનવા, સુઝાવવા,
સંસારનું દર્શન સૃષ્ટિજૂનું:
સંજીવનીને વિષદંશ દેવા.
પધારજે યૌવનવાયુહીંચકે
ઝૂલાવતી અંગ, ધરા નચાવતી.
લઈ જજે સૂરજતેજ રૂનાં
અંધારની ચાદરમા લપેટી.
પ્રફુલ્લશે પંકજ પંથપંથમાં,
પલ્ટી જશે પાનખરો વસંતમાં.

૨

ગુલાબની પાંદડીઓનું ત્યારે
મળ્યું હતું નૃત્ય તને અનામિકા:
વસંતના મારગમા રમીને
બની હતી તું અણમોલ તારિકા
હા, તારિકા–વેશલીલાની નર્તકી
સંસારિણી કેમ બની શકે તું ?
તું મોહિની–મુક્તકલાની વાણી
બંધાઇને કેમ પડી રહે તું ?
સૌંદર્યના અંજન આંજી યૌવના!
જા, મુક્ત થૈ ઉડ અનેક પાંખે
સમાવી લે વિશ્વસમગ્ર આંખે
થૈ અંગની અમૃતભોગી અંગના.
તું તો તૃષા શુષ્ક સરોવરોની
યુગાન્તરોની અણજંપ ઝંખના.

૩

વંટોળિયામાં ચડી વાસનાના
તેં વજ્રનું મીણ બનાવી દીધું,
તપેલ ભોં શિતલ જોઇને તું
ઉન્માદનું સર્જન આવી સોંપવા.
'ઊડેલ તારાં પગલાની માટી
હું સંઘરું કેમ કરી કુટિરમાં ?
તું જા, લઇ સંગ સુધા અજાણી,
કાં મૂક ન્હેતી અવિઘાત નીરમાં'.
બોલ્યા ઋષિ હાથથી આંખ ઢાંકી.
તેં ગાલશું ગાલ અડાડી શાતા
શોધી હશે અંતરના ઉંડાણમાં:
અશ્રુ થકી ભીંજવી ગાલ રાતા
ચોડયાં હશે ચુંબન છેલ્લીવારનાં.
જોઈ શકી શેં ,જનનીની આંખો
મૃત્યુમહીં જીવનને તણાતું ?

ઇન્દુલાલ ગાંધી.

# ઉર્દૂનો ક્રાંતિકાર કવિ

### જોશ મલીહાબાદીનુ જીવન અને કવન

### ઇબ્ને મુરતઝા રંગુની

માનો યા ન માનો પણ, હિંદુસ્તાનને જો છ મહિનામાં સ્વરાજ મળે અને સામ્યવાદીઓના હાથમા રાજની લગામ આવે તો ? ભલે તેઓ પહેલું કામ ગમે તે કરે, પણ પછી આપને એમ નથી લાગતું કે તેઓ આપણા લાલ અને લોલ લલકારતા કાવ્યગ્રંથોને ભેગા કરી હોળી સળગાવે વારૂ ?

કવિતા ધનવાનોના વિનોદ અર્થે છે કે, માનવતાને કલંકિત કરવા માટે ? કવિ શા માટે કવિતા રચે છે એનાથી આપણને સંબંધ નથી, પણ પ્રશ્ન એ છે કે તે લખે છે શું ?

આપણા મૂલ્કી સાહિત્યના કાવ્યગ્રંથો ઉઘાડો. એમાં રાજા–મહારાજાની બિરદાવલીઓ દેખાશે, કે એમના મહેલો અને ઐશ્વર્યનાં ગુણગાન, કે એમના હર્ષોન્માદ અને રણપ્રેમની પ્રશસ્તિ હશે, કે પછી હશે સુંદરી–શરાબ અને વસંતના ટાહુકાં

પણ ગરીબોના ખૂન ચુસનારાઓનાં કીર્તિગાન માટે, કવિ પોતાની પ્રતિભા શા માટે ધૂળમાં રગદોળે છે ? અત્યાચારપીડિત અને હતભાગીઓ માટે. કવિની આંખોમાં અશ્રુનું એક બૂંદ કે હૃદયમાં દર્દની રજ માત્ર પણ લાગણી કેમ નથી હોતી ! પછી તમેજ કહોને એવા કાવ્ય ગ્રંથોમાં અગ્નિ કેમ નહિ લગાવાય ?

વિશ્વવ્યાપી સંતાપ–ત્રાસ જોઇને, જે મનુષ્યઆત્મા અરેરાટી પામે તે પાષાણ છે ! અમારા કવિઓ, અત્યાચાર અને અન્યાય આગળ મૌન સેવે છે, તો પછી બળવાની ભાવનાને સતેજ કરે અને દુઃખી આત્માઓને સાંત્વન આપે એવા શબ્દો નીકળેજ ક્યાંથી ?

ઇ સ ૧૮૫૭ના બળવાના નામે ઓળખાતા આઝાદીના જગની અસફળતાનુ એક મુખ્ય કારણુ આ પણુ છે કે, એ જગની પાછળ માનસિક ક્રાતિનો હાથ ન્હોતો

એ સમયના કવિઓ, એમની પ્રિયતમાઓના કેશ-કલાપમા એટલા ઓતપ્રોત હતા કે એમને પોતા-પારકાની શુદ્ધિજ ન્હોતી

નિષ્ક્રિયતા (Passivism) અને નિરાશાવાદ (Pessimism)નો એક સળગ સબધ છે, જે ક્યા તો મનુષ્યને નિન્દ્રાધીન કરે છે, કે પછી આસુ નિચોવાવે છે એક તરફ 'મીર' અને 'ગાલિબ'ની આહ-વાહ છે, ત્યારે બીજી તરફ 'દેવ' અને 'બિહારી'ના કુજ વિહારમા રગરેલ છે

સ્ફૂર્તિ અને જીવન ઉપર અધકાર પથરાયો હતો

સૌથી પ્રથમ ક્રાતિનો જન્મ વિચારોમા થાય છે. માનસ પટ ઉપર જે આધિ પ્રથમ ઉદ્ભવે છે, તે જ સમાજના મૂળને હચમચાવે છે

ઇરાન જ્યારે પડખુ ફેરવે છે ત્યારે, 'ઇશ્કી' જેવો કવિ ક્રાતિની વિદ્યુતને અતરમા છૂપાવીને ઉઠે છે તેના માટે 'હાફિઝ' અને 'ખય્યામ'ની કવિતા-કામિની સાક્ષાત રણચડી બની જાય છે તેનો આત્મા સ્વાતંત્ર્યસ્નાન માટે તડફડે છે જેનો પ્રત્યેક શ્વાસ ઇરાનના 'કાચાર રાજવશ'ની સમીપ ખેચી લાવે છે, અને ક્રાતિનો રસીયો 'ઇશ્કી' પ્રલયગાન ગાતો ફાસીના માચડે ચઢી જાય છે

કવિતાની દેવી બલિદાન માગે છે, અને બલિ પણ પોતાના ખાસ પુજારીનો, જે પુજારી ક્રાતિપ્રદીપને પોતાના પવિત્ર લોહીથી અજવાળે—

"ડરા મત શાયક સે નાયક, મચલ કર મૈં રો રો દૂગા
ચાર કર બસુધાકે વરકો, ખૂનકી હોલી ખેલૂગા"

—કહેતો શહીદ થાય છે

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે 'ઇશ્કી'એ બડની જે અગ્નિ પ્રજ્વલિત કરી હતી, તેમા દમન અને અત્યાચારની સર્વશક્તિનો સહાર થયો હતો ધન્ય છે તે ઉત્પીડિત ભૂમિને જ્યા શહીદો જન્મે છે

આજે આપણા હિંદમાં પણ વાસ્તવિક માનસિક ક્રાતિનો જન્મ થયો છે અને તેથી કરી આપણી કવિતા પણ વેશભૂષા બદલી રહી છે, અને લલિત રાગિણી રણભેરીમા પરિવર્તન પામી રહી છે

કવિ હજી પણ તડફડે છે, અશ્રુઓ સારે છે, પરતુ એ તડફડવુ કોઇ કાલ્પનિક પ્રેયસીના વિયોગ માટે નહિ, એ આહ અને અશ્રુ એની વેશ્યાસુલભ ભાવભગી પર નહિ, પણ દેશની દુર્દશા ઉપર

સેંકડો વર્ષની માનસિક તંદ્રા પછી એકજ યુગમાં ઉર્દૂના મહા કવિ 'ઇકબાલ' અને 'જોશ' મલીહાબાદી, બંગાળામાં હરીંદ્ર અને કાઝી નઝરૂલ ઇસ્લામ હિંદીના શ્રીમૈથિલીશરણ અને ગુજરાતના મેઘાણી જેવા કવિઓનો જન્મ દેશની જાગૃતિના ચિન્હરૂપ છે ઇંગ્લાંડના 'રોમાન્ટીક' આંદોલનથી એને ઘણું સાદશ્ય છે

'જોશ'ની કવિતા નવજવાનોના જીગરનો અરિસો છે તે મુસોલીનીના આદર્શનો પ્રતિધ્વનિ છે યુવક સુંદર છે કારણકે તે નિષ્કલંક આંખોથી જોઇ શકે છે, તે આંખો જેમાં સંસારના વિસ્તીર્ણ કોલાહલમય દશ્યો તરવરે છે યુવક સુંદર છે કારણકે તેનું ભીરુ હૃદય મૃત્યુથી નથી ડરતું

'જોશ'ને પણ કંજૂસ અને કાયર યુવકો પ્રત્યે અતિ ઘૃણા છે સંસાર એના માટે સંગ્રામક્ષેત્ર છે, જેમાં માત્ર શૂરવીર યોદ્ધાઓનેજ સ્થાન છે મોજશોખ કરીને મરી જવું એવા વૃથા જન્મને તે તિરસ્કારે છે માનવતાના ધ્યેય, આદર્શ ઉપર જીવન કૂરબાન કરી દે એવા મૃત્યુને તે જીવન કહે છે.

'કોલેજના યુવાનોને' ઉદ્દેશીને 'જોશ' કહે છે–

'છીનલી નિસ્વાનીયતસે, તુમને હર શીરીં અદા[1]
મરહબા! અય નાઝુક અન્દામાને કૉલેજ મરહબા!
જંગ શીરપર, ઔર યે મેહબુબીયત છાઈ હુઈ
નાઝસે નીચી નિગાહે, ચાલ ઇઠલાઇ હુઈ!
અલઅમાં! યે ઝીનતે, મોઝે હંગામ ઉતરે હુએ,
ઔક હૈ ઘુંઘરૂકા, 'ગેટીસ' પાંવ મેં પેહને હુએ
નાઝુકી કામૂકતઆ, પતલી છડી બાંધે હુએ,
શૌક કંગનકા, કલાઇપર ઘડી બાંધે હુએ!
જંગ ઔર નાઝુક કલાઇ, પેચ હૈ તકદીર કે
મુડ ન જાએગી 'નીગોડી' બોજહસે શમશીરકે?

પાંવ રખતે હો દમે જુંગગસ્ત કીસકીસ નાઝસે
અય મેં કૂરબાં! રન મેં નીકલોગે કીસી અંદાઝ સે?
સૂરતે ઝીનતસે તુમ્હે ફુરસત મગર મીલતી નહિ
ક્યા તુમ્હારે પાંવકે નીચે ઝમીં હીલતી નહીં?

સરકારી પાઠશાળાઓ કેવા 'જાપાની' પુતળા–યુવાનો સર્જે છે, તેનું તીખું અને કડવું સત્ય વિવરણ છે

---

[1] તમે સ્ત્રીઓની એકેકેએક મધુરી છટાને ખૂબ સફાઈથી છીનવી લીધી છે, શાબાશ છે તમને, કૉલેજના નાઝુક નવજુવાનો શાબાશ છે તમને!

યુદ્ધની નોબત ગાજે છે ત્યારે તમે પ્રેમવાપ્રેમવીની વેવલાઈમાં ગુલતાન બની ગયા છો નખરાથી આંખો નીચી ઢાળી મલપતી ચાલે ચાલો છો! એવા શણગારને ધિક્કાર છે, એતો ઉતરી

કવિનું પૌરુષ આ સ્ત્રીત્વ નથી જોઇ શકતું, મર્દનું જીવન શૃંગાર માટે છે, એવું માનનારાઓનો તે સખત વિરોધી છે.

મર્દની વ્યાખ્યા કરતાં 'જોશ' લખે છે—મર્દ તે નથી જે કર્મક્ષેત્રથી મુખ ફેરવી લાગણીનો ગુલામ બને, મર્દ તે છે જે દુઃખને દૂર કરવા જુલ્મો સ્હામે ટક્કર ઝીલે.

મર્દકી તખલીક હય, ઔર આઝમાને કે લીયે;
ગર્દને સરકશ હવા દીસકી મોડને કે લીયે.
મર્દ કેહતે હૈં ઉસે, અય માંગ ચોટી કે ગુલામ,
જીસકે હાથોમેં હો તુફાની અનાસરકી લગામ!
મર્દ હય સયલાબકે અંદર અકડને કે લિયે
બેહરીબકી ફરી હુઇ, મોજોંસે લડને કે લિયે ?
દોડતા હો શોલાખું બીજલીકા દામન થામને,
મુસ્કરાતા હો ગાજતે બાદલોંકે સામને !
મઝહકા કરતા હો ખૂન આસામ તલવારોંકે સાથ,
ખેલતી હો જીસકી નીંદે સૂર્ખ અંગારો કે સાથ!

અપૂર્ણ

---

ગએલા મોજાં છે. પગમાં સ્ત્રીઓની પેઠે નૂપુર પહેરવાનો તમને શોખ છે તે ગેટિસ પહેરીને સંતોષો છો ! હસ્તકંકણને લદલે કાંડા ઉપર નાનકડું ઘડીયાળ ધારણ કરો છો !

શુદ્ધ અને નાજુક કાંડાં; વિધિની કેટલી વિચિત્રતા ! 'મોઇ' તલવારનો બોજ ઉપાડતાં એ હાથ, કાંડા, મરડાઇ તો નહિ જાય ?

કેટલા ઠસ્સાથી તમે એક એક પગલું ભરો છો ! હું તમારા પર વારી જાઉં ! રણભૂમિ પર પણ આજ પ્રમાણે ઠસ્સાથી જ પગ મૂકશો કે ! તમને તો શણગાર સજતાં અવકાશ પણ મળતો નથી. શું તમારા પગ નીચેની જમીન જરાયે હલતી નથી?

૧ પુરૂષની કાયા શકિત અજમાવવા માટે છે, અને પ્રતિકુલ ઘટનાની ઘમંડી ગરદનો મોડાવવા માટે !

ઓ વેણી અને સેંથીના ગુલામ ! પુરૂષ તેને કહે છે, જેના કરકમળમાં તોફાનના પંચ મહાભૂતની લગામ હોય !

મર્દ તે છે, જે પાણીના પૂરમાં પણ સગર્વ રહે, અને સાગરના તોફાની મોજાં સામે પણ મુક્કા ઉગામી શકે.

મર્દ તે છે, જેની રગોમાં દોડતું ગરમ લોહી, ચમકારા મારતી વીજળીનો પાલવડો પકડે, અને ગાજતા વાદળા સામે સ્મિત ફરકાવે.

મર્દ તે છે, જે લોહીમાં લચપચતી શમશેરોની મજાક ઉડાવે, અને જેની નિદ્રા લાલ અંગારા સાથે રમતી હોય.

# કવિતાનો અનાદર

ચ

આજે આ એક સામાન્ય ફરીયાદ થઇ પડી છે કે લોકોને કવિતામાં રસ નથી અને ફરિયાદ ખોટી પણ નથી પચાસ ટકા વાચનારાઓ માસિકનો કવિતા વિભાગ જોવાની દરકાર પણ કરતા નથી એક તંત્રીમિત્રે કહેલુ તેમ માસિક માટે એટલી કવિતાઓ આવે છે કે છૂટકે ન છૂટકે એને પાછી વાળવી પડે છે અથવા કચરાટોપલી ભેગી કરવી પડે છે કવિતા માટે ઝાઝા પાના રોકવામા તંત્રીઓને જોખમદારી લાગે છે કારણકે એમ થવાથી રસિક વાચનારને એના અરસિક પાના માટે રસ ન હોવાથી માસિક માટેનુ આકર્ષણ ઘટે છે આકર્ષણ ઘટતા ગ્રાહક સખ્યા ઘટે અને તેમ થતા માસિકની કરોડરજ્જુ જેવી જાહેરખબર ઓછી થાય અને આખરે માસિકનુ મરણ અનિવાર્ય થઇ પડે

મને યાદ છે કે એકવાર સાહિત્યકાર સ્વ મટુભાઇએ જાહેર રીતે લખેલુ કે તેમના માસિકમા આવતી કવિતા અધૂરૂ રહેલુ પાનુ પૂરૂ કરવાની ગરજ સારે છે જે થોડી ઘણી કવિતા માસિકોમા છપાય છે તેના બીજા કારણો ઉપરાત શ્રી મટુભાઇએ આપેલુ કારણ મુખ્ય છે બીજા કારણો પૈકી એક કારણ એ છે કે પરપરાઓથી એમ મનાતુ આવ્યુ છે કે કવિતા એ સર્વ સર્જનોમા શ્રેષ્ઠ છે એટલે દરેક સસ્કારિતાનો દાવો કરનાર તંત્રી મને કમને એને થોડી જગા આપે એમા નવાઇ નથી

લોકોને ટૂકી કે લાબી વાર્તા વાચવી ગમે છે નવલકથા માટેની રૂચિ ઓછી થઇ હોય એમ માનવાનુ કાંઇ કારણ નથી નાટકો પણ લખાય છે, વચાય છે અને ભજવાય છે ત્યારે કવિતા માટે જનતાનો રસ કેમ સુકાઇ ગયો તે એક વિચારવા જેવો પ્રશ્ન છે વળી

કવિતાની સુગ માત્ર ગુજરાતીઓનેજ છે અને અન્ય ભાષાભાષીઓમાં એ અતિ માનનીય છે એમ માની લેવાની કોઇ ભૂલ ન કરે. તાજેતરમાંજ રીચાર્ડ ઍલ્ડીંગ્ટન નામના અંગ્રેજ લેખકે 'કવિતા માટે સમય નથી' નામનો "જોહ્ન ઓ લન્ડન" માં લખેલો લેખ આનો પૂરાવો આપે છે. એ લખે છે :

"હું એમ નથી માનતો કે આજે આપણી વચ્ચે માનનીય અને પ્રશંસનીય કવિઓ નથી. જો કોઈ સમય કાઢી એમનાં ગ્રંથોનો અભ્યાસ કરે તો ખાત્રી થશે કે હજી કવિતા જીવતી છે. કવિતાનો જે અનાદર થઈ રહ્યો છે તેનાં બે સ્પષ્ટ કારણો છે (૧) જે કવિતા પ્રકટ થાય છે તેમાં કવિનાં વ્યક્તિત્વ અને રસ અધૂરાં આછાં હોય છે; સંપૂર્ણ હોતાં નથી. (૨) આધુનિક કવિતા એક ખાસ ઉભા થયેલા વર્ગનેજ સ્પર્શી શકે છે, જે વર્ગનું દ્રષ્ટિબિંદુ અતિ વિવેચનીય હોય છે. આ લઘુમતિ વર્ગને ભાવતું જો કવિ ન લખે તો કવિ કવિનું બિરૂદ પામતો નથી એટલુંજ નહિ પણ અપમાનિત થાય છે!"

આ કારણો આપણી આધુનિક કવિતાને બરાબર બંધબેસતાં છે. આજના કોઈ પણ કવિની કવિતા લ્યો અને જુઓ કે આ અંગ્રેજ લેખકે આપેલ પહેલું કારણ એને પૂરેપૂરૂં લાગુ પડે છે કે નહિ. મીરા, નરસિંહ, દયારામ અને પ્રેમાનંદનાં કાવ્યો તપાસનાર બહુ મહેનત લીધા વિના જોઇ શકશે કે આ કવિઓએ પોતાનાં કાવ્યોમાં પોતાનો આત્મા રેડયો છે—મીરા અને નરસિંહ તો પોતાનું દૈહિક અને ઐહિક અસ્તિત્વ પણ ભૂલી જાય છે માટેજ એમનાં સાદા શબ્દો જીવતા જાગતા હોય તેવા આજે આટલે વર્ષે પણ લાગે છે. જો કવિનું વ્યક્તિત્વ કવિતામાં ન ઉતર્યું હોય તો નવા જમાનાના છોકરાઓ માણભટ્ટ પ્રેમાનંદનું સુદામાચરિત્ર સાંભળતાં ગાંડાતુર કેમ બને? (આ હકીકત ઉપજાવી કાઢેલ નથી પણ સાચી છે. અને એની સાક્ષી આ માસિકના તંત્રી પૂરી શકે તેમ છે કારણકે એ આખ્યાન એમણેજ કોલેજમાં વાંચ્યું હતું.)

હવે બીજું કારણ તપાસીએ. આપણી આજની કવિતાનાં લક્ષણોમાં સંસ્કૃતપ્રાચુર્ય, જડબાતોડ સમાસો, સામાન્ય બુધ્ધિને અગમ્ય એવા શબ્દ અને રસના અલંકારો ઇત્યાદિ જોવામાં આવશે. એમ કહેવાનો આશય નથી કે સસ્કૃત શબ્દ ન હોવો જોઇએ, અલંકાર ભુષણ નહિ પણ દુષણ રૂપ છે પણ જો કવિતાની સુગ ઘટાડવી હોય, સામાન્ય જનતાને કવિતામાં રસ લેતી કરવી હોય તો કવિએ લોકો સમજી શકે, એમનાં હૃદયના તાર ઝણઝણાવી શકે એવા શબ્દોમાંજ પોતાના ભાવ ઉતારવા જોઇશે. "હજારો વર્ષની જુની અમારી વેદનાઓ" ગાઇને મેઘાણીએ હજારો માણસોની આંખમાંથી ભર કોર્ટમાં આસું વહાવ્યાં પૃથ્વી.છંદનું સંસ્કૃત શબ્દોથી ભરપુર સમાસોના પર્વતોવાળું એકાદું સોનેટ ગાયું હોત તો? પરિણામ વાંચક કલ્પી શકશે. આમ લખી સોનેટો બીનજરૂરી છે એમ કહેવા માગતો નથી પણ કવિતાને એનું સાચું સ્થાન અપાવવા કવિઓએ લોકહૃદયને સ્પર્શી શકે એવું કંઇક આપવું જોઇશે એમ તો હું ચોક્કસ માનું છું.

કવિતા અપ્રિય થવાનાં બીજાં કારણો પણ છે. લોકો અજાણ છે, છીછરાં છે, સસ્તુ-સત્તાટી ભરી લખાણો વાંચવાની એમને ટેવ પડી ગઇ છે, અને તેમાં વળી સીનેમા, નાટક, અને રેડીઓએ તેમને જે નશો જોઇએ તે પૂરો પાડયો છે. આ કારણો સાચાં છે પણ એ ભૂલવું ન જોઇએ કે આવા લોકોમાં પણ એક ભાગ એવો છે જેને રમણલાલ અને મુન્શીની નવલકથાઓ વાંચ્યા વિના ચાલતું નથી. ધૂમકેતુની નવલિકા તેમને લોહચુમ્બકની જેમ ખેંચી રાખે છે. ત્યારે કવિતાનો અણગમો શા માટે ? જરૂર તેઓ આપણે ધારીએ છીએ તેવાં છીછરા તો નથીજ.

રીચાર્ડ એલ્ડીંગ્ટન આ અનાદરનું એક ઐતિહાસિક કારણ આપે છે તે નોંધવા જેવું છે. તે લખે છે :

"કવિતાના અનાદર માટે ખરી રીતે લોકો કે કવિઓજ જવાબદાર નથી કવિતા વેદ જુની છે આદ્ય દ્દષ્ટાઓએ પોતાને એની દ્વારાજ વ્યક્ત કરેલ છે. ધારાશાસ્ત્રીઓએ લોકોને માટે ધારા કવિતામા ગાયા. વૈદ્યે વૈદક ગાયુ, વયાકરણીએ વ્યાકરણ રચ્યુ. રસશાસ્ત્રીઓએ રસના સિદ્ધાંત એની દ્વારાજ આપ્યા એટલે કે કવિતા એ જમાનામા ભાવપ્રકાશનનું એકજ માત્ર વાહન હતુ. ધીમે ધીમે ગદ્યે પદ્યનુ સ્થાન લીધુ અને આજે એવો જમાનો આવ્યો છે કે કવિઓને કવિતામા કવિતા સિવાય બીજું કશું ગાવાનુ રહ્યું નથી."

જ્યારે આ સ્થિતિ આવી ત્યારે કવિતા અમુક વર્ગનીજ બની ગઇ અને જાણ્યે અજાણ્યે લોકોએ એનો અને એણે લોકોનો અનાદર શરૂ કર્યો

હવે જ્યારે કવિતામા માત્ર કવિતાજ ગાવાની રહી છે ત્યારે એને લોકપ્રિય બનાવવા, એને એનું સાચુ સ્થાન અપાવવા આપણે એને લોકભાષામાજ ઉતારવી જોઇએ જેથી એ લોકહૃદયમા સોંસરી ઉતરી જાય, જીભ જીભને ટેરવે રમતી થાય અને જીવનમાં નવો ઉલ્લાસ આણવાનુ સાધન બની જાય.

નિરાશા સેવવાનું કશું કારણ નથી. કવિતા ફરીયી એકવાર લોકહૃદયનો દુર્ગ જીતશે એમાં શંકા નથી. રીચાર્ડ એલ્ડીંગ્ટનના શબ્દોમાં કહીએ,તો આજના મહાન વિચારકોને કલેતર વિષયોએ ઘેરી લીધા છે. વિજ્ઞાનના વિકાસમાથી જન્મેલા નવા વિચારોએ અને નવી શોધોએ તેમને આકર્ષ્યા છે અને તેઓ પોતાનો સમય એ વિચારોને અને શોધોને સમજવામા વાપરે છે. પણ એવો સમય અચુક આવશે જ્યારે લોકોને જાણવાનો અને જીતવાનો થાક ચઢશે અને ત્યારે એ થાક ઉતારવા તેઓ સર્વ કલાઓમાં શ્રેષ્ઠ એવી કવિતાને ઘાટે ઉતરશે.

●

# મને જીવન મોજ છે!

(પૃથ્વી)

મને જીવન મોજ છે,–જલધિ ઉર આળોટતા
તરંગ સમ હૂંચ લૌં સ્પરશ નાની નૌકા તણો
કપાઉં જબરા જહાજ થકી હું કદી, તો વળી
થપાટ સહી લૌં તટે ખડક કેરી યે કારમી;
બધી ય સ્થિતિમાંહિ એક સરખી લહું હું મઝા!
મને જીવન મોજ છે!

મને જીવન મોજ છે,–સતત આભમાં ઘૂમતા
સમીર સમ હું ચૂમું લટ અદોષ કન્યા તણી,
પ્રવેશી તરુઝુંડમાં કદિ બજાવું હું બંસરી,
કદીક ઉર સંઘરી સુરજ તાપ હાંફી રહું;
બધી ય સ્થિતિમાથી એક સરખી ગ્રહું હું મઝા!
મને જીવન મોજ છે!

મને જીવન મોજ છે—ગગન રાજતા તારલા
સમાન હું ય ચંદ્ર પાસ લહું અલ્પતા, તો વળી
શશીવિહીન આભમાં, લઉં હું ભોગવી શ્રેષ્ઠતા,
પડું ખરી કદી કદીક લીટી તેજની દોરીને;
દશા સકળ આપી એક સરખી મને રૂડે મઝા!
મને જીવન મોજ છે!

મને જીવન મોજ છે—ધરતી પે વહન્તા ઝરા
સમાન હું વહું, લહું ય અવરોધ પા'ણા તણા,
કદી સરલ જૌં સર્યે, કદિક પોચી ભોંમાં ડૂબું,
વળી ઉપર આવી જૈ વહન આદરી દૌં ફરી;
બધે બસ બધે જ એક સરખી મઝા છે ભરી!
મને જીવન મોજ છે!

દેવજી રા. મોઢા

# સ્વસ્તિક

જયાનન્દ દવે

કોલેજમાં સ્પેશિયલ ગેધરીંગ થવાનું હતું. સુરેન્દ્રના દિગ્દર્શન હેઠળ તૈયાર થયેલું રમણલાલ દેસાઈનું "શમ્ભિત હૃદય" ભજવાવાનું હતું. છેલ્લા બે એક માસથી જેની પાછળ સતત શ્રમ અને અથાગ મહેનત કરી હતી તેને હજારો પ્રેક્ષકો સમક્ષ રજુ કરતાં આજે સુરેન્દ્રનો હર્ષ મ્હાતો ન્હોતો. અધૂરામાં પુરૂં તેને નાટકના નાયક "ચિદ્દઘન"નું પાત્ર ભજવવાનું હતું.

ચારે બાજુ ધમાલ જામી હતી. અને નાટક પણ થોડી ક્ષણો પછી શરૂ થવાનું હતું. ત્યાં "મી. વ્યાસ જરા બ્હાર આવશો?" મ્હને અમારીજ કૉલેજની એક છોકરીએ કહ્યું.

હું તો સ્તબ્ધ જ થઈ ગયો. પહેલી ક્ષણે તો મ્હને એમ થયું કે એ મ્હને નથી બોલાવતી પણ મ્હને ઉદ્દેશીને જ્યારે "ચાલો, આવો છો ને?" કહીને એ આગળ ચાલવા લાગી, ત્યારેજ મ્હને લાગ્યું કે તે મ્હને બોલાવે છે.

આખી ય કૉલેજમાં હું અને સુરેન્દ્ર ગાઢ મિત્રો છીયે એ વાત જાણીતી હતી. હોસ્ટેલ અને કૉલેજના પટ્ટાવાળાઓ પણ અમારી મૈત્રીથી અજાણ્યા ન્હોતા. અને કોઈ કોઈ વાર તો પ્રીન્સીપાલને તેનું કામ પડતું તો સીધેસીધો એમનો પટ્ટાવાળો મ્હારી રૂમમાં ઘૂસતો.

અને ધીરે ધીરે, શરમાતો શરમાતો, હું એની પાછળ બ્હાર ગયો, એ મ્હને શી વાત કરવાની છે એની કલ્પનાથી, કે પછી કોઈ અજાણી છોકરી સાથે એ પહેલોજ પ્રસંગ હોવાથી, ગમે તેમ હોય પણ હું સાવ મૂઢ બની ગયો હતો.

"મી. સુરેન્દ્ર યાજ્ઞિક ત્હમારે ભાઇ થાય?" વ્યાસ અને યાજ્ઞિક કદાપિ ભાઇ ન હોઇ શકે એ દીવા જેવું ચોકખું હોવા છતાં પણ વાતને શરૂ કરવાની તક લઇ, મ્હારી વિચારસરણી આગળ વધે તે પહેલાં તેણે મ્હને પ્રશ્ન કર્યો.

"ના, ના," મ્હેં ટુંકામાં પતાવ્યું.

મ્હારા એ ઉત્તરથી એને પ્રચ્છિત સંતોષ નથી થયો એમ એની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાતું હતું, અને એની સાક્ષી રૂપે હોય તેમ આગળ ચલાવ્યું:

"તો પછી કાંઇ સગપણ ખરૂં?"

"ફકત મૈત્રી" મ્હેં જોઇતું બોલવાનો નિશ્ચય કર્યો હતો- "ત્હમારા મિત્રનું મ્હારે એક કામ પડયું છે. ત્હમે મારા વતી એમને કહી શકશો?" જરા સંકોચાતા સ્વરે એણે કહ્યું

મેં કહ્યું "ઘણી ખુશીથી"

"મ્હારૂં સંસ્કૃત ઘણું નબળું છે અને એ માટે ટયુશનની જરૂર છે: જો ત્હમો એમને કહી શકો તો"–એ વધુ ન બોલી. સુરેન્દ્રનો ઐચ્છિક વિષય સંસ્કૃત હતો. એ ભાષા માટે એને ઘણું માન અને આકર્ષણ હતું. સંસ્કૃતમાં તેણે ઘણું વાંચ્યું હતું, વિચાર્યું હતું અને લખ્યું પણ હતું. છતાંય ટયુશન માટે વિદ્વાન પ્રોફેસરો ઉપરાંત શિક્ષકો પણ મળી શકે એમ એને કહેવાનું મ્હને, ઘડીભર મન થઇ આવ્યું, પણ એમ કરવું ઠીક ન લાગવાથી "જરૂર કહીશ" મ્હેં કહ્યું અને અમે જ્યારે થીએટરમાં આવ્યાં ત્યારે સુરેન્દ્ર પુનમના ચન્દ્રની જેમ સોળે કળાએ સ્ટેજ પર ખીલ્યો હતો; અને એને આમ ખીલતો નિહાળીને તે યુવતીને કંઇક ભાવો થયા જે મ્હારી જાણ બ્હાર ન્હોતા.

  

હુ અને સુરેન્દ્ર શૈશવથી જ સાથે રમેલા, ઉછરાયલા અને કેળવાયલા; બન્ને વચ્ચે કશું સગપણ ન્હોતું, છતાં સગા ભાઇ કરતાંય એક બીજાને ખૂબ ચાહતાં. ભણવામાં પણ બન્ને સાથેજ; પરન્તુ સુરેન્દ્ર મ્હારા કરતાં બધી રીતે ચઢીયાતો હતો. ભણવામાં ને દેખાવમાં, સ્વભાવમાં ને રીતભાતમાં; દરેક પરીક્ષામાં પહેલે નંબરે પાસ થવું એના માટે જરાય અશકય ન્હોતું, જ્યારે તેની ઘણી મદદ અને મ્હારી અથાગ મહેનત પછી હું પાસ થઇ શકતો.

સુરેન્દ્ર રૂપાળો તો કહી શકાયજ; એનો પૌરૂષભર્યો ચહેરો, ઘાટીલું નાક અને પ્હોળી તેજસ્વી આંખો ખરેખર આકર્ષક હતાં; એનું ઉંચુ કદાવર શરીર અને છેલ્લી ઢબે પહેરેલો પોષાક ઘણી યુવતીઓની આંખોને પોતા તરફ ખેંચી શકતો તે સુરેન્દ્રની જાણ બ્હાર ન્હોતું.

સુરેન્દ્રના પ્રણયપ્રસંગો સાંભળીને મ્હને કશાજ ભાવો ન્હોતા થતા એવું ન્હોતું; હું પણ એના જેવોજ યુવાન, રસિક અને શોખીન હતો; અને તેથીજ મ્હારે પણ એની માફક કોઇક આધુનિક સંસ્કાર પામેલી પ્રિયતમા હોય તો સારૂં એમ થાય તે સ્વાભાવિક છે અને એમાંય જ્યારે મ્હારૂં અને કલાનું ધ્યાન નથી એમ માનીને, એ તકનો લાભ લઇને, સુરેન્દ્ર, એની છેલ્લી ઢબે ઓળાયલા વાળમાંથી છૂટી જતી લટોને મોઢા ઉપરથી ક્યારે અને કેવીરીતે એ સમારે છે, ગાંભીર્ય અને આશ્ચર્યના પ્રસંગોમાં તેનું મુખ કેવા કેવા ભાવ ધારણ કરે છે, અને સ્મિત કરતી વેળાએ ઓષ્ટ, દાંત અને આંખો શું શું સૂચવે છે,—એનું ઘણી બારીકાઇથી નિરીક્ષણ કરતો મ્હારી દૃષ્ટિએ પડતો, ત્યારે એ સ્થળ, કાળ ને સ્થિતિને ઉચિત ભાવો મ્હને પણ થયા વિના ન રહેતા, અને એમાં મ્હારો કશોજ વાંક ન્હોતો.

તેમ છતાંય સુરેન્દ્ર કલાને માટે અને કલા સુરેન્દ્રને માટે,–અન્ને એકબીજાને માટે તદ્દન યોગ્ય છે એમ હું દૃઢ માનતો; કલા સુરેન્દ્રને પરણે એમાં મ્હારી સો એ સો ટકા સહાનુભૂતિ હતી. કલાની બાબતમાં બનેલી ન્હાનામાં ન્હાની વાતથી પણ સુરેન્દ્ર મ્હને વાકેફ કરવાનું ન ચૂકતો.

એકવાર હું કલબમાં જમવા જવાની તૈયારી કરી રહ્યો હતો, ત્યાં એકાએક રૂમ ઉઘાડી સુરેન્દ્ર આવ્યો; તે સીધો ટ્યુશનમાંથી આવતો હતો એમ હું એના દરરોજના ટાઇમ ઉપરથી જાણી શક્યો.

"મનુ, અત્યારમાં ક્યાં જમવા ઉપડ્યો? કોલેજને તો હજુ દોઢેક કલાકની વાર છે, જવાય છે, શું ઉતાવળ છે?" તેને કહેવી છે એ વાત હું સાંભળું એમ એની ઇચ્છા સ્પષ્ટ જણાઇ આવતી હતી. અને એ વાત કલા સિવાય અન્ય કોઇને લગતી નજ હોય એ પણ હું જાણતો હતો.

મ્હારો હાથ પકડી મ્હને કોટમાં બેસાડ્યો અને મ્હારા શરીર ઉપર અનુચિત શૃંગારિક નખરાંની નિર્ધ્યેય અજમાયશ કરતાં બોલ્યોઃ " યાર, આજ તો બહુ મઝા કરી; કલા તો ખરે-ખર અનુપમ, અદ્વિતીય, અનન્ય કલા જ છે હોં !" એની ભાષાની વિશિષ્ટતા, બોલવાની છટા અને આંગિક અભિનય એટલા તો એકબીજાને અનુરૂપ હતાં કે કલાએ દર્શાવેલ પ્રણય-સહાનુભુતિ (Love Response) નું આ પ્રતિબિમ્બ હતું, એ ચોકખું જણાઇ આવતું હતું.

" કેમ, કશી પ્રગતિ ?" જમવાની આનાકાની કરતા આગ્રહભૂખ્યા મ્હેમાનને સારા શબ્દોમાં આગ્રહ કરીએ અને તરતજ આવવા હા પાડે તેમ, મ્હારા બે શબ્દના પ્રશ્નમાં તેની વાત સાંભળવાની મારી ઉત્સુકતા જણાવી, અને એ બોલ્યો :

" એ બધુ બાણ ભટ્ટને આભારી છે, આજે કાદમ્બરી શીખવતા, કાદમ્બરીના સૌન્દર્યનુ વર્ણન આવ્યુ એણે પણ હદ કરી છે. એને બધે સુધી કે હુ તો થોડે સુધી વાચીને અટકી ગયો, બહુ શૃગારિક "

"પછી ?" મ્હે ઉત્સુકતાનો વેગ જરાય ન ઘટાડયો

"મને એમ હતુ કે કના શરમાશે કાદમ્બરીની કેડ બહુ પાતળી છે, એનુ કારણ બાણ ભટ્ટે એમ આપ્યુ છે કે એના સ્તન એટલા બધા વિપુલ હતા કે કેડને બિચારીને કાદમ્બરીનુ સુન્દર મુખ જોવાનો કદી ચાન્સ ન્હોતો મળતો અને એ વ્યાધિમા ને વ્યાધિમા એ બિચારી દુબળી થઇ ગઇ !"

એ શ્વાસ લેવા થોભ્યો, ત્યા મે પુછ્યુ

" તો, ત્હે ખાળી એનો ભાગ મૂકી દીધો ?"

" હા હુ તો મૂકી જ દેત, પણ એ મ્હારી મુશ્કેલી સમજી ગઇ, ને આવેલી તકનો બરાબર લાભ લઇ બોલી ઉઠી

' સાલો બાણ ઘણુ બારીક અવલોકન (Minute observation) કરવાવાળો હો ! ત્હમે પણ આવુ લખી શકો ખરા કે ?'

' મ્હે એવુ અવલોકન કદી ય કર્યું હોય તો ને ?' મ્હે પણ એણે શરૂ કરેલા વિષયનો લાભ લેતાં કહ્યુ

'જુઠુ ! કેટલી ય વાર મારૂ ધ્યાન નથી એમ માની મ્હારા તરફ બારીકાઇથી જોતા મ્હે તમને પકડયા છે ? એ માટે મ્હને અભિનદન આપતી હોય છતા, ચોરી કરવા બદલ ઠપકો આપવાનો નિષ્ફળ અભિનય કરતી બોલી, ને હુ પણ જરા શરમાઇને નીચુ જોવા લાગ્યો.

પણ બહુ કહેવાયને?' વાતનો અન્ત લાવતાં એ બોલ્યો, ત્યા તો "અરે, યાજ્ઞિક, કોલેજમા નથી જવુ ? સવા અગિયાર થઇ ગયા " કહેતો અમારો સાહધ્યાયી મિત્ર પારેખ તૈયાર થઇ, ચોપડીયો લઇ રૂમમા આવી પહોચ્યો અને જમવાનુ બપોર ઉપર મુલતવીને તૈયાર થઇ અમે કોલેજમા ગયા

  

પરીક્ષાના પરિશ્રમથી કટાળી ગયેલા કલા અને સુરેન્દ્ર દરિયા કિનારે ફરવા નીકળ્યા હતા, બન્નેએ મ્હને ખૂબ આગ્રહ કરેલો, પણ અતિઅગત્યનુ કામ આવી પડ્યુ છે એમ અસત્યનો આધાર લઇને મ્હે છૂટકારાનો દમ ખેચ્યો, અને એમા બન્નેએ ખાસ દુરાગ્રહ ન કર્યો તે હું જોઇ શક્યો, અને એજ મ્હારે મન ઇચ્છિત હતુ.

( અનુસધાન પાનું ૮૮ મે જુઓ )

મ્હેં અચાનક કમ્પ અનુભવ્યો; મ્હારા શરીરનાં રોમેરોમ ખડાં થઇ ગયાં; ઘડીભરમાં તો મ્હને કલાને મ્હારા બાહુહૃદયમાં બળપૂર્વક ક્યડી નાખવાનું મન થયું; મ્હારા દેહનાં બધા અંગો શિથિલ થઇ ગયાં; મ્હેં મગજ અને બુદ્ધિનું સમતોલપણું ગુમાવ્યું; છતાં વિચાર આવ્યો; કલા શું ધારશે ?

બીજી બાજુ, એવા નિરવ એકાન્તમાં પુરુષ સાથે બેસીને કલા જીવનમાં પહેલીજવાર વાત કરતી હતી; એણે વિચાર કર્યા વિના મ્હારે મોઢે પોતાનો હાથ તો દીધો, પણ પાછળની અસર ઘણી અણધારી થઇ; અંગાંગમાં જાણે વિદ્યુત્ પ્રસરી અને એના ઓષ્ઠો, જાણે મ્હને ગૂઢ, અવ્યક્ત સંદેશો સંભળાવતા હોય તેમ કમ્પતા હતા.

" કલા ! "

" સુરેન્દ્ર !" મંત્રવત્ બે નામોચ્ચારણ થયા અને મ્હેં ઊર્મિઓના અત્યાવેશને જેમતેમ દબાવાને ધીમેથી કલાના ઓષ્ઠોનું આમંત્રણ સ્વીકાર્યું.

સમુદ્રના સંગીતમાં અમારો ચુમ્બનસીત્કાર ક્યાંય ડુબી ગયો." અને એણે પૂરું કર્યું ત્યારે હું પણ ઉપરોક્ત બીના મ્હારા ચક્ષુઓ સમક્ષ જ રજુ થતી નિહાળતો હોઉં તેમ બોલી ઉઠ્યો " કમાલ, યાર. "

* *

આ વાતને બે-એક વર્ષ વીતી ગયા; કલા હજુ બી. એ. ની પરીક્ષામાં આ વર્ષેજ બેઠી હતી. સુરેન્દ્ર બી. એ. પાસ થયા પછી આગળ અભ્યાસ માટે આર્થિક સગવડતાના અભાવને લઇને તાત્કાલિક અમદાવાદની એક હાઇસ્કુલમાં શિક્ષકની નોકરી કરતો હતો. મ્હારે તો કમાવાની જરૂર ન્હોતી, તેમજ 'શું કરવું' પણ કશું નક્કી ન્હોતું, એટલેહું તો હજુ ઘેરજ બેઠો હતો. અવારનવાર સુરેન્દ્રના પત્રો આવતા અને કોલેજમાં મ્હાણેલ જીવનનું કોઇવાર ટૂંકુ તો કોઇવાર લાંબુ વર્ણન કરીને સંતોષ લેતો. કલાની બાબત કશુંક તો દર પત્રમાં હોયજ.

એકવાર એનો એની મા ઉપરનો પત્ર આપવા હું એને ઘેર ગયો હતો.

" આવ મનુ, બેટા ! આજ ઘણે દહાડે દેખાણો ?" ભાવભર્યા શબ્દોથી સંતોકમાએ મ્હને આવકાર્યો.

"આ સુરેન્દ્રનો કાગળ આપવા" મ્હેં કારણ દર્શાવ્યું. " શું લખે છે ? આવતે મહિને તો આવવુંજ પડશે; કાંઇ છૂટકો છે ? લગ્ન લીધા છ તે " માએ અણધારી વાતનો અણધાર્યો સ્ફોટ કર્યો.

હું તો આભોજ બની ગયો. "સુરેન્દ્રના લગ્ન ?" અને તે ય એની જાણ બ્હાર ? "કોની સાથે ?" મ્હારી જીભ મ્હારી જાણ વિના બોલી ઉઠી.

'વડોદરામા એક હાઇસ્કુલના હેડમાસ્તરની છોકરી સાથે નીરૂ છોકરી ભણેલી, ગણેલી, ને સહજ ચાલાક છે, તો જાને જોઆવી છુ ને ? મ્હારા સુરૂને બરાબર બંધબેસતી છે " મ એ ભાવિવહુની એક આછી પાતળી રૂપરેખા મ્હારા જડ મગજમા સરકાવી, અને એને કલાની સરખામણીમા મૂકવાના પ્રયત્નો કરતો હુ ઘર તરફ વળ્યો

રસ્તે ચાલતા મ્હારૂ ધ્યાન કયાય ન્હોતુ મોટરો, ઘોડાગાડીઓ અને સામે આવતા માણસો સાથે ન અથડાઉ એટલુ કામ દેહ એની મેળે કર્યા કરતો હતો ત્યારે મગજ સુરેન્દ્ર અને કલાના વિચારો ભરતુ હતુ સીનેમાના સ્ક્રીનપર એક પછી એક દ્રશ્યો આવે તેમ મ્હારા નાનકડા મગજના સ્ક્રીનપર ભૂતકાળમા બનેલ પ્રસગચિત્રાવલિઓ એક પછી એક આવીને સરકી જતી હતી

" અરે મનુભાઇ !" પાછળથી બૂમ પડી અને મ્હે જોયુ તો કલાના કાકાનો દીકરો હર્ષદ સાયકલ થોભાવી નીચે ઉતર્યો

" યાર, બે ત્રણ રાડ પાડી, પણ ત્હમે તો સાભળોજ શાના ? લ્યો આ ખુશ ખબર " કહી એક ખૂલ્લુ પરબીડીયુ એણે મ્હારા હાથમા મૂકયુ, સહજ ઉત્સુકતાથી મે ખોલ્યુ, અને- " હસુ, હસુ શુ આ સત્ય છે ?" હુ ન માની શકયો. એ કલાના લગ્નની કંકોત્રી હતી

" તે કંકોત્રી તે કાઇ ખોટી છપાતી હશે ? ' કહી અટ્ટહાસ્ય કરી, સાયકલને ગતિમાન કરી, પથે પળ્યો

મ્હારા મનને ચકડોળે ચડવાને હવે પૂરતા કારણો મળ્યા હતા ' કલા કોને પરણવાની હશે ?' " વર કેવો હશે ? ' ' કોણ હશે ?" વિગેરે વિગેરે કઇક પ્રશ્નો અતરમા ઉઠયા, અને પ્રત્યુત્તરની આશામા ને આશામા શમી ગયા

ઘર કયારે આવ્યુ, કાઇ ખબર ન રહી

  

કલાના લગ્ન પછી, એક બે વ્યકિત દ્વારા હુ જાણી શકયો કે કલાના પતિ લલિતકુમાર મ્હેતા વડોદરા કોલેજમા ફિલસુફીના પ્રોફેસર હતા એ ઉપરાત એ એક ગર્ભશ્રીમન્ત, સાધારણ રીતે દેખાવડા અને વિનયી યુવાન હતા એમનો સ્વભાવ ઘણોજ મળતાવડો અને માયાળુ હતો, એક જ વાર તેમના સસર્ગમા આવેલા માણસો પણ તેમની છુટ્ટા મોએ પ્રશસા કરતા એને ત્યા જઇ આવતા માણસો કલા તદ્દન સુખી અને મઝામા છે, એમ કહેતા ત્યારે સુરેન્દ્રમા સેવેલ પોતાની બધી આશાઓ કલા લલિતકુમારમા સિધ્ધ થતી જોતી હશે એમ માનતો અને એક પ્રોફેસરની વિદ્વતા અને પ્રભાવ આગળ સુરેન્દ્ર તો એને સાવ પતુછ જેવો લાગતો હશે, એ પણ સ્વાભાવિક ગણુતો.

છ એક માસ પછી શિયાળાના વેકેશનમા સુરેન્દ્ર નીરૂને લઇ અમદાવાદથી દેશમા આવ્યો, અને દેશમા આવે ત્યારે એ અને હુ દિવસનો લગભગ મોટો ભાગ સાથે પસાર કરતા

" મનુ, કૉલેજજીવનમાં સેવેલ સ્વપ્નો તો સ્વપ્નો જ રહ્યાં હો !" સરોવરના શાન્ત સ્થિર જળમાં પત્થર ફેંકતાં પાણીને જે અસર થાય તે અસર પોતાના શબ્દો વિસ્મૃત ભૂતજીવનને કરે છે, એ સુરેન્દ્ર જાણતો હતો છતાં બોલ્યો.

" હું જ સંસ્કૃતમાં ઘણીવાર કહેતોઃ **गतं न शोचामि:** હવે યા કર્યે શો અર્થ ?" મ્હેં કહ્યું.

" કલા મ્હને ભૂલી ગઇ હશે ? હું નથી ધારતો; આજે પત્ર લખવા વિચાર કરૂં છું" સુરેન્દ્રે પોતાની અન્તરેચ્છા જણાવી.

વાતવાતમાં સુરેન્દ્રનું ઘર આવ્યું, અને મ્હને મ્હાનો આગ્રહ કરી, અંદર લઇ ગયો. સુરેન્દ્રનું સ્નાન હજુ બાકી હતું, એટલે મ્હા તૈયાર થાય તે દરમ્યાન એ લપ પતાવવા જવાની રજા લઇ એ ગયો અને નીરૂએ રસોડામાં ચાહની તૈયારી કરવા માંડી.

એકલો પડેલ હું ટેબલ પરના પુસ્તકો ફીંદવા લાગ્યો; " પ્રસ્થાન " ની જુની ફાઇલ હાથ પડી અને પાના ફેરવવા લાગ્યો; પાના ફેરવતાં ફેરવતાં મધ્યમાં આવ્યો ત્યાં એક કવર વિનાનો પત્ર પડ્યો હતોઃ

**વ્હાલી નીરૂ,**

વ્યવહાર અને સમાજના બન્ધનોને લઇને ત્હારા અને મ્હારા લગ્ન અન્ય સાથે થયા; પણ આપણે એક બીજાને એમ કેવીરીતે ભૂલી શકીયે ?

નદીકાંઠે ત્હેં ગાયેલું છેલ્લું ગીત હજુ મ્હારા કર્ણદ્વારે ગુંજે છે; ત્હારા અમી ઝરતાં શબ્દોમાં અપાયલું વચન મ્હને બરાબર યાદ છે; અને છુટા પડતી વેળાના ગાઢ આલિંગનના સ્મરણમાંજ વિહરીને હવે તો જીવન જીવવું રહ્યુંને ?

ઠીક, હવે વધુ લખીને ત્હને વધારે દુઃખી કરવા નથી ઇચ્છતો; યાદ આવે તો કોઇ કોઇ વાર પત્ર લખતી રહેજે.

એજ ત્હારો **લલિત.**

હું તો હેબતાઇજ ગયો. મ્હારૂં નાનકડું મગજ મન્થન સાગરે અટવાતું હતું; સુરેન્દ્ર ક્યારે નાહીને, કપડાં પહેરીને મ્હારી સામે આવી બેઠો હતો એનું મ્હને ધ્યાન ન રહ્યું.

"લે ચાલ, ઠરી જશે" કહી એણે મ્હને જગાડ્યો.

અને મ્હારાં અંતરચક્ષુઓ સુરેન્દ્ર, કલા, લલિત અને નીરૂ—ચારેયને એકી સાથે નિહાળી રહ્યાં; અને એમના હાલના જીવનને માટે વિધિની કયી અજાણ શક્તિ, શા માટે કારણ-ભૂત બની હશે, એ સૂક્ષ્મ ચિન્તનમાં આગળ વધતાં મ્હેં મ્હા શરૂ કર્યો.

# અંકોરના ભવ્ય મંદિરો

ડુંગરસી ધરમસી સંપટ

ભયંકર ગાઢ જંગલમાં બે વ્યક્તિઓ પ્રવાસ કરતી હતી. વૃદ્ધ વૃક્ષોની લાંબી ડાળીઓએ એક બીજા સાથે ગુંચવાઈને આ ભેજવાળા પ્રદેશમાં મધ્યાહ્ન સમયે પણ અંધારૂં કરી દીધું હતું. ચારે તરફ વૃક્ષોને આધારે જાતજાતની વેલો દોરડાની માફક લટકતી હતી. તેના ઉપર અસંખ્ય વાંદરા અને પક્ષીઓ બેસીને કિલકિલાટ મચાવી મુકતા હતા. બંને પ્રવાસીઓનો માર્ગ દુર્ગમ હતો. એમના હાથમાંની તીક્ષ્ણ કુહાડીઓ વારંવાર માર્ગમાં અંતરાયરૂપ ડાળીઓ અને વેલાઓને કાપી રસ્તો કરતી હતી. આજ પંદર દિવસ થયા આ પ્રવાસીઓ કંબોડીઆના અણશોધાયલા જંગલોમાંથી પસાર થતા હતા. કોઈપણ યુરોપીયન હજુસુધી એ જંગલોમાં પ્રવાસ કરી આવ્યો નહોતો. ચારે તરફ ગાઢ ઝાડી પુષ્કળ વરસાદને લીધે ઉગીને માર્ગ રૂંધન કરી બેઠી હતી. અત્યંત ધીરજ અને ખંતથી આ શોધકો આગળ વધતા હતા.

અકસ્માત એઓ આંખો ચોળતા માંડયા. ભયંકર જંગલના એક ભાગમાં એમણે રસ્તા વચ્ચે આવેલી ડાળીઓ કાપી. ગાઢ અંધકારમાં સૂર્ય કિરણોનો પ્રકાશ આવ્યો. એમને અલ્લાઉદ્દીનના જાદુઈ મહેલની પેઠે પોતાની સામે ક્ષિતિજમાં એક નગર જેવો દેખાવ નજરે પડયો. નિયમિત કોટ, ખાઈ, મંદિરો, મિનારા પ્રાસાદો નજરે પડયા. સૌ આંખો ફાડી અજાયબીથી ભરપુર થયા. જ્યાં સેંકડો વર્ષોના વૃદ્ધ વૃક્ષોનું ગાઢું અભેદ્ય વન હતું ત્યાં શહેર કેવું? છતાં ખુલ્લી આંખે આ દેખાવા લાગ્યું. વનસ્પતિશાસ્ત્રી મોહટ અને શોધક પીટ સીબ વેસ્ટર જાત જાતની વનસ્પતિઓ અને નવીન જંતુઓની શોધ માટે ફ્રેંચ ઇન્ડો ચાઇનામાં આવેલા ગાઢ જંગલોમાં ૭૫ વરસો ઉપર નીકળ્યા હતા. એમણે પ્રથમ અંકોરનાં ખંડેરો શોધી કાઢયાં. શિલાલેખો, સ્તૂપો અને સ્થાપત્ય ઉપરથી પુરાતત્ત્વશોધકોએ એનો ઇતિહાસ પણ શોધી કાઢયો.

એનાથી વિશાળ અને મહાનતામાં પ્રાચીન પીરામીડો જરૂર ચડે. નીનેવાહ, બેબીલોન અને ઇજીપ્તના જુના સ્થાપત્યો કરતાં કળા, બાંધણી, ઘાટ, સમભાગ, કૃતિ અને માપણીમાં આ સ્થાપત્યો ક્યાંયે આગળ હરીફાઇમાં શ્રેષ્ઠતા ભોગવે છે. ફ્રાન્સની સરકારની ઉદાર સહાયતાથી એની આસપાસનું જંગલ કાપી સ્વચ્છ બનાવવામાં આવ્યું છે. અંકોરના શહેરની ખાલી જગ્યાઓમાં પુષ્કળ વનસ્પતિ ઉગી નીકળી હતી. વૃક્ષોના મૂળોએ ઉંડા ઉતરીને દિવાલોમાં મોટી ફાટો કરી તેમને નબળી બનાવી દીધી હતી. ક્યાંક ક્યાંક જુના સ્થાપત્યોના પડેલા પથ્થરોથી આજુબાજુનો વિભાગ સર્વે ઢંકાઇ ગયો હતો. ક્યાંક ભગ્નાવશેષ પડવાની આળસે મુડદાલની જેમ ઉભા હતા ફ્રેંચ સરકારે એ સર્વે મોટા ખર્ચે સુધરાવી સારી સ્થિતિમાં મુકયા છે. ૬૦૦ વરસો સુધી અભેદ્ય જંગલોમાં લુપાઇ હવે પ્રવાસીઓ અને પુરાતત્ત્વવેતાઓનું એ પવિત્ર યાત્રાધામ બન્યાં છે.

હિંદના એક રાજવંશે દક્ષિણ હિંદમાંથી પોતાના સગા સંબંધીઓ અને સૈનિકો સાથે ઇન્ડો ચાઇનાનો વિજય કર્યો હશે. છઠા સૈકા લગભગ આ ક્મેર વંશના રાજાઓએ પોતાનું સ્વતંત્ર સામ્રાજ્ય કંબોડીઆમાં સ્થાપ્યું હતું મહાન પરાક્રમી અને વિજયી રાજાઓની પરંપરા એ રાજ્ય કર્યું હતું. તેઓ પોતાની હિંદુ સંસ્કૃતિ હિંદમાંથી લાવ્યા હતા. ત્યાંની એટલે કંબોડીઆની સંસ્કૃતિ સાથે એનો સુમેળ થયો. આ બંને સંસ્કૃતિઓના સુમેળથી એક નવીન પરંતુ વિલક્ષણ પણ સુંદર સંસ્કૃતિનો જન્મ થયો. આ અંકોરવાટની સંસ્કૃતિઓ પોતાની જુદીજ છાપ અને પ્રતિભા પાડી રહી છે.

ક્મેરવંશમાં જયવર્ધન બીજો મહાન સમ્રાટ હતો. ઇન્ડો ચાઇના આખા દેશનો એણે દિગ્વિજય કર્યો હતો. દીર્ઘાયુ જયવર્ધન સમ્રાટનું નવમી સદીના મોટા ભાગમાં શાસન હતું. એ રાજા ભારે સમૃદ્ધ હતો. એણે એકબીજાથી શ્રેષ્ઠ સ્થાપત્યોવાળાં નગરો બંધાવ્યા હતા. એક નગર બંધાવ્યા પછી વળી એનાથી બીજું શ્રેષ્ઠ નગર બાંધી એણે રાજધાનીઓ ફેરવી હતી.

પરંતુ અંકોરવાટના પ્રખ્યાત નગરનો યોજક કે સ્થાપક જયવર્ધન બીજો નહોતો. જયવર્ધન બીજાનો વારસ અને તેનાથી પણ વિશેષ પરાક્રમી યશોવર્મા એ સૌથી મોટો સમ્રાટ હતો. ઇ. સ. ૮૭૭માં એનો રાજ્યાભિષેક થયો હતો એમ ક્મેર શિલાલેખથી સમજાયું છે. એણે "યશોધરપુર" નું મહાન નગર વસાવ્યું હતું. એનેજ અપભ્રંશમાં અંકોરથોમ કહે છે. એણેજ ક્મેરવંશના અધિષ્ઠાતા અને ઇષ્ટ દેવને હરિહરાલય નગરમાંથી અહીં આણી સ્થાપ્યા હતા. એ પછી એના વંશજોએ આ શહેરમાં અનેક મંદિરો અને પ્રાસાદો બાંધ્યા હતા. આ વંશના સમ્રાટોને નવાં નવાં સુંદર સ્થાપત્યો બાંધવાનો વંશપરંપરાનો શોખ હતો. બસો વર્ષ સુધી અંકોરના શહેરમાં સુનિયમબદ્ધ સુંદર કારીગરી અને નાદર હુન્નરમંદીવાળા સ્થાપત્યોની પરંપરા બંધાવા લાગી. પરિણામે જગતમાં અજોડ અંકોરવાટ અસ્તિત્વમાં આવ્યું.

અંકોરવાટનુ મંદિર લગભગ ૧૩મી સદીમા સંપૂર્ણ થયુ હતુ આ મંદિર સૌંદર્ય અને કારીગિરીમા શહેરના કોઈપણ સ્થપત્ય કરતા અનેકગણુ સરસ હતુ પંદરમી સદીની શરૂઆતમા આફતો આવી પડી અંકોરથોમ શહેર અને અંકોરવાટનુ મંદિર બંનેને છોડી દેવામા આવ્યા દર વરસે એકમો ઈંચ પાણીએ જમીનમાથી વનસ્પતિઓ બહાર કાઢી સભામંડપો, વારાગૃહો ચોકો, ભીંતો, રસ્તાઓ, હસ્તિગૃહો, આનયો અને મંદિરોની આસપાસ વનસ્પતિએ માર્ગ કાઢીને કેનાવો કર્યો અગાસીઓ ટાવરો મૂર્તિઓ અને સુંદર કારીગરીના મધ્યમાથી સૂક્ષ્મ બીજોએ અંકુરરૂપ થઈ વનસ્પતિનુ ભવ્ય રૂપ ધારણ કર્યું હતુ છેલ્લા ૬૦૦ વરસો થયા આ ક્રમ ચાલુ રહ્યો હતો

આ જગતના શ્રેષ્ઠ સ્થાપત્યોનો આ ભગવાન વંશે કેમ ત્યાગ કર્યો હશે તે કોયડો હજી સુધી ઉકેલી શકાયો નથી કોઈ ચેપી ગભીર રોગ કોઈ મરકી કોઈ દેવશાપ કે બીજી વહેમી આફતને લીધે આશરે જનશૂન્ય થયા હશે સીયામીઝોએ અંકોર ઉપર સને ૧૩૫૭મા આક્રમણ કર્યું હતુ. ફરી બીજુ આક્રમણ સને ૧૪૦૪મા થયુ પરતુ એકે પથ્થરને અડક્યા સિવાય એ શહેરોને એમણે ત્યજ્યા લાગે છે તેઓએ ત્યા પોતાના રાજ્યવંશને સ્થાપ્યો નથી પરતુ કોઈ અજાણ્યા કારણથી એની એ સ્થિતિમા એનો તદ્દન ત્યાગ કર્યો હશે ? અથવા અસતોષી અને કરના ભારથી દબાયલ ખેડુત અને શ્રમજીવીઓએ બળવો ઉઠાવી રાજ્યવંશનો નાશ કરી દેશપરિત્યાગ કર્યો હોય ? દેવ અને મંદિર પ્રત્યેની માનની લાગણીની સ્થાપત્યને સ્પર્શ કરતા મન અટક્યુ હોય ? પણ કલ્પના વાસ્તવિક છે તોયે એ ઇતિહાસસિદ્ધ નથી

પણ જગતના સૌથી મહાન અને શ્રેષ્ઠ શિલ્પ ધરાવનાર આ શહેરોનો ત્યાગ કરવામા આવ્યો હતો તે નિશ્ચિત વાત છે પરતુ ફ્રેંચોએ આ સૂર્યવર્મનના મહાન મંદિરનો બની શકે તેટલો પુનરુદ્ધાર કર્યો છે આ સ્થાપત્યોની એંજીનીઅરીંગની દૃષ્ટિથી સંપૂર્ણતા આશ્ચર્યકારક છે માપમા અને સુસંબદ્ધતામા ક્યાયે એક ઈંચ જેટલો ફરક પડતો નથી આટલી સુસંબદ્ધતા જાળવવી કેમ શક્ય બની તે પણ એક કોયડો છે એ મહાન સમ્રાટોએ આ ભવ્ય સૌંદર્યયુક્ત અને વિશ્વકર્માના પ્રતીકરૂપ મંદિરોને પોતાના સમયમા કેવી ધામધુમ અને ઉત્સવોથી દીપાવ્યા હશે તેનો ખ્યાલ આપણને આવી શકતો નથી સાધારણ જનશ્રુતિતો મનુષ્યોને બદલે એને દેવકૃતિ તરીકે જરૂર ઓળખતી હશે. ખરેખર દિવ્ય શિલ્પીઓના આ કળાયુક્ત ધામો છે

જેઓએ આ દિવ્ય તેમજ મહાન કામો કર્યા હશે તેમની કલ્પના અતિ વિશાળ અને સૂક્ષ્મ હોવી જોઈએ માત્ર વર્ણનથી એની વિશાળતા કલ્પવામા આવે તેમ નથી પ્રથમતો દિવાલોની ભવ્યતા જુઓ, આઠ માઈલ લાંબી, પચીસ ફીટ ઉંચી અને માટીના બંધ સાથે ૭૫ ફીટ પહોળી આ ગઢની દિવાલ એક હજાર વર્ષોના વહાણા વહાવા છતા જેવી ને તેવી અટંગ ઉભી છે એક કાંકરોય તેમાથી ખર્યો નથી દિવાલની ચારે તરફ ઊંડી અને પહોળી ખાઈ છે, તેમા એક વખત મગરમચ્છો પોતાના મોઢા બહાર કાઢી નિયમિત મળતા માસને

મારે રાહ જોતા હતા. આ દિવાલ સમચોરસ છે. એંજીનીઅરીંગની દૃષ્ટિએ સંપૂર્ણ છે. ચારે દિશાઓમાં એક બીજાની બરાબર સામે શણગારેલાં મોટાં રાજદ્વારો છે. ખાઇ ઉપર પાકા અને મોટી શિલાઓથી બાંધેલા પુલો છે. જ્યદ્વારો ઉપર એક બીજાની સામે એકપણ ઈંચના વ્યાસના ફરક વગર મોટા ટાવરો આવેલા છે. ખાઇ ઉપરના પુલો ૮૦ ફીટ પહોળા છે. તેની બંને બાજુઓએ છાતી પુર કઠોળાની દિવાલો છે. તેના ઉપરની બેઠકોમાં મોટા નાગરાજો હાથમાં રમાડતા મહાન કદના રાક્ષસોની મૂર્તિઓ છે. સિંહદ્વારો પાસેથી બરાબર માપમાં બનાવેલા બબ્બે રાજમાર્ગો ચોપડની પેઠે મધ્યના મોટા ચોક પાસે ભેગા થાય છે. આ ચોપડના ચોકની વચ્ચે મધ્યવર્તી મેરુની ઉપર બાયોન એટલે ઇષ્ટ દેવનું બિસ્માર અને ભગ્ન હાલતમાં છતાં શ્રેષ્ઠ નાદર કારીગરીના સ્વરૂપમાં આકર્ષક રીતે બીરાજે છે.

બાયોનનાં મંદિરથી તે ઉપર સિંહદ્વાર સુધીનો વિશાળ પાકો બાંધેલો રસ્તો શહેરનો મુખ્ય રાજમાર્ગ દેખાય છે. એની પશ્ચિમે વિશાળ રાજભવન આવેલું છે. રાજમહેલમાં નાજુક બાંધણીનું પણ શ્રેષ્ઠ કલાકારની મૂર્તિસ્વરૂપ "ફીમેનાકાશ" નું મંદિર રાજ્યમહેલના બરાબર મધ્યભાગમાં છે તે પછી ગ્યા ફ્યોનનું મહાન મંદિર છે. દક્ષિણ તરફ લદન ભગ્નાવશેષ રૂપે રહેલાં ટેંપ પ્રાણ્ય અને પ્રાહ પલીબાઇના મંદિરો છે. આ મંદિરોની સામે અને આખા મહેલને પોતાની મર્યાદામાં સંભાળતી હાથીઓ વાળી મોટી અગાસી છે આ હાથીઓના ઝરૂખામાં બેસી સમ્રાટો તકરારો પતાવતા, ન્યાય આપતા અને ઉત્સવોના સરઘસો નિહાળતા. એની સામેજ મોટા ચોકમાં જુદી જુદી જાતના જંગલી પ્રાણિઓના તુમુલ યુદ્ધ થતાં હતાં.

(અપૂર્ણ)

●

## માતાને–

(અનુષ્ટુપ)

કહે છે લોક કે ત્હારી માતા લાડ લડાવતી:
માતાનાં લાડની મ્હારે સ્મૃતિઓ એમ રાખવી.

મુરલી ઠાકુર

# પળ્યાં પિયર,—

(પૃથ્વી)

ત્હમે ભુલી ગયાં હશો : પ્રિયતમે ! ભુલું શી વિધે ?
ત્હમે પ્રિયતમા, સખી, સચિવ, પત્ની, શિષ્યા બની,
મ્હને જીવનપન્થમાંહિ સહકાર મોંઘો દઈ,
પળ્યાં પિયર પ્હેલીવાર; પતિપ્રેમ ભૂલી ગયાં ? ૪

બરોબર સમરૂં છ રે ! જગઝ્યઝ્હાર અજ્ઞાત તું
ધરી ધવલ ચુંદડી, ફીકરહીણુ મુગ્ધા સમી
વિલોલ નયનો થકી ઉર વલોવતી માહરૂં. ૭

અને ડગ ભરી ધીમે તવ પ્રદીપ્ત અગાંગમાં
પ્રવેશ કરતો ય મ્હેં અજીત પુષ્પધન્વા દીઠો;
યુવા–તરવરાટમાં સકલ દેહ નાચી રહે :
વધે શરમ; દૃષ્ટિમાં અકથ, ગૂઢ સંદેશ; ને
યુવા–અસરથી થયેલ સહુ અંગ નિમ્નોન્નત
પ્રયત્ન કરવી વૃથા કદિક વસ્ત્રથી ઢાંકવા;
સુડોલ, નમણી ગતિ; મિત મનોહરા વાણીથી
વહાવત સુધા; સ્મરૂં છ સખિ ! સર્વ યે હું હજુ ! ૧૫

મીંઢાળસહ હસ્તથી કર ગ્રહી પધાર્યાં ગૃહે
સુમંગલ દિને ત્હમે,–કયમ ભુલી શકું એ ય હું ?
અને પ્રણયકોયડા અણઉકેલ મેળે બધા
તદા જ ઉકલ્યાં; ત્હમે "વધૂ" બન્યાં, બન્યો હું "વર" ! ૧૯

પછી કદિક અન્ય સ્ત્રી સહ કરૂં યદા વાત હું,
ત્હમે મુખ ચઢાવી, રોષમય ખંડિતા શા થઈ
મ્હને પજવતાં વૃથા, મુજ મનામણાં મ્હાલતાં.

ત્યહાં જ, વિધિ ક્રૂર ના સહી શક્યો લીલા આપણી,–
ત્હમે પિયરપન્થ લીધ, અણુજાણુ–ધાર્યું ન'તું,—
થયું,—થઈ ગયું; હવે અવર દોષ કોને દઉં?

ભલે પિયરમાં રહ્યાં: પિયરમાં ઉરે દોહદ
ધરી, વપુ સગર્ભને સુખદ ભાવિની આશમાં
રહો જ વહતાં સુખે;—મુજ ઉરે ય સંતોષ છે!

રેચાસુત



## ઢગો!

(પૃથ્વી)

નિરન્તર લખે કથા, કવન, નાટકો ચોરીને
ગમાર અ–કવિ ઢગો; અકલ એક છાંટો નહિ,
છતાં અતિ ગુમાનથી, નિડર, અન્ય ભાષાતણાં
લખાણ ખુબ ચોરતો, નફ્ફટ ના જરી લાજતો;
વિયાકરણ, જોડણી, શબ્દ, અર્થ કે છંદની
લગીર પણ ઠાકુને ખબર ના; બધું બાપનું!
કરેલ અનુવાદમાં પણ સ્વનામને ટાંકતો
અલ્યા મફતીયા! ન માલ પચશે ત્હને પારકો!

મ્હને પડી છે શું? વૃથા બળબળાટ શાને કરૂં?
ન ગર્દભ પરે કહ્યે, ચઢત હાલ કુંભાર કો.'
ખરે, વખત વિતતાં, જગત જાણશે ચોરને,
અને સરવ પોગળો મુરખની જશે પીગળી.
અસહ્ય ફીટકારની શિર પરે ઝડી વર્ષશે,
તદા ઉતરશે ગુમાન, હમણાં ભલે ચોરતો!

મંગલસુત

# પા ગ લ

## દેવજી રા મોઢા

'એના એય ઉઠ લે આ' ફૂટપાથ ઉપર સૂતેના આદમીને પગનો અગુઠો ભરાવી કોઈ બોલતુ

પણ એ આદમી જરી પણ સળવળતો નહિ ફાટીને લીરા લીરા થઈ ગયેલુ રાતનુ ઓઢેનુ ગોદડુ, બીજા દિવસના બપોર થવા આવે તોપણ તેને ખસેડવુ ગમતુ નહિ પગથી માથા સુધીની લબાઈને પહોચી વળવા, માગીને મેળવેનુ ગોદડુ પૂરતુ ન થતુ, તેથી કાયાને દરેક મજાગરેથી વાળીને તે સકોચી લેતો માથાથી કેડ, કેડથી ગોઠણ, અને ગોઠણથી પગ આમ ત્રેવડાયેનુ તેનુ શરીર, એક માનવશરીર કરતા સુકવણી કરવા આડી પાડેની આદુની ગુણી જેવુ વધુ લાગતુ સવારથી સાજ સુધીમા અસખ્ય સ્ત્રીપુરૂષો એ ફૂટપાથ પાસેથી નીકળતા, પણ બહુ ઓછા માણસો તેને જાગૃત દશામા જોતા ક્યારેક ક્યારેક તે ગોદડામાથી માથુ બહાર કાઢતો પણ બહારનુ દશ્ય તેની આખો જોવા ન માગતી હોય તેમ, અથવા તો બહારનો કોલાહલ તેના કાન સાભળવા ન માગતા હોય તેમ, તે શેળાની પેઠે માથુ અદર ખેચી લઈ ઉઘવા લાગતો ક્યારેક ક્યારેક તો તે માત્ર હાથ જ બહાર કાઢી ફૂટપાથ ઉપર ફેરવતો, અને મોટી હથેળીવાળો સુપડી સરખો તેનો હાથ આસપાસ વેરાયની ખાવાની ચીજો ભળી કરી લઈ અદર ખેચાઈ જતો ટેવાઈ ગયેલો હાથ ટપ એ વસ્તુ મોઢામા મૂકી દેતો ખાઈને એ પાછો ઉઘવા માડતો

"એય ઉઘણસી ઉઠ ઉઠ લે આ ભોયશીગ" વળી બીજુ કોઈ કહેતુ

પણ એ ભોયશીગની તેને બહુ પરવા નહોતી તે તો ઉઘતો જ પડયો રહેતો નસકોરાં બોલવાનો અવાજ બહાર સભળાવા લાગતો ત્યારે ખાવાનુ આપવા આવેલો માણસ લાચાર બની ખાવાનુ બાજુમાજ રહેવા દઈ દયા ખાઈ ચાલ્યો જતો ફરીવાર તેનો હાથ બહાર મૂકાયની વસ્તુઓને ઉશેટી લેવા બહાર નીકળતો, ત્યારે એ ખાવાનું પણ તેને મળી જતુ પણ મોટે ભાગે તો વાયરાં આવીને આ બધુ ઉડાવી જતા ક્યાંયથી ખાવાનુ ન

મોડી રાતે મને નિદ્રા આવી સવારે ઉઠ્યો ત્યારે પડખા દુખતા હતા શરીરમા તાજગીને બદલે શિથિલતા આવી ગઈ હતી એ આદમી મારી નજર આગળ દેખાયો ચા પી નહાવાનુ બાકી રાખી, ઝોળી, લઈ હુ શાક માર્કીટે જવા ઉપડયો રસ્તામા કેટલાક મિત્રો મળ્યા પણ હમેશની જેમ ઝાઝુ ન ઉભતા બસ્સે મિનિટની વાતથી પતાવતો આગળ જઈ રહ્યો માર્કીટ થોડી દૂર રહી ત્યા એ ઉઘરુમીન દૂબળુ વાળીને પડેલુ શરીર મને દેખાયુ ઉતાવળા ચાલીને સહેજ થાક પણ લાગ્યો હતો, એટલે મે મારી ચાલ જરા ધીમી પાડી

ગઈ કાલની દશામાજ તે ફૂટપાથ ઉપર સૂતો હતો પાસે એકાદ મૂળો પડયો હતો, પણ પાસે ઉભેલી બકરીએ તેના પાદડા ચાવી જઈને તેને દૂઠો બનાવી દીધો હતો એક પાકુ ટમેટુ દડતુ હતુ પણ કાગડાએ તેને ઠોચાગોચીને કદરૂપુ બનાવી મૂકયુ હતુ

માર્કેટમા દાખલ થતા વાર આવતી પહેલી દુકાનેથી મે ઝટ ઝટ શાક લઈ લીધુ

મા પીટ બહાર ઉભેલી ગાડીમાથી અડધો ડઝન કેરી લીધી અને એક કેરીને બહાર હાથમાજ રાખી હુ તે સૂતેલા માણસ પાસે આવ્યો ત્યા આવ્યો તો ખરો પણ તેને કેમ બોલાવવો—જગાડવો એ સમજયુ નહિ તેનુ નામ હુ જાણતો નહોતો મારે પણ તેને માટે વપરાતા સબોધન 'ઉઘરુમીનો' આશ્રય લેવો પડયો

'એ ઉઘરુમી કેરી ખાવી છે ને તારે?'

એ આદમી જરીક સળવળ્યો મારી બૂમના પ્રત્યુત્તર રૂપે જ એ સળવળાટ હતો એમ મે માની લીધુ પણ એ પછી પણ કેટલીય પળો લગી તે તદ્દન શાંત પડી રહ્યો

"ભાઈ, ઉઠ તો જરા મે બીજો સાદ કર્યો

મારી અને આસપાસ ઉભેલા બીજા ઘણાની અજાયબી વચ્ચે તેણે માથા ઉપરથી ગોદડુ દૂર કર્યું

મે કેરી આપવા હાથ લાંબો કર્યો

તેણે હાથ લબાવી કેરી અદર લઈ લીધી અને ફરી તે માથે ઓઢી ગયો

"હજી ઉંઘ આવે છે?" મે પૂછ્યુ

પણ એ તો બહારની મુદિત હવાને પણ અદર આવવા દેવા ન ઇચ્છતો હોય તેમ ચોમેર ગોદડુ લપેટીને પહેલાની જેમ પાછો સૂઈ ગયો હુ સહેજ નિરાશ થયો છતા, ત્યા ઉભો રહ્યો

મારી ધીરજની કસોટી થઈ રહી હતી હુ ચાલ્યા જવાની તૈયારી કરી રહ્યો હતો ત્યા ફરી તેણે ગોદડુ ઉચુ કર્યું મને પહેલીવાર દેખ્યો ત્યારે જાણે યાદ રાખી લીધો હોય તેમ, હુ હજી અહી ઉભો છુ એ જાતનો મૂક પ્રશ્ન તેની આખોએ મને પૂછયો

'નિદ્રા કરી લીધી?' મે પૂછ્યુ

'નિદ્રામાજ મઝા છે ને, ભાઈ!' તે બોલ્યો તેનામા બોલવાની શકિત હશે કે કેમ એ વિશે પણ માણસો શકા કરતા હતા આજ એ બોલ્યો—મારા સાભળતા તો પહેલી જ વાર

"જાગવામા મઝા નથી?" મે પૂછ્યુ

"એમાં શી મઝા છે ? જાગવું એટલે જલવું" તેણે મારા પ્રશ્નનો વ્યાખ્યાની પરિભાષામાં જવાબ આપ્યો.

મને નવાઇ લાગી. ઘણું ઘણું પૂછવાની ઇચ્છા થતી હતી, પણ શાક સાથે હતું. જમ્યા પછી મારે ઓફિસે જવાનું હતું.

હું ઘરે આવવા ઉપડયો અને તેણે ફરી ગોદડું ઓઢી લીધું.

❖ ❖ ❖

આમ ઘણા યે દિવસ ચાલ્યું, પણ મને તેના વિશે કંઇ વધુ જાણવાનું ન મળ્યું.

એક દિવસ મારે નજીકના ગામડે કામપ્રસંગે જવાનું થયું, એટલે મારકીટે હું ન જઇ શકયો. હું તેને તે દિવસે ન મળી શકયો તેનું મને દુઃખ થયું, તે પણ હવે મારી સાથે હળી તો ખૂબ ગયો હતો, છતાં ગાંડા માણસનો ભરોસો શો ? હું કેમ કહી શકું કે તેને પણ દુઃખ થયું હશે ?

બીજે દિવસે યે શાક લેવા જવા માટે મારાથી જરા મોડું નીકળાયું. હું મારકીટ તરફ જઇ રહ્યો હતો ત્યાં કોઇની બૂમ સંભળાઇ.

"ભાઇ, તમે તો દેખાતા નથી?" પેલા ઉંઘણુસીનો જ એ પ્રશ્ન હતો.

મને ખૂબ નવાઇ લાગી. ઉંઘ છોડીને આટલે દૂર તે કેમ આવ્યો હશે એ મારાથી ન સમજાયું. જાગૃતિ એને ગમવા લાગી હતી કે શું ? મારા મનમાં પ્રશ્ન થયો.

"કાલ બહાર ગયો હતો" મેં જવાબ આપ્યો.

"મને થયું કે ભાઇ કેમ ન દેખાયા ?"

"તે શું તમે મારી શોધમાં નીકળ્યા'તા ?"

"કેમ નહિ ?"

અમે બંને મારકીટ તરફ ચાલ્યા. ઘણા લોકો અમારી સામે જોઇ રહેતાં હતા. આ ઉંઘણુસી હવે હરતો ફરતો થયો હતો તેની ઘણાને નવાઇ લાગી હતી.

મેં તેને થોડી કેરી અપાવી. એ ત્યાંને ત્યાં ખાઇ ગયો. રજા હોવાથી આજ મોડું થાય તો હરકત નહોતી. મેં તેને કહ્યું,

"થોડેક લગી ચાલોને સાથે"

તે જરાપણ આનાકાની વગર મારી સાથે ચાલ્યો.

તમે આખો દિવસ સૂઇ કેમ રહો છો ?" મેં ડરતાં ડરતાં પૂછ્યું.

"બસ, મને એમાં મઝા પડે છે" તેણે જવાબ આપ્યો.

"એમાં મઝા પડવાનું કંઇ કારણ ?"

"કારણ ? કારણ કેવું ? કંઇય કારણ નથી" તેણે કહ્યું અને મારાથી જરા દૂર પડી તે ચાલવા લાગ્યો.

"દરેક બનાવને કારણ હોય છે જ."

"તર્કશાસ્ત્રમાં કારણ હશે કદાચ, વ્યવહારમાં હોયજ એવું નથી" તે આવા તર્કશાસ્ત્રના, સંસ્કાર માગી લે તેવા ઉલ્લેખ કરતો હતો એ જોઇ, મારી જીજ્ઞાસા વધી.

"તમે તર્કનો અભ્યાસ કર્યો છે ?" હુ પૂછીને જરા ખચાવા જતો હતો ત્યા 'હુ ફિલોસોફીનો ગ્રેજ્યુએટ છુ' એવા તેના શબ્દ મારા મર્મ પર અથડાઇ ગયા

"શુ કહો છો ?" મારાથી સહસા બોલી જવાયુ

'ખરેખર !" તે આજ હસ્યો ગીચ દાઢીથી વરવા બનેલા મુખ ઉપર એ હાસ્ય શોભ્યુ નહિ

"એમાથી આ દશાએ ?" મે પૂછ્યુ

"એ પાછળ ઇતિહાસ છે" તેણે કહ્યુ અને રસ્તા પરના સ્ત્રી-પુરુષો તરફ જોઇ રહેવાનુ ચાલુ રાખી મારી સામે જોયુય નહિ

"એ ઇતિહાસ સભળાવશો ને ?"

'ઇતિહાસ ? શો ઇતિહાસ ? શાનો ઇતિહાસ ? ઇતિહાસ જેવુ એમા તો કૈં નથી" મારી સામે જોયા વિના એ બોલ્યેજ જતો હતો.

તેના બોલવામા સ્થિરતા નહોતી એ હુ જોઇ શકતો હતો મને તેની એ અસ્થિરતા પણ ક્ષમ્ય લાગતી હતી. ગ્રેજ્યુએટની કોટિના માણસને કયા સજોગોએ આ દશાએ લાવીને મૂકી દીધો હશે એ મારી સમજણમા ઉતરતુ નહોતુ

'સુખી હુ તેથી કોને શુ ? દુખી હુ તેથી કોને શુ ?' એ લીટી ગણગણતો ગણ-ગણતો તે છેક મારી પાસે આવી લાગ્યો.

"તમે દુખી હો તેમા બીજાને શા માટે કઇ નહિ ?" એ લીટી મને ઉદ્દેશીને ગવાઇ નહોતી એ જાણવા છતા, મે પ્રશ્ન કર્યો

"એ "કોને"મા તમને નથી ગણતો હો, ભાઇ !" તે હસ્યો

"તમે બહુ દયાળુ છો, લાગણીવાળા છો" તેણે ઉમેર્યુ

"નારે ભાઇ, એવુ કઇ નથી" મે કહ્યુ અને મારા ધીમા પડતા પગના ઉપરથી મારૂ ઘર નજીક આવી લાગ્યુ હતુ તેમ તે જોઇ શક્યો

'ભાઇ, હુ જઇશ" તેણે કહ્યુ

"ક્યા ?"

"ક્યા ? ક્યા જાઉં ? મારે સ્થાનકે મારૂ સ્થાનક સૂનુ સૂનુ હશે. ઘણાની આખો નિરાશ થતી હશે, એમને નિરાશામાથી ઉગારવા મારે હવે જવુજ જોઇએ" એવુ એવુ બોલતો તે જતો રહ્યો હુ પણ ભારે પગે મકાનની સીડી ચડી રહ્યો

* *

બીજે દિવસે હાથમા ઝોળી લઇને હુ શાક લેવા માટે માર્કેટ જવા ઘરમાથી નીકળ્યો ત્યા સામેના ઓટલા ઉપરથી પેલો ઉન્મત્ત બોલ્યો

"કા ભાઇ, માર્કેટે ચાલો છો ને ?"

"અહીં ક્યાથી તમે ?" મે આશ્ચર્ય બતાવ્યુ

" તમે ગઇ કાલે ઘર બતાવી દીધુ, એટલે તમારો કેડો નથી છોડવાનો હો ! તમારી સામે આવ્યો છુ" તેણે કહ્યુ

અને અમે ઓછી અવરજવરવાળો રસ્તો પકડ્યો.

" હં...કેમ...મઝામાં ને ?" મેં વાત શરૂ કરી.

" મઝામાં ? એ પ્રશ્ન મને ન પૂછશો " તેણે કહી નાંખ્યું. મારૂં ધબકવા મંડી ગયું.

" કયો પ્રશ્ન પૂછવો ત્યારે ? "

" પ્રશ્નો જ શા માટે પૂછવા ? "

" એક બીજાના મતની, કુશળતાની, તો પછી કેમ ખબર પડે ? "

" ખબર પાડવાનું પ્રયોજન પણ શું ? "

હું ખંચાઇ ગયો. તેના છેલ્લા પ્રશ્ને મને શાંત કરી દીધો. મેં કરતાં મૂંગું મૂંગું ચાલવા માંડયું.

" ભાઇ, તમને ખોટું લાગ્યું ? "

મેં એની પાસેથી આવા પ્રશ્નની આશા નહોતી રાખી.

" ના, જરા પણ નહિ " મેં કહ્યું.

" જુઠું બોલો છો ? " તેણે મને પડકાર્યો.

" કેમ ખબર પડી કે હું જુઠું બોલું છું ? "

" તમારા ચહેરા ઉપરથી "

" ચહેરા ઉપરથી એવી ખબર પડે ?"

" હું ચહેરાના ભાવ વાંચી શકું છું "

" ચહેરાના ભાવ......" હું બોલી રહું તે પહેલાંજ તે બોલી ઉ એજ મારૂં દુર્ભાગ્ય છે."

" દુર્ભાગ્ય ?"

" હા, અને મારી અત્યારની સ્થિતિ માટે જવાબદાર "

" કેવી રીતે જવાબદાર એ ન કહો ?" મેં પૂછ્યું.

" શા માટે કહું ? એ કયાં તમને કે કોઇને કહેવા માટે અર્થ પણ શો ? "

" હૃદય જરા હળવું બને "

" હૃદય હોય તો હળવું બનાવવાપણું હોય ને ?"

" તમારે હૃદય નથી ? મારા ઘર લગી તમને ખેંચી લાવનાર કોણ હતું ? "

" મારો તમારા પ્રત્યેનો પ્રેમ. હૃદયના સ્થાનમાં તો અંગારજ ભર્યાં છે "

" કંઇ સમજાતું નથી "

" એમ સમજાય એવું પણ એ ક્યાં છે ? "

" વિગતવાર કહો તો સમજાય ખરું."

" શા માટે સમજવા માગો છો ?"

" જીજ્ઞાસા સંતોષવા ખાતર "

" દિલગીર છું કે કહી શકું તેમ નથી "

તેનું સ્થાનક આવી ગયું હતું. ગોદડું સરખું કરી હું ઉભો હતો ત્યાં જ એ સૂઇ ગયો. તેણે ગોદડું માથા ઉપર ઓઢી લીધું.

" કેરી નહીં ખાઓ ? " મેં પૂછ્યું

" નથી ખાવી " તેનો જવાબ હતો.

" શા માટે ? "

" ફરી પ્રશ્ન ?"

" ભૂલ્યો તમને પ્રશ્ન નથી ગમતા, ખરું ?"

"ફરી પાછો પ્રશ્ન ?"

"તમે પૂછો છો એ પણ પ્રશ્ન જ છે !" કહી હું મારકીટમાં જવા ચાલ્યો ગયો.

"ચાલો; આવું છું. તમને ખોટું લાગતું હોય તો" દોડતો દોડતો તે મારી પાસે આવી લાગ્યો.

"લો, શાક લેવામાં મદદ કરો" મેં કહ્યું.

"એ આવડતું હોત તો શુ જોતું'તું ?"

"ન આવડે એમ ન બને."

"બન્યું જ છે. શાક લેવામાં એટલે માત્ર મોગરી મૂળા લેવામાં એમ એનો અર્થ નથી. 'શાક લેવું' તેને હું વ્યવહાર કુશળતાનાં પ્રતીકના અર્થમાં વાપરું છું."

"તમે ભાષાનું સારું જ્ઞાન ધરાવતા લાગો છો." મૂળાની સારી પણી ગોતતાં ગોતતાં હું હસીને બોલ્યો.

"હું સાહિત્યકાર હતો" તે બોલી ગયો.

"તે તમે કંઇ લખ્યું..." હું પૂછી રહું તે પહેલાં

"અને ખાસ કરીને કવિ" તે બોલી ઉઠયો.

"તો પછી તમારી પાસે કાવ્યનો સંગ્રહ હશે" મેં કહ્યું.

"સંગ્રહ ?" તે ખડખડાટ હસી પડયો.

"અત્યારે તેનું અસ્તિત્વ નથી" ગંભીર બની જઇ તેણે કહ્યું.

"હા, અસ્તિત્વ છે, પણ ખાખરૂપે" થોડીવાર રહીને તે બોલ્યો.

"એમ કેમ ?" એમ પૂછવાનું મને મન થયું. પણ મને હવે તેનો થોડો થોડો ડર લાગવા માંડયો હતો. એટલે પ્રશ્ન પૂછવાની ભાંજગડ કર્યા સિવાય જાણવા મળે એટલું જાણવાનું મેં નક્કી કર્યું હતું.

શાક લઇ અમે બહાર નીકળ્યા ત્યારે ઉધરસી, તેનું સ્થાનક આવતાં રોકાઇ જશે એમ, મેં માન્યું હતું. પણ તેણે મારી સાથે આવવું ચાલુ રાખ્યું.

"ચાલો, મારૂં વૃત્તાંત તમને સંભળાવું" તેણે કહ્યું.

કંઇ બોલું, અને તે તેનો વિચાર ફેરવી નાખે એ બીકે, હું મૂંગોજ રહ્યો.

"તેણે યાદ કરવાની જરી પણ મથામણ કર્યા વિનાજ શરૂ કર્યું:

"મારાં માબાપ હું બહુ નાનો હતો ત્યારે ગુજરી ગયાં. અમે બે ભાઇ એકલા પડી ગયા. ભર્યા ભર્યા વિશ્વમાં અમને 'અમારા' કહેનાર કોઇજ ન રહ્યું. હું ચોથા અંગ્રેજી ભણતો હતો. નાનો ભાઇ પહેલીમાં આવ્યો હતો. આજીવિકાનું સાધન હતું નહિ. હું ખાનગી ટ્યુશન આપતો, અને એમાંથી મળતી લુજ રકમમાંથી અમે બેઉ ભાઇ નિર્વાહ ચલાવતા. પાંચ વર્ષ બધું સરળ ચાલ્યું. પણ નાનો ભાઇ..."

તે જરા થોભી ગયો. તેણે મારી સામે મટકું માર્યા વગર જોઇ રાખ્યું. પણ તેની શૂન્ય નજરોથી હું આટલા પરિચય પછી ટેવાઇ ગયો હતો.

"હવે આગળ નહિ કહું" એચિંતોજ એ બોલ્યો.

"વળી શું થયું?" એમ પૂછવા જઉં છું ત્યાં તેજ બોલી ઉઠયો,

"તમે કયાં રસપૂર્વક સાંભળો છો?"

"કેમ જાણ્યું? મારે પ્રશ્ન પૂછવો જ પડયો.

"કેમ! ચહેરા ઉપરથી" તેણે કહ્યું અને ફરી ખડખડાટ તે હસી પડયો.

"આગળ ચલાવો. હું ખૂબજ રસ લઉં છું" મેં કહ્યું, અને તેણે પોતાનું કથન આગળ ચલાવ્યું.

"...પણ નાના ભાઇએ જરા મૂછે વળ ઘાલ્યો કે તરતજ મારી અવજ્ઞા કરવી તેણે શરૂ કરી દીધી. હું ખોટું નહિ બોલું. બાપ દીકરાને ચાહે તેમ હું તેને ચાહતો હતો. પણ મારી ચાહનાને ઠોકરે ચડાવી તે મને વધુ ને વધુ બાળી રહ્યો. તેના અભ્યાસને માટે વચ વચમાં મેં મારા અભ્યાસને તિલાંજલી આપી દીધેલી. કોલેજનું વર્ષ પૂરૂં કરી અમારા જ શહેરમાં હું પચ્ચીસ રૂપીઆની નોકરીમાં રહી ગયો. હું નોકરી કરતો, અને રાંધીને તેને જમાડતો. વાસણ પણ હાથે માંજી લેતો પણ..."

"બહુ દુઃખદ દશા" હું રસ લઉં છું એ બતાવવા વચમાં બોલ્યો.

"...પણ હવે મારી અવજ્ઞા કરવાનું તેને બીજું બહાનું મેં આપ્યું હતું. ભાઇ, સાંભળજો હો! હું પચ્ચીશજ રૂપીઆ કમાઇ લાવતો તેમાં તે મારી અણઆવડત દેખતો હતો. મને કહેવાનું મન થઇ જતું કે તું મેટ્રિક થઇશ ત્યારે તને પંદર પણ કોઇ નહિ આપે પણ હું એવું એવું બોલી તેની લાગણી દુભાવવા કદી ન જ ઇચ્છતો. પોતે દુભાવું પણ બીજાને ન દુભાવવાં એ નીતિ મેં રાખી હતી: તોયે મારા પ્રત્યે કોણ જાણે તેને શું થઇ ગયું હતું, કે મારૂં મોઢું જોવાની પણ જેમ બને તેમ એ ઓછી તક લેતો. આમ કરવા માટે મેં તેને કંઇ કારણ આપ્યું હોય એવું મને યાદ નથી. પોતે વાંચતો હોય ત્યાં મારે જવાનું થતું ત્યારે; તે બહુ સિફતથી અને સ્વાભાવિકતાનો ઓપ આપીને, તે આડી ચોપડી ધરી દેતો. હું બધું સમજી શકતો. પણ હું સમજું છું એ પણ તે ન જાણે એમ હું ઇચ્છતો..."

"તમે ય ઘણા બુઢ્ઢા ગયા ." મે કહ્યુ તેના આ કડીબધ્ધ ઇતિહાસમાં મને ક્યાય પાગલપણુ દેખાતુ નહોતુ

"પણુ મારા બુઢ્ઢાની તેને કશી કીંમત હતી? તે એમ માનતો હતો કે પોતે જુવાન છે પણુ હુયે તેના જેવોજ–ઊતરો બે વર્ષ મોટો–જુવાન હતો તે તે ભૂલી ગયો હતો ઠેકાણે પડી સારી એવી રકમ કમાતો થઉં એ પહેલા, ન પરણવાનો મે નિશ્ચય કર્યો હતો તેણે માની લીધુ કે મને કન્યા આપવા લલચાઇ જાય એટલી હદ સુધી કોઇ માણસને વશ કરી લેવાની મારામા શક્તિજ નથી તેના મુખ ઉપરના ભાવ મને જાણે એમ ન કહેતા હોય કે તુ ધર્યો રહીશ ને હુ મારે યોગ્ય કન્યા શોધી ન લઉં તો જોજે! એ મેટ્રિકમા પસાર થયો હુ પણુ મારી ચાલુ નોકરી છોડી કોલેજવાળા શહેરમા તેની સાથે ગયો ત્યા તેને કોલેજમા દાખલ કરાવ્યો, અને મે ચાળીશ રૂપીઆની એક નોકરી ત્યા શોધી કાઢી તેને ભણાવ્યો મે પણુ કોલેજમા નામ નોધાવી ઘર આગળ અભ્યાસ કર્યો મારે એ વખતે ત્રણુ ત્રણુ કામ કરવાના રહેતા, અભ્યાસ, નોકરી અને રસોઇ. નાના ભાઇને મારા હાથનુ રાંધ્યુ હવે ભાવતુ નહોતુ. તે કોલેજની હોસ્ટેલમા જમતો માસિક પદર રૂપીઆ તેનો એકલાનોજ વાશી ખર્ચ આવતો હુ હાથે પકાવતો અને ખાતો પદર રૂપીઆ મને ત્રણુ–ચાર માસ લગી ચાલતા તેનો એ બાદશાહી ખર્ચ પણુ મે ભોગવ્યો પણુ ."

"તમેય જબરા" મે કહ્યુ અને મારૂ ઘર થોડુ કજ દૂર રહ્યુ હતુ અને વાત એટલા વખતમા પૂરી થાય એમ નહોતુ લાગતુ, તેથી અમે ઓછી વસ્તીવાળા ભાગ તરફ નીકળી જવા ચાલ્યા

"હુ ,બી એ થઇ ગયો કોલેજના પહેલા વર્ષમા એ પણુ ઉત્તીર્ણ થયો. મેં દેશમા જઇ ત્યા સ્થિર થવા ઇચ્છા બતાવી તેણે એ ઇચ્છા, મારૂ મોઢુ દૂર થાય તેથી, વગર આનાકાનીએ વધાવી લીધી દેશમા આવીને ત્યાની નિશાળમા સાઠ રૂપીઆના પગારે હુ શિક્ષક તરીકે રહી ગયો. પછી તો હુ પરણ્યો પરણુતી વખતે મારે દૂર દૂરના સગાઓથી અને મિત્રોથી ચલાવી લેવુ પડયુ. તે ન જ આવ્યો પરીક્ષાનુ બહાનુ તેને ઠીક મળી ગયુ હતુ ભાઇ, હુ પરણુ એમા એ ખૂશી હોય તો આવે ને? મે એના વેવિશાળની ગોઠવણુ પણુ કરી હતી પણુ 'મારી અગત બાબતમા તમારે જરા પણુ દખલ ન કરવી' એમ લખી મને તેમ કરતા અટકાવ્યો હુ લાચાર બન્યો મને પત્ની મારા સ્વભાવને અનુકૂળ મળી ગઇ હતી, એટલે એ વાતે તો હુ નચિંત બન્યો હતો

અમે સુખે દિવસો લઇ રહ્યા હતા પણુ તેણે તો વેકેશનમા અમારે ત્યા આવવાનુ પણુ છોડી દીધુ હતુ આમ ને આમ ત્રણુ વર્ષો ગાળો વહી ગયો તે બી એજી માં પસાર થયો પસાર થઇને અમારે ગામ આવ્યો. મહેસુલી ખાતામા રૂપીઆ સોના પગારથી તેને નોકરી મળી તે જુદો રહેશે એમ મે માન્યુ હતુ પણુ એ અમારી સાથે રહ્યો લગ્નની ગોઠવણુ તેણે આપમેળે કરી લીધી તેની પત્ની તેના સ્વભાવને અનુરૂપ મળી મારી

પત્નીને તેની દેરાણી તરફથી અને મને મારા નાના ભાઇ તરફથી સતામણી થવા લાગી. પણ સહન કરવું એ મારો સ્વભાવ થઇ ગયો હતો. હું કશું દિલ ઉપર લેતા જ નહિ. પત્ની ઘણી વખત જુદા થવા આગ્રહ કરી રહેતી. પણ હું મારી ફિલ્સુફી તેને સમજાવતો. તે ફિલ્સુફી તેને ગળે ન જ ઉતરી શકતી. પણ મારો વિચાર ન જોઇ તે બેસી રહેતી. નાના ભાઇની પત્ની તેને મહેણાં ટોણાં દઇને અટકતી એમ નહોતું. મને પણ તે લ્હાણમાં લઇ લેતી. તે જોઇ શકતી કે તેને ધણી મને ઉડાવતો હતો; એટલે તેને પણ, મને ઉડાવવાનો હક્ક મળી ગયો હતો. હું મનમાં ને મનમાં તેમનાં અધૂરાપણાને ઓરતો કરી રહ્યો હતો. હું જુદો થયો હોત-અને પત્ની તો કયારની માથાઝીંક કરતી હતી-તો થઇ શકયો હોત. પણ મને..."

"એમ કરવું'તું ને ?" કહી હું અટકયો. મારા એક મિત્રે મને પત્રમાં આવી જ કંઇક વાત લખી હતી તે યાદ આવ્યું.

"તમારૂં ગામ કયું?" મેં ઓચિંતો જ વચમાં પ્રશ્ન કર્યો.

"કેમ?" તે સહજ ચમકી ગયો. "સહેજ" મેં કહ્યું.

"તમે બુરી કરી. હવે હું નહિ બોલી શકું."

"કેમ?" મારાથી સહજભાવે પૂછાઇ ગયું.

"એ ગામનું નામ મને દુઃખદ યાદ આપે છે. એ નામ કૃપા કરી મને ન પૂછો" તેની વાણીમાં દીનતા હતી.

"કહોને હવે" મેં હસીને કહ્યું.

"હું સીતાપુરને વતની..." મારી અટકળ સાચી પડેલી લાગી.

"...અને મારી પત્નીનું નામ પણ સીતા હતું"

"ત્યારે તમે તો રામ છોને શું?" મેં મશ્કરી કરી.

"રામ હતો એમ કહો" તેણે કહ્યું અને ડુંગર જેવડો નિઃશ્વાસ મૂકી તેણે આગળ કહેવા માંડ્યું.

"પણ મને એમ કે નાનો ભાઇ સમજશે. આજ નહિ તો આવતી કાલે સમજશે. અને સમજશે ત્યારે પસ્તાશે. પણ તેણે ન સમજવાનો જ નિશ્ચય કર્યો હોય તેમ ચોખ્ખું દેખાતું હતું. મારો સાઠને પગાર તેની સોની સરખામણીમાં તેને તુચ્છ લાગતો. પોતે મહેસુલી અધિકારી નહિ તો તેને પહેલો મદદનીશ હતો. બે વર્ષ પછી મહેસુલી અધિકારી બનવાને પણ પૂરતો સંભવ. હું હતો માત્ર શિક્ષક. છોકરાંઓને પઢાવવા કરતાં જેની બુદ્ધિ આગળ ન ચાલી શકે એવું બીચારૂં માનવ મગતરૂં. તેની પત્ની સુદ્ધાં મારા વિશે "પંતુજી!" અગર તો "કવિરાજ!"ના નામથી ઉલ્લેખ કરતાં અચકાતી નહિ. આ બધું નાનાભાઇની હાજરીમાં થતું, તોપણ તેને વારવાને બદલે જાણે ઉત્તેજન આપી રહ્યો હોય તેમ લાગતું..."

"ગજબ!"

'આ જગ્યાએ ત્રીજુ જ માણસ હોત તો કદિ ઉંબર ન લેત નહિ માનો પણ મને તેની પત્ની તરફથી જરા પણ ખોટુ નહેતુ લાગતુ આ બધો વર્તાવ મારા માજણ્યા ભાઈ તરફથી થઈ રહ્યો હતો એજ દુઃખ હતુ ખુન્નસે ઘા કર્યો એજ શીઝરને અસહ્ય લાગ્યો અને તે પડયો ! તે જમવા બેસતો ત્યારે મારી પત્ની મારફત મને જરા ખમી જવાનુ તેની પત્ની કહેવડાવી દેતી હુ સાથે બેસુ તો કદાચ એને ન ભાવે એનો દિવસ બગડી જાય મારી પત્નીને એ ભાઈએ ભાભી' કદી કદી બોલાવી નથી અરે બે ભાઈ વચ્ચે એકલાએક મારા છોકરાને—દરમ્યાન અમને એક છોકરો પણ થયો હતો—જાતી સરખો લઈ ધણીધણિયાણીમાથી કોઈએ વહાલ કર્યું નથી મે તેના ઉપર ગુણ કર્યા હોય તેનો આભાર તે ભલે ન માને મારાથી દબાયેલો એ ભલે ન રહે. મને અને મારા કુટુબને એ ભલે ન પાળે પોષે પણ એક માણસ તરીકે માણસ તરીકેનુ વર્તન તો હુ તેની પાસેથી માગી શકુ ને ?

તે રોવા માડયો અત્યાર લગી કાબુમાં રાખેલુ હૈયુ છૂટી પડયુ

"ભાઈ દુખી ન થાઓ મે એટલુજ કહ્યું

"દુખી ન થવાનુ તમે કહો છો તેમ ઘણુયે કહ્યુ છે પણ હુ દુખી કેમ ન થઉં ? તેની કૃતઘ્નતા વિશે મે ખૂબ વિચાર કર્યો ખૂબ વિચાર કર્યો જુદા થઈ જવાથી તેનો અત આવી જશે એમ પણ ઘણાને કહ્યુ હતુ પણ એ માર્ગ મને સ્વીકારવા જેવો તે વખતે નહોતો લાગ્યો, હજી પણ નથી લાગતો પણ જુદા ન થવાની વાતે પત્ની ઉપર બહુ અસર કરવા માડી મારા જેવુ કઠોર દિલ કરવા મે તેને બહુ સમજાવી બહુ સમજાવી મે મારુ હૃદય વજ્ર જેવુ બનાવી મૂકયુ હતુ જ્યાથી આઘાતો પણ ખસિયાણા પડીને અસર કર્યા વગર જ પાછા ફરી જતા તેને પણ હુ આવુ દિલ બનાવવા આગ્રહ કરી રહ્યો હતો પણ એ આગ્રહ કરતી વખતે મને ખ્યાલ નહોતો રહ્યો કે મીણ થઈ થઈને કેટલુ કઠણ થઈ શકશે ? હુ જોઈ શકતો કે મને રાજી રાખવા તે અનિચ્છાએ પણ અપમાનો ગળી જવા મથતી, પરતુ આ બધુ સ્વભાવજનિત હોવાને બદલે એક નીતિ જેવુ વિશેષ હતુ પત્નીના શરીરમા થતા ફેરફાર મારા ધ્યાન બહાર ન રહ્યા તેના શરીર પરથી રતાશ ઓસરતી ચાલી હતી તે મારા ખ્યાલમા હતુ તેનુ શરીર પીળુપાજર બનતુ ચાલ્યુ વાસણ ઘસવા પાણી ભરવુ કપડા ધોવા, વગેરે ઘર કામ પહેલા જેમ જ તેના પર ચાલુ રહ્યુ કામવાળીને પગાર પૂરતો શેઠાણી વાસણનો ગજ કાઢી આપે તેમ નાના ભાઈની વહુ દર ટકે વાસણનો ખડકલો કાઢી મારી પત્નીને મસ આપતી તે જોઈ, મારુ હૃદય રડી ઉઠતુ પણ તે તો મો કસાણુ કર્યા વગર બધુ પતાવી દેતી પણ આવુ અમારૂ સુખ ( ! ) પણ વિધિથી ન દેખાયુ છોકરાને અચાનક શરદી થઈ ગઈ તાવ પણ ચડયો '

તે અહીં થાક ખાવા થભ્યો તેની આખની કિનારી સહેજ ભીની થયેલી મને દેખાઈ

"ડૉક્ટરે જણાવ્યું ત્યારે કારણની ખબર પડી. છોકરો જાગીને રોતો, પણ તેની કાકી તેને તેડે તો અભડાઈ જાય ને ? કપડાં ધોતી ધોતી પત્ની દોડતી, અને છોકરાને ધવડાવીને છાનો રાખતી. પત્નીના શરીરની ઠંડી આમ ધાવણદ્વારા છોકરામાં દાખલ થઈ હતી. તાવ વધતો જ ચાલ્યો. ડૉક્ટરે ન્યુમોનિયા હોવાનું જણાવ્યું. પત્ની અને હું અમારા ઓરડામાં માંદા છોકરા ઉપર ત્રણ રાત અને ત્રણ દિવસ બે પાંપણ ભેળી કર્યા વગર જાગ્યાં. પણ...પણ... છોકરો ન બચ્યો."

"હા ! રામ !" મારાથી ઉચ્ચાર નીકળી ગયો.

"હા...અને એક વાત અહીં કહેવાની રહી ગઈ. અમે અંદર માંદા છોકરા ઉપર જાગતાં, ત્યારે નાના ભાઈની વહુ બહાર ઝીણે સ્વરે રાસ ગુંજતી, અને ક્યારેક ક્યારેક "છોકરાં કોઈનાં માંદાં નહિ પડતાં હોય ? આ ધણી ધણિયાણીથી તો બધાં ઉતરે ! બીજું તો ઠીક, પણ ઘાંસલેટનો ઘાણ કાઢશે !" જેવાં વાગ્બાણ છોડયા રાખતી. આ શબ્દો સાંભળી પત્ની મારું ધ્યાન ખેંચતી. પણ હું તો તેને શાંત રહેવાજ સમજાવતો. લાચાર બનીને તે છતી જીભે મૂંગી બનીને બેસી રહેતી. પણ છોકરાના મૃત્યુનો ઘા તેનાથી સહન થયો નહિ. તેની પાછળ એ ગાંડી થઈ ગઈ એમ કહીએ તો ચાલે. ખાવું, પીવું, હસવું, બોલવું: બધું તેણે છોડી દીધું. હા, એક કામ કરવું તેણે ચાલુ રાખ્યું અને તે ચોવીશે કલાક રોવાનું. આંસુ ખાળી ખાળીને તેણે શરીર ગાળી નાખ્યું. ખાટલો એનો સંગાથી બન્યો. કંઇક દવાદારૂ કર્યાં, કંઇક ઘરગથ્થુ ઉપચારો અજમાવ્યા, પણ માંદગી કાબુમાં ન આવી. બાકી હતો તે સન્નિપાત પણ થઇ આવ્યો. છોકરાના નામની માળા ચાલુ થઇ. દેર-દેરાણી તરફથી મળેલા પણ દિલમાં દફનાવી રાખેલા અન્યાયો વાણી સ્વરૂપ પામવા લાગ્યા. હું ઇચ્છતો હતો કે એવી દશામાં પણ એ ગાઇ તો નજ બતાવે. પણ તેની જીભ મારાથી ઝાલી રખાય તેમ થોડું હતું ? ત્રણ દિવસના આવા સતત લવારા પછી તે શાંત પડી. મેં માન્યું કે હવે તેને સારૂં થઇ જશે. પણ એ તો બૂઝાતા દીપકની છેલવેલ્લી તેજ છાલક હતી. તે પણ છોકરાની શોધમાં ઉપડી ગઇ. જીવન મને અઘોર વેરાન લાગવા માંડ્યું. નાનાભાઇ અને તેની વહુને મન તો એક ઉતરેલું પગરખું ફાટી ગયું હતું. ન તેણે મને આશ્વાસન આપ્યું, કે ન "ભાઇ, આપણે ભારે થઇ હો !" એમ કદી કહ્યું. આ સગે હાથે તેનો દાહ કર્યો. પછી સૌની સાથે હું ઘેર આવ્યો. પણ તે ચિતા ઉપર ભડભડ સળગી રહી હતી તે દૃશ્ય મારી આંખ આગળથી ન ખસ્યું. ઘર જાણે ખાવા ધાઇ રહ્યું. જે ઓરડામાં અમે આવી દશામાં પણ આનંદ લઇ શકતાં એ ઓરડો અકારો થઇ પડતો લાગ્યો. રાત અને દિવસ પત્ની પુત્રના જ વિચાર આવ્યા કરતા. રાત્રે ઉંઘ પણ ન આવતી. નીચેથી છો ઉપસીને, અને ઉપરથી છત નમીને જાણે મને ભીંસી દેવા આપસ-આપસમાં ગુફ્તેગો કરી રહી હોય તેમ લાગતું હતું. દિવાલો પણ જાણે મારા વિરૂદ્ધ કાવતરૂં રચતી હોય તેમ ભયંકર હાસ્ય કરી રહી હતી. અનેક રીતે મન મનાવવા છતાં મારૂં હૈયું ધરપત લેતું ન થયું. એક રાતે આ બધું—અને આ બધામાં હવે શું રહ્યું હતું ?—છોડી મને ક્યાંક ચાલ્યા જવાનું મન થઇ ગયું. આ ભયંકરતા મિટાવવા મને એ એક માત્ર માર્ગ લાગ્યો. હું તૈયાર પણ થયો. બારણાનો

આગળો પણ બોલ્યો બહાર પણ આવ્યો બહાર ચાંદની ખીલી હતી એ કૌમુદીમાં મેં મારી પત્નીની અને મારા બાળકની આકૃતિ આલેખાયેલી દીઠી. હું બીને હું ફરી અંદર જતો રહ્યો ઝંપાં માંડ્યું વાસી દીધું ધડકતે હૈયે હું પથારીમાં પડ્યો પણ ઉંઘ શાની આવે? મગજમાં વિચારોનું યુદ્ધ જાગ્યું હતું જીવ ન સમજાય તેવી અકળામણ અનુભવી રહ્યો હતો પત્ની પુત્રના આકૃતિ દર્શનથી બચવા હું અંદર આવતો રહ્યો હતો, પણ એ એમ મને કયાં મૂકે તેમ હતા? છેવટે આ પહેર્યે લુગડે હું ચાલી નીકળ્યો બહાર એ જ ચાંદની રેલાઈ હતી મારી પત્ની અને બાળકની આકૃતિ ન દેખાઈ એટલે હું આગળ ડગ માંડી શક્યો રખે તે પાછળ ચાલ્યા આવતા હોય તેમ ધારી મેં એક વખત પાછળ જોયું મારી આંખ ઝબકી. પત્ની અને પુત્ર મારી પાછળ ચાલ્યા આવતા હતા અત્યારે પણ મારી પાછળ જ એ ઉભા છે'

મેં આસપાસ જોવા માંડ્યું

'તમે નહિ દેખો' તેણે કહ્યું અને વાત ચાલુ કરી દીધી

'મારે સગે હાથે મોંમાં ડૂચા દઈ મારી નાખેલા પત્ની પુત્ર .'

તેને વાક્ય પૂરું કરવા દેવા જેટલી ધીરજ મારામાં ન રહી

'તે તો કુદરતી મોતે હું બોલી ગયું તે પહેલા જ

'કોણ કહે છે? કોણ કહે છે કે કુદરતી મોતે તે મર્યાં?'

તેની આંખમાં વિચિત્ર તેજ આવી ગયું હતું તે મને અત્યારે પહેલીવાર પાગલ દેખાયો

'કાં હમણાં જ તમે '

'મેં? મેં? મેં તો પણ એવું કહ્યું જ નથી હું ગુનો નહિ છુપાવું'

પણ હમણાં થોડીવાર

'જુઠું બોલો છો? મેં એમના ખૂન કર્યાં છે હું તેમનો ખૂની છું' કહીને તેણે ધોતિયાની પાટલીમાંથી નહુજ નાનું ચપ્પુ કાઢ્યું!

'ને પછી?' તેને વધુ ઉશ્કેરવો ઠીક ન લાગતા મેં મનવાળી લીધું મિત્રના પત્રમાં ખૂનનો ઉલ્લેખ નહોતો એ મને બરોબર યાદ આવી ગયું હતું

પછી? પછી તો એ વાતને આજ પાંચ વર્ષ થઈ ગયા છે છ માસ તો તમારા ગામમાં આવ્યે થઈ ગયા મારા ભોગ બનેલા એ પત્ની પુત્રના પડછાયામાંથી બચવા હું સ્થળ બદલાવતો રહું છું પણ એ પડછાયા મારો કેડો મૂકતા નથી

કોઈ પણ સ્ત્રી અને બાળકને આજ પણ જ્યારે સાથે જોઉં છું ત્યારે ખૂન કરીને જોડાજોડ સૂવડાવી દીધેલા એ પત્નીપુત્રનું દૃશ્ય મારી નજર આગળ પણ ખડું થઈ જાય છે અરે, એ પત્નીપુત્રની જોડની ખલીખમ વાતાવરણમાં રચાઈ જઈને પણ મને સતાવી રહે છે'

એણે મોઢા ઉપર હાથ ઢાંકી દીધો

'આ મારો ઇતિહાસ છે' મોં પરથી હાથ ઉઠાવી લાંબા હાથ કરી આગળીઓના ટચાકડા ફોડતો ફોડતો તે બોલ્યો

મારી આંખમાં આંસુના મોતિયા બાઝ્યા હતા.

'દુઃખી ન થાઓ' ઊલટું, તેણે મને આશ્વાસન આપ્યું, અને પહેરણની ચાળથી આંસુ લૂછતાં લૂછતાં તેણે ચાલવા માંડ્યું.

અશ્રુ લૂછી, સંજોગનાં પૂતળાં જેવા માનવી વિશે વિચારતો વિચારતો હું ઘરમાં ગયો. ઓશરીમાં જ મારો નાનો ભાઇ એક વર્તમાનપત્ર વાંચી રહ્યો હતો. પાડોશમાંથી ઉછીનું શાક લઇ પત્નીએ રાંધી લીધું હતું. મારી ઝોળીનું શાક સાંજની રસોઇમાં કામ લાગ્યું.



અનુસંધાન (પાન ૬૫થી શરૂ)

પરન્તુ ફરી આવ્યા પછી હું સુરેન્દ્ર દ્વારા બધુંય જાણી શકીશ, એ મ્હને ખાત્રી હતી; અને બન્યું પણ તેમજ.

બીજે દીવસે સ્હવારના વ્હેલો વ્હેલો સુરેન્દ્ર મ્હારે ત્યાં આવ્યો; ઉત્સાહ અને હર્ષભેર: હૃદયમાં સંઘરેલ વસ્તુઓના વધી ગયેલા બોજાને હાલવવા અધીર હોય તેમ.

" કાં ગઇ કાલના કશા નવીન ?" એને બોજો હલકો કરવાની તક આપતાં મ્હેં કહ્યું. અને ટુંકાણમાં પતાવવાને બદલે વર્ણનાત્મક શૈલીને અનુસરતાં એણે કહેવા માંડ્યુ:

" શરદપૂર્ણિમાનો ચન્દ્ર ચાન્દનીના રૂપેરી સાળુથી પૃથ્વીને સાંગોપાંગ આવરી રહ્યો હતો. સમુદ્રનાં પાણી અધીરતાનું પ્રદર્શન કરતાં કિનારે પટકાતાં હતાં."

કવિ તરીકે બહાર પડવાનું એકજ એણે બાકી રાખ્યું હતું, તે પણ આજ સિધ્ધ થતું હોય એમ મ્હને તેની ભાષા ઉપરથી લાગ્યું. એણે આગળ ચલાવ્યું:

" સમુદ્રનાં મોજાંનું તાલબધ્ધ સંગીત એ નિરવ શાન્તિમાં વૈવિધ્ય અને આહ્લાદકતા આપતું હતું. તે સગીતમાં હું લીન હતો; કલા પાસેજ બેઠી છે એ ભૂલી જઇને હું કોઇ ગૂઢ વિચારસરણીમાં જઇ પડ્યો હતો; મ્હારા ચિન્તન તાંતણાને તોડતી આખરે કલા બોલી:

' સુરેન્દ્ર, આ ચન્દ્રમાં એવા તે કયા જાદુ હશે કે અગાધ સાગરનાં પાણી એની પાછળ આમ ગાંડાઘેલા થાય છે ?'

હું ભાનમાં આવ્યો, અને સમય સ્થિતિને અનુકુળ સ્વાસ્થ્ય મેળવું તે પહેલાં કલા મ્હને કળી જઇને બોલી:

' વિચારમાં બહુ ઉંડા ઉતરી ગયા હતાં ?'

' ના, ના; એ તો......' હું કશુંજ ન બોલી શકયો; મ્હારે બોલવું પણ ન્હોતું. મ્હારી આંખો કલાની આંખો સામે મંડાણી; થોડી ક્ષણો આમ ત્રાટક થયું અને કલાએ નેણ નીચાં ઢાળી દીધાં.

' એમ તાકી શું રહ્યા છો ? પૂછીએ તેનો જવાબ આપોને ?' ચીડાવાનો ડોળ કરતાં કલાએ કહ્યું.

' ઉર્વશીમાં એટલું બધું શું હતું કે એની પાછળ પુરૂરવા વન વન ભટકયો ?... ત્હારી આંખોમાં એટલું બધું......' હું વધારે બોલું તે પહેલાં તો કલાનો હાથ મ્હારા બન્ને હોઠને દાબી રહ્યો.

અનુસંધાન (પા. ૬૬મે જુઓ)



સ્વ. દેવી કુમારી ગાંધી.

ગયા જેઠ મહિનાની અમાસની રાત્રે કરાંચીમાં એક અતિ દુઃખદ બનાવ બની ગયો.

કુ. દેવીબ્હેન ગાંધી—તેરમા ગુજરાતી સાહિત્ય સંમેલન પ્રસંગે કાત્રક હોલમાં ભજવાયલી "પૂર્ણિમા" નાટિકા ની પૂર્ણિમા–નેટિવ જેટિના પુલ ઉપરથી દરિયામાં પડી ગઈ–(પડી ?–પડી ગઇ ?–પ્રભુ જાણે)

આશરે મહિના પહેલાં એનું વાગ્દાન એની જ જ્ઞાતિના એક યુવકને થયેલું. બીજે જ દિવસે, પડવાએ, એનું લગ્ન હતું.

મંડપ રોપાઇ ચૂક્યો હતો; પરંતુ એમાં માત્ર એનું મૃત શરીર જ પધરાવાયું.

દૂર દૂરથી સગા સંબંધીઓ આવી ચૂક્યાં હતાં; પરંતુ તેમને ભાગે માત્ર સ્મશાનયાત્રામાં શામેલ થવાનું જ આવ્યું.

સંસ્કારી માતા-પિતાની એ પુત્રી, વડોદરાના આર્ય કન્યા ગુરુકુળમાં કેટલોક કાળ એણે અભ્યાસ કર્યો હતો. હાલ તે અહિનાં શ્રી શારદા મન્દિરના મેટ્રિકવર્ગમાં હતી. જાતે સિન્ધી હોવા છતાં ગુજરાતી ભાષા તેને માતૃભાષા જેટલી જ સુગમ હતી. મેટ્રિકમાં પણ તેણે ગુજરાતી ભાષા લીધેલ.

'પૂર્ણિમા'માં જેણે એકવાર પણ કુ. દેવીને પાઠ કરતી જોઇ હશે તેની આંખો સમક્ષ એ સદા તરવરતી રહેશે. આટઆટલો રુપરાશિ, આટઆટલી બુદ્ધિપ્રભા, આટઆટલો કલાવૈભવ, શું અઢાર વર્ષની વયે જ સંકેલાવા સર્જાયાં હશે? – **અને તે પણ** આટલા કરુણ સંજોગોમાં ?

# ‘ દે વી ’

ફિરોજશાહ મહેતા

દેવી ! ત્હારુ સ્મરણ મરણ તક રહેશે—ત્હારુ મરણ સ્મરણમા જીવશે !

પુત્રી ! તુ જીવતી હતી તેનાથી અનેક ગણી વિશેષ સર્વ સ્નેહીઓને હૈયે આજ તુ જીવે છે સ્મરણાકાશે કો દૂરસુદૂર થએલી તેજસ્વી તારનિકા સમી અમારા અંતરે તુ વસે છે

શા માટે ?

ઉત્તર સહેલ છે એજ છે ત્હારા સુદર આત્માનુ આકર્ષણ ! એ આકર્ષણ તર અંતરે રમતા અનેક ઉચ્ચ આદર્શમાથી ત્હારા વિશુદ્ધ વિકસિત મનોદર્પણમાંથી, ત્હારા પવિત્ર ઉદાત્ત હૃદયકૂપમાથી ત્હારી તેજમધુથી નીગળતી નરગિશ-ચસ્મોમાથી અને ત્હારી કોકિલકંઠી વાણીમાથી ઝીણુ ઝીણુ અત્તર જેણે જેણે ઝીલ્યુ છે તેઓ તને કાં ન સ્મરે ! ત્હારી હેતભરી યાદને કાં ન રડે ! તેઓ તને કેમ વીસરે !

દેવી ! દુખી માતપિતાની આખની કીકી ! સગાસ્નેહીની સ્નેહાળ મૂર્તિ ! સખી મિત્રોની મીઠડી માનીતી ! તરુણ હૃદયોને પવિત્ર ભાવના દેતી દેવી ! પિતાતુલ્ય ભાવથી તને અનેકાનેક વૃદ્ધ જીવોએ ‘દીકરી’ માનેલી દેવી ! એ અનેક વૃદ્ધોમાથી પણ કંઇકોમા તને પુત્રવધુ બનાવવાની શુભેચ્છા સ્વાભાવિકજ ઉદ્ભવેલી તે બધા જ આજ કકળે છે ‘હવે અમારે માટે દેવીના દર્શન નથી—દેવીના ચગ-રણકતા સ્વરનુ શ્રવણ નથી !’ રે ! બધાજ સબધીઓને લાગે છે કે દેવીના જવાથી તેઓએ પોતાનુ કોઇ અને ખાસ ગુમાવ્યુ છે ખેર જીવન ટૂકુ છે પણ આત્મા અમર છે આશા પણ એવી અમર અનંત છે સસગની સાકળનો અંત ક્યા છે !

દેવી ! સિન્ધુની સુહિણી ! તુ તેના જ જેવી રંગેરૂપે સોહની હતી એટલુ જ નહિ પણ આત્મપ્રકાશે ઓપતી હતી દેવી, વિચાર વચનની મીઠી સુશીલ અને સભ્યતાભરી શાણી અને સ્નેહવતી ! જન કોણ શકે જઇ ભૂલી જેણે તને કદી દીઠી કે સુણી ?

પૂર્ણિમા સમ શોભતી દેવી ! તું "પૂર્ણિમા"[1] એ પ્રકાશમાં આવેલી; આખર થઇ અમાસે;[2] એટલે કોઇને આમ પણ ભાસે કે રંગભૂમિની[3] જવાલા[4] અંતે પહોંચી દરિયા પાસે ! ધારી આમ, કોઇ કહે છે: "જુઓ આ અજબ અભિનેત્રી ! નાટકતખ્તા પર જાતે ભજવેલ ભૂમિકાને સાગરતખ્તા પર સત્ય કરી દીધી ! લગનમંડપ સૂનો કરી દીધો. ભેટ લાવેલ પરોણા પાછા વળ્યા. એણે જલસમાધિ લીધી. જગબન્ધનથી છૂટી. અઢાર[5] પ્રકરણની એની જીવનકથા જોતજોતામાં સમાપ્ત થઇ ચૂકી !"

વિદ્યાપ્રિય, સંગીતપ્રિય, કલાપ્રિય પુત્રી દેવી ! લોકો કહે 'નાટિકા ભૂતડી બની.' છાને તેઓ બદનામ કરે: કલા કેળવણી શાળા કવિ[6] કે રંગભૂમિ. હું જાણું છું: તને એકજ વસ્તુ હતી વહાલી: **તવ આદર્શ તણી મસ્ત લગની !** હવે, ભલે કોઇ, 'સંજોગ' ને શાપ આપે; કોઇ, 'ગેરસમજુતી'નો અફસોસ કરે; કોઇ, શત્રુઓની કપટજાળ અને ગુપ્ત ભંભેરણીનો ભોગ તને ધારે; એવું હોય કે ન હોય પણ એ બધાંની સોથી પાછળ ઊંડે ઊંડે જોતાં જોઇ શકાય છે એકજ વસ્તુ: ત્હારા વર્ષોથી વિચારેલા, જીવન સંકલ્પ સમ બનેલા અનેક અમુલ્ય આદર્શ અને આદર્શ જ.

દેવી–દીકરી ! મારે મન તું જીવી ગઇ છે. જીવથી નથી ગઇ ! ખચિત, લોકો ઘટના કે પ્રસંગને નામો આપી જાણે છે ને હવામાં ઉડાડે છે (સમજો તો) દેખત્રા જેવા 'શબ્દો'ના પરપોટાઃ- 'અકસ્માત' અને 'આત્મહત્યા' ! ના, ના, દેવી ! તું **આદર્શ** ખાતર અમર બની છો. મ્હારી પ્રિય હૃદયતનયા !

---

૧. 'પૂર્ણિમા' નામે નાટિકા જેમાં દેવીએ 'પૂર્ણિમા'ની મુખ્ય ભૂમિકા ભજવી હતી અને જાહેર જનતા વચ્ચે પ્રખ્યાત બની હતી. ૨. 'અમાસે' દેવી પરલોક સીધાવી. ૩. 'રંગભૂમિ' કરાચીના કાત્રક હોલનો રંગમંચ ૪. 'જવાલા' નાટિકાના વસ્તુ પ્રમાણે નિજ લગ્નના રંગરાગ દરમિયાન પૂર્ણિમાનું અગ્નિવશ થવું. ૫. 'અઢાર' અંતકાળે દેવીનું વય અઢાર વર્ષનું હતું ૬. કવિ, પૂર્ણિમા નાટિકાનો કરાચીવાસી કવિકર્તા ઈન્દુલાલ ગાંધી.

# શાહ અબ્દુલ લતીફ

કરસનદાસ માણેક

**સાહિત્યમાં** કાવ્યનું જે સ્થાન, રસોમાં જે વિપ્રલંભ શૃંગારનું, માનવહૃદયની ઝંખનાઓમાં જે સ્થાન અતીન્દ્રિય સૌંદર્યની પિપાસાનું, તે જ સ્થાન છે સિંધના શાયરોમાં, શાયરોના શાહ, શાહ અબ્દુલ લતીફનું એનું અંગત જીવન, એનો સ્થળકાળ, એની ઐહિક અને ઐહિક મર્યાદાખૂબીઓ, એના રસાત્માએ અને કાવ્યકલેવરે ભૂલવી દીધી છે, એટલે સિંધ એને એના વિશેષ નામ અબ્દુલ લતીફથી ઓળખે છે તેથી વધારે એના સામાન્ય નામ શાહથી પીછાણે છે. એનું નામ અબ્દુલ લતીફ ન હોત અને ભાઈ ગોપાળદાસ હોત તોય કશો ફરક ન પડત !

સિંધનાં હિન્દુ મુસલમાનો ધારાસભાની એક વધુ બેઠક પડાવી લેવા માટે ભલે એક બીજા સામે ડોળા કાઢે ને જાધ થાબડે, પ્રધાનમંડળમાં પોતાના પક્ષનો એક વધુ પ્રધાન લાવવા માટે આંતરવિગ્રહની જ્વાલાઓથી ભલે સિંધુના જળપ્રવાહને સળગાવી મૂકે, પરંતુ શાહના મુશાયરામાં તો તેઓ લડાઈના બખ્તર કાઢી શસ્ત્રાસ્ત્રો દૂર ફગાવી, વજુ અને સ્નાનથી દેહશુદ્ધિ કરીને પછીજ દાખલ થશે **विनीतवेषेण प्रवेष्टव्यानि तपोवनानि नाम ।**

કારણકે શાહ હિન્દુઓનો મુકુટમણિ અને મુસલમાનોનો શિરતાજ હતો. બન્ને કોમના બાહ્યાડંબરીઓને તે નિષ્પક્ષપાતે સરખીજ ગાળો દેતો ! હૃદયની શુદ્ધિ અને આત્મામાં પરમ સત્યની પ્રાપ્તિ માટેની અધીર અને સાહસભરી ઝંખના એ જ તેને મન ધર્મના લક્ષણો હતા બીજુ બધુ "એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા" એમ નરસિંહ મહેતાની પેઠે તે પણ માનતો

આવી મધુર હોય ઉગ્ર ઝંખના, આવી ઉત્કટ હોય હૃદયંગમ તાલાવેલી તેની આસપાસના લોકોમાં પ્રગટાવવા માટે તેના કવિહૃદયે લૌકિક પ્રેમકથાઓનો આશ્રય લીધો. આમે ય તે સૂફી તો હતો જ, અને કલ્પનાશીલતા તેમ જ ઊર્મિપ્રધાનતા પ્રત્યેક સૂફીમાં

રહેજે જ હોય. શાહમાં તો સૂફીહૃદય સાથે કવિહૃદય પણ હતું, એટલે સિંધુના જળપ્રવા પેઠે તે પણ સિંધની જનતાનાં જીવનોમાં વણાઇ ગયો ! "કહેતી સુણશી ગમે ન ? રસની ને રસિકાની વારતા !"

ધર્મ એટલે અનેક પ્રિયાપ્રિય વિધિનિષેધોના સાત કોઠા; ધર્મ એટલે મગજ ટીનના ડબલામાં શાસ્ત્રશબ્દોરૂપી કાંકરા ભરી, તેને ઘુઘરા પેઠે વગાડી, અનુયાયીરૂપી ગધેડાંને ચરાવનાર ગર્દભપાલ; ધર્મ એટલે ન સ્વીકારી શકાય, ન નકારી શકાય, ન સમજી શકાય સમજવાની કોશીષ કરી શકાય એવાં ફરમાનો, અને ન સહી શકાય, ન નિવારી શકાય કે અનંત અને અઘોર દંડવિધાનો : એવી પેઢીરૂઢ માન્યતાવાળા લોકોમાં, ધર્મ એટલે પ્રિય માટેની તાલાવેલી, ધર્મ એટલે ઇશ્કે હકીકી માટેની ઝૂર, એવી નવી બાંગ પુકારનાર લોકે હૃદયમાં સદાને માટે લાડભર્યું સ્થાન પામે એમાં નવાઇ શી ?

પણ આ દિવ્યપ્રેમ મનુષ્યના આત્મામાં પ્રગટાવવો શી રીતે ? જીવનમાં જે ઇશ્કે મિજાઝી, વ્યક્તિપ્રેમને માણ્યો નથી તેવાઓની પાસેથી દિવ્ય પ્રેમની આશા શી ? વ્યક્તિ માટે કે સિદ્ધાંતને માટે, સમાજને માટે કે સત્યને માટે, પણ મરી ફીટવા જેટલી હીંમત : શ્રદ્ધા તો પ્રથમ જોઇએ ને ? સૂફીવાદ પ્રિયતમમાં જ પ્રભુને જુએ છે; પ્રભુને પ્રિય કરવાની તરખડમાં પડતો નથી—આરંભમાં ! પ્રિયતમને ખાતર પણ સ્વનો લોપ થયો એ પત્યું. તરતાં આવડયું પછી ઘડો હોય ત્હોય શું અને ન હોય ત્હોય શું ? પરંતુ શિ દશામાં તો પ્રિયતમઘટનો આધાર લેવોજ પડે ને !

વળી પ્રિયા અને પ્રિયતમ એ કંઇ એક બીજાથી અલગ અલગ સ્વતંત્ર વ્યક્તિ ઓછીજ છે ? વિશ્વ અને પરમાત્મા બંને એકજ તત્વઃ જુદા જુદા દ્રષ્ટિકોણથી નિહાળેલાં

"પાણે ય પસી પાણ ખે, પાણે ય ઇ મહબૂબ·
પાણે ય ખલિક ખૂબ, પાણે ય તાલિબ તિનજો !"

આપ જ પ્રિતમ આપનો, આપજ પ્રિયાસ્વરૂપ :
સર્જક આપ અનૂપ, આપ જ આશક સૃષ્ટિનો !

નરસિંહ મહેતાએ કહ્યું નથી કે ?

"જાગીને જોઉં તો જગત દીસે નહિ,
ઊંઘમાં અટપટા ભોગ ભાસે,
ચિત્ત ચૈતન્યવિલાસ તદ્રૂપ છે,
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે!"

એજ વાત શાહે બીજી રીતે પણ દૃશ્ય જગતને સ્થાને શ્રવ્ય જગતને રૂપક બનાવીને, કહી છે

'પરાડો સો સડું વર વાઇન્તે ન્તે લહી
હુઆ અગે ગડું બુધન્ને બ થ્યા!"
પડઘો, શબ્દ ભિન્ન સમજ સાર તે વાણીનો,
આદે ઉભય અભિન્ન શ્રવણે દ્વૈત અજાણિયા!

'પ્રતિધ્વનિ તે જ શબ્દ છે જો તું વાણીનો–વૈખરીનો–મર્મ સમજી શકે તો! આરંભે બંને સાથે જ હતા: સંભળાયા ત્યારે બે થયા!'

આવા આના સૂફીવાદે રંગ્યા વિચારસ્રોતો વહી રહ્યા છે શાહના કાવ્યસાગર ભણી!

હું તો જયમ કાષ્ટ કેરી પૂતળી
કલ ચાંપે સૂત્રધાર'

કહીને જેમ અખો અખેગીતાના સૂર ચડાવે છે, તેમ શાહ પણ

'વહ તિખ, વાહડ તિખ, જિત નીહ તિખ નિરાની,
જિન્ને ઇશ્ક ઉમીક ન્તે સો ખીવવત ગ્યાવી
વાયે' સો, વાની, હિયડો જિની હથ્થ કિયો'
નદી નદ નાળા પૂર ખરા પણ પ્રેમના પૂર નિરાળા,
નિજ આનંદમહીં રમે જે અનન્ત ઉજમાળા,
તેને હરિના રખવાળા, જેણે હૈયું રાખ્યું હાથમાં!

"નદનો વેગ ને નદીનો વેગ (જબરા હશે,) (પરંતુ) જ્યાં પ્રેમ (ત્યાં) વેગ જુદી જાતનો

"જેમને અગાધના આકર્ષણો,
જેમને એકાન્તની ઉપાસના,
જેમણે હૈયું (અન્યત્રથી વાળી) હાથ કર્યું
તેમને તો તું જ હવે કાંઠે પુગાડજે!"

કહી 'સૂર સુહીણી'ની[1] હોડી છોડી મૂકે છે!

પણ શાહ સૂફીથી શાહ શાયર ગાજ્યો જાય એમ નથી! ભલે પ્રતિધ્વનિ અસલ શબ્દ ન હોય, ભલે પોતેજ પોતાની પ્રિયતમા હોય, છતાં તેથી કંઈ પ્રતિધ્વનિનું સંગીત કે

---

[1] આવતા અંકથી સિંધી કવિસમ્રાટ શાહ લતીફની ઉત્તમોત્તમ કાવ્યકૃતિ 'સુહિણી'નો પદ્યાનુવાદ જરૂરી ટિપ્પણો અને વાર્તાની પૂર્તિ સાથે પ્રગટ થશે.

પ્રિયતમાનું સૌંદર્ય તેને મન જરાય ઓછું નથી થતું ! અદ્વૈતવાદી શાહનો તલસાટ દ્વૈતવાદી જયદેવ કે ચૈતન્યથી ઉતરે એવો તો નથી જ.

કાળી ઘોર રાતે સિન્ધુનાં ઘેરાં પૂર, સમાજની રૌદ્ર ભાવનાનાં પૂર શાં, વિરાટ અંધકારની રેલ શાં, યુગસિદ્ધ તરવૈયાની પણ છાતી થરથરાવી મૂકે એવાં ગાજતાં—ઘૂઘવતાં—ધસતાં હોય, ત્યારે એક માટીના ઘડા ઉપર જીવનને મૂકી, જીવનાધારને ભેગવવા જતી સુકોમળ સુહિણી નિહાળો; કે ગૌરવઘવાયેલાં સ્વજનો અને મિત્રો વડે જબરદસ્તીથી ઉંચકાઇ ગએલ પુન્હુની તલાશમાં વનસ્પતિસૂના ડુંગરાઓને પથ્થરે પથ્થરે પોતાના ચિરાયેલા ચરણોની રૂધિર પગલીઓ પાડતી "સસ્વી" જુઓ; કંગાલ તોય પોતાનાં ગામડાં, ગ્રામજનો અને ગ્રામ્ય પ્રિયતમની યાદમાં ઝૂરતી ટળવળતી ઉમરશાહના કેદમાં પંખીણીશી પડેલી મારવીનો આક્રન્દ સાંભળો; કે ચનેસર સાથે રુસણું લેતાં તેનો પ્રેમ ખોઇ બેસવાની દશામાં આવેલી લીલાંના વિલાપો સુણો: બધેજ શાહનો વિરહી આત્મા સહસ્રસુરે ઝુરતો દેખાશે !

આવા સળગતા તલસાટને લીધે શાહની કાવ્યકૃતિમાં એક વિશેષતા ઉભી થઇ છે. આપણા પ્રાચીન કવિઓની પેઠે

"અમુક કેરી કહું કથા જે વર્ણવી તમુકમાંહ્ય" એવી રીતે ઠેઠ આરંભથી આદરી વાર્તાની ઘટક ઘટનાઓ ક્રમે ક્રમે કહેતાં પરાકાષ્ઠાએ પહોંચવા જેટલી ટાઢી સબૂરી એના કલેજામાં છે જ નહિ. કેટલીક અરસિક છતાં વાર્તાની દૃષ્ટિએ જરૂરી એવી કડીઓ તો તે સાવ છોડી જ દે છે. ફિલ્મ શૂટિંગ કરનારા જેમ દૃશ્યો અને પાત્રોની નજરે વધુમાં વધુ સામ્ય ધરાવનારા પ્રસંગોનું—પછી ભલે એક અંતમાં હોય ને બીજો આદિમાં—શૂટિંગ સાથે જ કરે છે, તેમ શાહ પણ તત્કાલીન ભાવોને અનુસરતો, વાર્તાનો ક્રમ છોડીને, ઘટનાઓ, આડી અવળી ચીતરતો જાય છે. ફિલ્મવાળાઓ જેમ આખું શૂટિંગ થઇ ગયા પછી બધા ભાગોની સંકલના સાંધી દે છે તેવું યે પાછળથી કરવાની એને પરવા નથી. (વધુમાં, કરવા બેસે તો સાંકળની કેટલીયે કડીઓ ખૂટી પણ પડે !)

આ વિશેષતાને લીધે–એને ખામી કે ખૂબી કહેવા કરતાં વિશેષતાજ કહેવી ઠીક છે–એની કાવ્યકૃતિમાં કંઇક ચમત્કૃતિયુક્ત વૈવિધ્ય સધાયું છે ! તેની વેધક અને ઊર્મિલ દૃષ્ટિ કાલપ્રવાહના પટ ઉપર ફરતી ફરતી ક્ષણ અહીં ને ક્ષણ ત્યહીં નાંગરતી નાંગરતી, તરંગે તરંગે રમી રહે છે ! વાર્તાનું સ્થૂલ કલેવર દરેક રસિક વાંચનાર અથવા શ્રોતા જાણતાંજ હશે એટલી અપેક્ષા એણે રાખેલી છે ! એટલે સુહિણી મેહારના પ્રથમ દાસ્તાનમાંજ મેહારની મહોબ્બતમાં ઘેલી બની, રોજ મધરાતે ઘડાને આધારે સિન્ધુનાં કાલપૂરમાં ઝંપલાવતી સુહિણી લોકલાજને અવગણવા માટે પોતાને ઠપકા આપતી પોતાની ઘરરખુ-વ્યવહારકુશળ સાહેલીઓને ગળગળે છતાં હીંમત ભર્યે કંઠે કટાક્ષભર્યો જવાબ આપતી ખડી થાય છે:

વાહડ વહન નવાં, અંજ થઢ અગે થ્યા;
ઘર વેઠ્યું ઘણા કર્યો, સત્યું, સંગ સિવાં,
સુરત ન સાડેહજિ, સા જે ડિઠી આં,
હુંન્દ ન પસે માં, ધિડો સભ ઘડા ખણી !

છીછરાં જળ જોયાં હજુ, છે આઘેરી મઝધાર
ઘરએટ્યું, ખ્હેતું, તમે છો હાંકો ઠીંગ હજાર;
(પણ) સુરત જો સાહેબતણી હોય દીઠી એકવાર,
(તો) ન પડે ચેન લગાર: સૌ નીકળો ઘડા ફંગોળતી !

# મુક્તિને માર્ગે

## બળના ઝંડાધારી

શ્રી સુભાસ બોઝ 'જુની આગેવાની' સામેના બળના ઝંડાધારી બનવાના કોડ સેવે છે એમના સ્વદેશઅનુરાગ અને આત્મત્યાગ વિષે બે મત છે જ નહિ અને જ્યાંસુધી એમની જેહાદ લોકશાસનની શુદ્ધિના પાયા ઉપર મંડાયેલી લાગેલી ત્યાંસુધી જનતાએ, ન ફક્ત એને હમદર્દીની નજરે નિહાળી જ છે પરંતુ એનું સક્રિય સમર્થન પણ કર્યું છે મહાસભામાં લગભગ સાર્વભૌમ સત્તા ભોગવતી આવેલી "જમણી પાંખ"ના સ્પષ્ટ અને મક્કમ વિરોધને અવગણીને, કોંગ્રેસ-પ્રતિનિધિઓએ શ્રી સુભાસની રાષ્ટ્રપતિ તરીકે બહુમતે વરણી કરી એની પાછળ આવી ભાવનાના ધબકારા હતા

## ભૂલોની પરંપરા

પરંતુ તે પછી અત્યારસુધીના ગાળામાં શ્રી સુભાસના હાથે ભૂલોની પરંપરા થતી આવી છે જેહાદની ભીતરમાં જે થોડોઘણો પણ સિદ્ધાન્તવિષયક સદાગ્રહ હતો તેનું સ્થાન ડગલે ને પગલે જાણે વૈયક્તિક પૂર્વગ્રહોએ લેવા માંડ્યું હોય એવી આશંકા શ્રી બોઝના વર્તને વિચારકોના મનમાં જન્માવી દીધી છે રાષ્ટ્રપતિ તરીકેનું રાજીનામું આપ્યા પછીની બીજી જ પ્રભાતે, ઉતાવળીઆ પગલે થયેલી 'ફોરવર્ડ બ્લોક'ની સ્થાપનાની જાહેરાત બ્લોકના સંદિગ્ધ ધ્યેય અને અસ્પષ્ટ કાર્યક્રમ 'બ્લોક'ના ઝંડા નીચે "જુની આગેવાની" સામેના કોઈપણ કારણસરના વિરોધના એક માત્ર મુદ્દા ઉપર એકત્ર થયેલી પચરંગી જમાત—એ બધું શ્રી બોઝની ઝુંબેશના જહાજને ક્યાં કાળ-ખડકના કાતિલ કિનારે જઈને ટકરાવશે એની કલ્પના કરવી તે વખતે પણ ઝાઝી મુશ્કેલ ન્હોતી

## વિચિત્ર અસંગતતા

પરંતુ જે બન્યું છે તે તો એ કલ્પનાથી યે વધુ દુઃખદાયક નીવડવાની આગાહી ભાખે છે. કોંગ્રેસની 'ડાબી પાંખ' ના અસ્તિત્વ અને વિકાસ ઉપર કોઈપણ ગેરવ્યાજબી અંકુશો બંધારણમાં ન મુકાય તે માટે કારોબારી સમિતિની મુંબઈની બેઠકમાં સફળ રીતે લડનાર પંડિત જવાહરલાલ નેહરૂ જેવાને પણ શ્રી બોઝના છેલ્લાં પગલાં સામે સાફ અને સખ્ત શબ્દોમાં વિરોધ પોકારવો પડયો છે. સર્વાનુમતે કે બહુમતે અખિલ-હિંદ-મહાસભા-સમિતિ જે ઠરાવો કરે તેને બધી વિભાગ-સમિતિઓએ અમલમાં મુકવા જોઈએ એ લોકશાસનના પ્રાથમિક નિયમને સ્વર્ણ'શ્રી બોઝે ઠોકરે માર્યો છે; અને બંગાળ મહાસભા-સમિતિના પ્રમુખપદે રહીને એમણે અખિલ-હિંદ-મહાસભા-સમિતિના ઠરાવો સામે વ્યવસ્થિત અને દેશવ્યાપી ચળવળ છડેચોક ઉપાડી છે. મુઠીભર આપખુદ જુનવાણી આગેવાનો કોંગ્રેસને પોતાની હથેળી ઉપર નચાવી લોકશાસનના સામાન્ય નિયમોનો લોપ કરે છે એવી કડવી ફરીઆદ કરનાર અને એ ખામીનો ખાતમો કરવા માટે દેશભરમાં "ફોરવર્ડ બ્લોક" નો પડો પીટાવનાર પોતેજ આમ બેજવાબદારપણે વર્તે એ કેટલું વિચિત્ર !

## માનસિક વિકૃતિ

પરંતુ શ્રી મુનાસ એટલેથી યે અટક્યા નથી "જુની આગેવાની"ને જેર કરવાની એમની ધગશે એક ભયંકર ઘેલછાનું રૂપ ધારણ કર્યું છે. દારૂબંધી એ કોંગ્રેસની લડતનો આજ દાયકાઓ થયા એક પ્રધાન મુદ્દો છે. હોદ્દા સ્વીકારવાનો નિર્ણય કરતાવેંત કોંગ્રેસે જે ચુંટણી-નિવેદન બહાર પાડી પોતે પ્રધાનમંડળો રચશે ત્યારે કયો કયો કાર્યક્રમ હાથ ધરશે એની જાહેરાત દેશ સમક્ષ કરી છે તેમાં પણ સંપૂર્ણ દારૂબંધીને પ્રધાન સ્થાન આપવામાં આવ્યું છે. પણ રાષ્ટ્રપતિપદમાંથી નિવૃત્ત થયા પછી, 'જુની આગેવાની'ને જમીનદોસ્ત કરવાની ઝુંબેશ જગાવ્યા પછી શ્રી મુનાસને જાણે કોઈ નવી પ્રેરણા સ્ફુરી લાગી છે. 'જુની આગેવાની'ના હાથે પોતે ખાધેલી રાજકીય ઝટકડે જાણે તેમનું ચીજુ લોચન ખોલી નાખ્યું છે.

અને એથી શ્રી બોઝે સંપૂર્ણ દારૂબંધીના કોંગ્રેસ પ્રધાનમંડળોના પ્રયત્ન સામે મોરચા માંડ્યા છે. "સંપૂર્ણ દારૂબંધી"માં શ્રી બોઝને અન્ય નાની કોમોને અન્યાય થઈ જવાની ગંધ આવવા માંડી છે! 'ફોરવર્ડ-બ્લોક'ના મેદાને-જંગ ઉપર 'જુની આગેવાની'ના તમામ અને તમામ જાતના દુશ્મનોને ભેગા કરવાના એમના ઘેલછાની આ એક માનસિક વિકૃતિ જ છે એમ એમના સિવાય બીજા બધાયને સ્પષ્ટ દેખાય છે. 'જુની આગેવાની'નો ખાતમો કરવાના ઉદ્યોગમાં એમનાથી યે હજારગણા ખંતીલા, અને અંગેકદમ કૂચમાં એમના કરતાં લાખ ડગલાં આગળ એવા શ્રી એમ. એન. રોયે પણ આટલી 'ઉન્મત્તતા' બતાવી નથી, એ એકજ હકીકત શ્રી બોઝને સમતોલ રાખવા બસ થઈ પડી હોત—જો એમની ઝુંબેશની લગામ આવેશ અને ઉશ્કેરાટને બદલે, પુખ્ત વિચારો અને તર્કબદ્ધ દલીલોના હાથમાં હોત!

## ઇતિહાસની ચેતવણી

શ્રી બોઝ અન્ય દેશોની ક્રાન્તિના ઇતિહાસો સાથે અનેક વખતે હિંદની અહિંસક ક્રાન્તિની સરખામણી કરે છે અને તેમાંથી વારેતહેવારે પ્રેરણા પ્રાપ્ત કર્યાનો દાવો કરે છે. રશિયામાં લેનિનના મૃત્યુ પછી ક્રાન્તિકારી પક્ષ બે ભિન્ન વર્ગોમાં વહેંચાઈ ગયો હતો અને સ્ટેલિનના સફળ દળ સામે ટ્રોટસ્કીએ જેહાદ ઉઠાવી હતી તે પ્રસંગની સમાલોચના કરતી શ્રી આસ્કર રૈયે લખેલી સ્ટેલિનની જીવનકથામાંથી નીચેની કંડિકાઓ પ્રત્યે એમનું લક્ષ ખેંચીએ —

### THE PAST RETURNS

After Lenin's death the two great opponents continued their fight at the point where they had stopped it at the outbreak of the revolution.

Trotsky tried to organise the masses again in opposition to Stalin.

And Stalin who, as secretary of the Executive Committee of the Party, controlled the huge mechanism directing immense Russia, wanted to overthrow Trotsky's power—just as he had wanted to overthrow the Tsarist regime—because in this period Trotsky had innumerable followers; after the name of Lenin's, his was the name most frequently on Russian lips.

Trotsky called meetings, wrote pamphlets and formed the party of the Oppositionists which drew tens of thousands for every gathering.

Stalin was sitting firmly in the saddle, but he realised that his fight was now not against a single man but against a whole system.

Against the Trotskiits.

THE IRONY OF FATE

Trotsky did not want to realise that his followers were recruited not only of those who wanted him in Stalin's place, *but also of people who were enemies of the Soviet; who felt that under the prestige of the 'Red Marshal' they could attack openly.*

One day Trotsky's fate was fulfilled.

He was exiled.

" જુનવાણી આગેવાની"ના સ્ટેલિન સામે લડતાં શ્રી બોઝે "ટ્રોટસ્કી" રૂપ ધારણ કરવા માંડ્યું છે. ટ્રોટસ્કીના જેવા જ ભાગ્યમાંથી ભારતભાગ્યવિધાતા એમને બચાવી લે—તેમાં જ આપણી આઝાદી-લડતનું સૌભાગ્ય છે.





ઘિડી ઘડે હથ કરે: અલ્લાહી તુહાર !
જંઘ જરકીય વાતમેં; સિસીયપે સંસાર;
ચુડા બીડા ચિક્રમેં; હુડમેં હુડયસ વાર ;
લપેં ચહુંટયસ લોહિણ્યું, ઘિસ્યું, થરન્યું, ધાર:
મિડયા મચ્છ હજાર : ભાંગા ગિન્ધી સુહિણી !



વર્ષ ૧લું ] ઑગસ્ટ—૧૯૩૯ [ અંક ૮મો

## બીજું કોણ ઝડપશે ?

પ્રભુની ધરતી પાપે ઘેરી,
છોડવવી વણુ મારે વેરી,
જે બાજે આવાહન-ભેરી :
બીજુ કોણ ઝડપશે ?

માનવને માનવથી બચા'વા,
માનવતા માનવની જગા'વા,
માનવના સુખ માટે જાવા
બીજું કોણ ઝડપશે ?

સળગાવી નિજ હૈયું હર્ષે
કો જ્યોતિ જગમાંહે કરશે ?
કો પ્રભુની પડખે રહી લડશે ?
બીજું કોણ ઝડપશે ?

જોબન ને જીવનનાં લ્હાણાં
કરવા કોડે કોણ ભરાણાં ?
ભરવાને હરિવરનાં થાણાં
બીડું કોણ ઝડપશે ?

કોની રગમાં શોણિતરેલા
છે રણરંગ—ઉમંગ—ભરેલા ?
ધન્ય વિરલ ઉગી આ વેલા :
બીડું કોણ ઝડપશે ?

દેશકાળના બન્ધન તોડી.
ચોળીને અંગે રાખોડી
શૂળી પર ચડવાને દોડી:
બીડું કોણ ઝડપશે ?

શક્તિ સાર સુન્દરતા ગરવાં
ગૃહ—ખેતર—મંદિરમાં ભરવાં
જીન્દગીના કેસરીઆં કરવાં
બીડું કોણ ઝડપશે ?

જગના માર્ગો વાળી ઝાડી,
કાંટાના જડમૂળ ઉખાડી,
કરવા કૂચ પ્રભુની અગાડી
બીડું કોણ ઝડપશે ?

જનતાનાં આંસુડાં લુછવાં,
સુખદુઃખની ખબરું પુછવા,
રિંગા કાજ ધીંગાણે જુઝવા
બીડું કોણ ઝડપશે ?

આવો, યારો, લૂંટ ખડી છે :
ખાલી જગ્યા અણખૂટ પડી છે :
રંગરૂટ-ભરતી ઉઘડી છે :
બીડું કોણ ઝડપશે ?

કરસનદાસ માણેક

# ' આ '

દેવજી રા. મોઢા

હું હવે નાનો છોકરો નહોતો રહ્યો. ભગીનીઓને નોકરીમાં જોડાઇ કુટુમ્બના ભરણપોષણની *જવાબદારી મેં સ્વીકારી લીધી હતી. ઘરબહાર* પણ મેં મારૂં ચોક્કસ સ્થાન પ્રાપ્ત કરી લીધુ હતું. સારા ઘરની કન્યા પણ હું મેળવી શક્યો હતો. નોકરી કરીને અથવા બહાર હરીફરીને હું ઘેર આવુ ત્યારે બા, હું હજી નાનો હોઉં તેમ, મારી સાર સભાળ લે એ મને નહોતું ગમતું. રુચિ પ્રમાણે ઓછું વત્તું ખાઉ તોપણ બા મને ધમકાવી નાખે એ મારાથી સહન નહોતું થતું. અને આ બધું ઉષાની હાજરીમાં બનતુ એટલે તો વધુ અસહ્ય થઇ પડયું હતું.

ઉષાની નજરમાં હું હલકો પડું છું એમ હું જ માનતો. તેને આ માહેતું કશું જ ન હોય એમ લાગતું. આમ કરવામાં બા ફરજ બજાવવા ઉપરાંત બીજું કશું નહોતા કરી રહ્યાં તેમ તે ઘણીવાર કહેતી. માનો જીવ હું પિછાણી નહોતો શકતો એવો હળવો ઠપકો પણ તે ઘણીવાર મને આપી રહેતી. બા મારા વિશે ચિંતા કરતાં, તેથી મારી ચિંતા કરવાના તેના હક્ક ઉપર કોઇપણ જાતની તરાપ પડતી તેને નહોતી લાગતી. મને ભારપૂર્વક બે કોળિયા વધુ જમાડવાનો તેનો હક્ક આથી જરાપણ છીનવાઇ જતો તેને નહોતો લાગતો. ઉલટું, તેમ કરીને બા તેને મદદ કરી રહ્યા હતાં એમ તે ઘણીવાર સમજાવતાં, ઘણીવાર ટોકી લેતાં, પણ તેને જરી ઓછું આવતુ નહિ. *મને નવાઇ લાગતી કે ધનિક માતપિતાની પુત્રી* મૂગા બની આ બધું શે સહન કર્યે જતી હશે? બાના બોલમા કોઇ કોઇવાર તો બહુ જ આકરા પણ આવી જતુ, અને ત્યારે હુ માનતો કે તેને ખોટું લાગ્યુ હશે. પણ તે તો હસીને જ વાત કરતી તેની સહનશીલતા માટે મને આશ્ચર્ય થઇ આવતુ.

હુ ઘણીવાર ઉષાને કહેતો, "બા શું નાહક ચિંતા કરતા હશે ?"

"બા છે, એ શબ્દો કહે પણ દીકરાને કંઇ કહેવાનો બાને હક્ક નહિ "

"એ હક્ક તેણે ખૂબ ભોગવી લીધો. હવે અવસ્થા થઇ છે. હવે તો ભગવાનની માળા કરવી જોઇએ."

"તે, ભગવાનની માળા કયાં નથી કરતાં ?"

"ઠીક બધું, કરી ન કર્યા જેવી. માળા કરતાં હોય ને હું જમવા બેસુ તો માળા અધુરી મૂકીને ત્યાં ન આવે તો ન ચાલે ?"

"તમે મા ન બની શકો એટલે હવે શું કહેવું ? નહીં તો હું જોઉં કે તમે મો કામ મૂકીને દીકરાને જમાડવા આવી પહોચો છો કે નહિ !"

"જરૂર ન આવું વળી."

"વાતો કરવી સહેલી છે."

"હવે કો'ક દિ' વાત છે. બાને જરા કમકોરવા પડશે. મારે કેટલું ખાવું ને કેટલું ન ખાવું એમાંય તેની દખલ ?"

"મારા સમ છે બાને કંઇ કહો તો. માણસ ઘરડું થાય ત્યારે તેનો જીવ એવો તોછો બની જાય છે કે જોને ઝટ ઓછું લાગી જાય. પાકું પાન છે. થાબડભાણાં કરી નભાવ્યે જવામાં શોભા. મને તો બા બહુ ગમે છે."

"કારણકે તું જમે છે કે નહિ તેની પણ બા પરવા કરતાં નથી !

"કોણે કહ્યું ? મને તો દીકરીની પેઠે જમાડે ને ખારસાં મઝાનાં. તમે ઘરમાં બહુ ટકો"ને એટલે બધી ખબર !" કહી તે પોતાને કામે લાગી જતી.

× × ×

હવે તો હું બાના સંપૂર્ણ દબાણ નીચે આવ્યો હતો. ઉષા પિયર ગઇ હતી. મારાથી રાતે વધુ વાંચી પણ ન શકાતું. બા અચાનક નિંદ્રામાંથી જાગતાં, અને મારા ઓરડામાં બત્તી જોઇ ત્યાં આવતાં. શરીર સંભાળવા કંઇક સૂચનાઓ આપી જતાં. પણ તેમની એ સૂચનાઓ એક કાને સાંભળીને બીજે કાનેથી કાઢી નાખવા હમણાં હમણાં હું ટેવાઇ ગયો હતો. મને કંઇ અસર થયેલી ન જોઇ ફાનસ લઇ ચાલ્યાં જતાં. હું બૂમ પાડી રહેતો. પણ એ સાંભળેજ શાના ? મનમાં થતું કે આટલી બધી કાળજી શામાટે ? તેમને ક્યાથી ખબર કે એવી રીતે અધૂરૂં મૂકાવેલું વાંચન મને કલાકો લગી નહિ જંપવા દે ?

અને જમાડવામાં પણ બા એટલાંજ કડક હતાં. રુચિ ન હોય તેથી ઓછું ખાઇ ઉઠવાની તૈયારી કરી રહેતો, ત્યાં હાથ ઝાલી પરાણે બેસાડી રાખતાં; અને છતાં ન જમું તો "ગગા મારા મારા હાથનું રાંધ્યું ભાવતું નથી ?" કહી મને શરમાવી મૂકતાં. મારે પરાણે ખાવું પડતું. નોકરીના વખતમાં જરા સ્વતંત્રતાની હવા લઇ શકાતી. બહાર ફરવા ગયો હોઉં. ત્યાં જરા મોકળાશ માણી શકાતી. પરંતુ ઘરમાં દાખલ થઉં કે કારાગારના સળિયા મારી દેહને પોતાની પાછળ છુપાવવા તૈયાર જ હોય. ઘરે કોઇ આવે તો તે શામાટે આવ્યું હતું, તેને અને મારે ઓળખાણ કેવી રીતે થઇ, તેની ઓળખાણ મને લાભદાયી નીવડી શકે કે કેમ; આ બધી વિગતો મારે તેમને જણાવવી પડતી. ખરેખર, હું આવાં બાથી કંટાળ્યો હતો.

× × ×

ઉષા પિયરથી આવી લાગી હતી. રસોડાનું કામ બા પાસેથી તેણે સંભાળી લઇધું હતું. મેં છૂટકારાનો શ્વાસ ખેંચ્યો, જોકે જમતી વખતે બા આગ્રહ કરવા ગમે ત્યાંથી પણ હાજર થઇ જ જતાં.

"તું નહોતી ત્યારે બાએ બરાબર સકંજામાં લીધેલો."

"એજ લાગના છો તમે."

"તને પણ મારા પર સારી દાઝ લાગે છે !"

"તે ન હોય ? બાનું જ પુરાણ ઉખેળીને બેઠા છો. બા આવાં ને બા તેવાં ! હવે કંઇ સ્વાર્થ ન રહ્યો ને એટલે બા ભૂંડા બન્યા !"

"એવાં છે એટલે કહું છું. એવાં ન હોય તો થોડું કહી શકાય ? તને કાં નથી કહેતો ? એમનામાં સ્વાર્થ નથી, તો તારામાં વળી શો છે ?"

મારામાં શો છે એ હું ન કહું તો ઠીક. બા બીચારાં જીવીજીવીને કેટલું જીવશે ? બાનો જીવ તમે નથી પારખી શકતા. તમને બા છે, એટલે કંઇ કીંમત નથી. અમે બાની ઝંખના

કરીએ છીએ. બા મરી ગયાં એટલે જાણે કંઇ ગુમાવ્યું હોય તેમ લ્હાવ ચૂકી જવાયો છે."

"પણ તારી બા તને આમ હેરાન નહિ કરતી હોય!"

"અને તમારાં બા તમને હજી જોડે છે, ખરું ?"

હું હસી રહેતો.

× × ×

"બાને બિચારાંને માંદા પાડયાં ત્યારે અટકયા. લો. હવે બા તમને હેરાન કરવા નહિ આવે, ઠીક ને ?" ઉષાએ એક કિસ્સ મને કહ્યુ.

"હમણાં વળી થોડાક દિ' જે ગહન મળી તે" હું હસ્યો.

"હજી ય એવાજ રહ્યા. બા આ વખતે, જે વખતે પડે છે તેવા માંદા નથી પડ્યાં. એવડી તેમની પાસે બેસાતું પણ નથી. આ તમારો કુંવર કયાં કંઇ કામ કરવા દે છે ? આખો દિ' રડવું જ રડવું. કોણ જાણે શું થયું છે ?"

"દવા પાઇ કે નહિ હમણા ? ઉપર દૂધ પણ પાવાનું છે."

"પીએ તોને ? તેના સાટાની હુ પીઉં તો છે !"

"દૂધ તો પાવુંજ જોઇએ ને ? દૂધથી હાડકાં બંધાય છે."

"આ કોણ બોલે છે ?" છોકરાને મારા ખોળામા મૂકતી મૂકતી તે મારી સામે ટીકી રહી.

"કોણ કેમ ? હુ"

" 'હું' નહિ. કહો કે છોકરાનો બાપ"

હું મૂંગો રહ્યો.

"દૂધ પાઉં અને છોકરો કહેશે કે હેરાન કરે છે તો ? તમને બા હેરાન કરતાં તેમ"

પથારીમાં પડેલાં બા મને યાદ આવ્યાં. છોકરાને ઉષાને સોંપી હું દોડયો.

હું બા પાસે ગયો. બાને ખૂબ શ્વાસ ચડયો હતો. બા પોતાનામાં લય દઇ રહ્યાં હતાં. મારા સામુ જોવાની બામાં શકિત નહોતી રહી.

"બા, તમને કેમ છે ?" મે પૂછયું.

પણ બા કશો જવાબ આપતાં નહોતાં

"બા, બા, " હુ બૂમ પાડતો હતો

પણ બાએ મારી ચિંતા કરવાનુ છોડી દીધું હોય તેમ લાગતું હતું. બાનો ગઢ ઘેરાઇ ગયો હતો, મે તેમનો દૂબળો હાથ ઝાલી તાવ જોવા પ્રયત્ન કર્યો. ઓચિંતો જ તેનો હાથ છટકયો.

તેમના હાથ ઉપર રહેવા મારા હાથ નીચેથી કંઇક વસ્તુ જાણે સરી ગઇ હોય તેમ લાગ્યું.

મે ખૂબ કલ્પાંત કર્યો. ખૂબ આંસુ સાર્યાં, પણ બા બોલ્યા જ નહિ મારી આંખમાંથી આંસુની નોક વહીને તેમને ભીંજવી રહી હતી.

બાને સળગાવીને આપ્તજનો સાથે હું પાછો ફરતો હતો ત્યા અમને ડાઘુના વેશમા જોઇ એક બાલિકા ઝટપટ તેની ફળીમાં દાખલ થઇ ગઇ. તે ગાતી હતી. એક રાસની કડી મારે કાને અથડાઇ ગઇ.

"ગંગાના નીર તો વધે ઘટે રે લોલ,

સરખો એ પ્રેમનો પ્રવાહ રે !

જનનીની જોડ......"

# 'અદીઠ કો' સ્વપન !'

(પૃથ્વી)

અને જીવન, માનવી, પ્રભુ,—તણો મહા ફિલ્સુફિ-
ભર્યો ગહન કોયડો ઉર ઉંડાણમાં ચિન્તતો
ઢળ્યો પરમશાન્તિદા સુખદ નિન્દખોળે; તદા
અલૌકિક, અદીઠ કો' સ્વપન ચક્ષુ પેખી રહ્યાં. ૪

અચેતન, સુષુપ્તિપ્રાય, રસહીણુ આ વિશ્વપે
નિરન્તર "અમે દુઃખી" કરૂણ ક્રન્દતા માનવો
ત્યજી, પરમ સૌખ્ય, શાન્તિ, સહુ પુણ્ય કેરા નિધિ
સમા સુરનિવાસ સ્વર્ગપગથાર સોહામણે
ગયો; શી વિધ, કોણ સાથ, કયમ વા, ન જાણું હજુ ! ૯

ત્યહાં પ્રથમ દૃષ્ટિએ અતિ વિશાળ કો' હર્મ્યને
પ્રભાવશીલ, વૃદ્ધ કો' મુનિ ઉઘાડતા મ્હેં દીઠો;
અને 'પ્રભુ જ આ ખરે' પરમ ભાગ્ય મ્હારા ગણી
લપાઇ ભયથી, રહ્યો 'નુસરતો હું તન્માર્ગને ! ૧૩

પ્રવેશ કરતાં જ મ્હેં સભય વિસ્મયે દિઙ્મૂઢ
અચાનક અનુભવ્યો અસહ્ય કમ્પ અંગાંગમાં;
થયાં શિથિલ ગાત્ર, શ્વાસગતિ વેગશાળી થઇ;
અને વિવશ કાયને ટકવતો મહાયત્નથી
ઉભો નિરખતો અસંખ્ય કબરો; થયું તત્ક્ષણે :
"અહો ! અહિંય સ્વર્ગમાં જનમ-મૃત્યુ કેરી પ્રથા ?"
છતાં દબવી ચિત્તને મુનિપ્રવૃત્તિ પેખી રહ્યો : ૨૦

વિષાદમય દૃષ્ટિથી કબર સર્વ જોતાં જતાં,—
કદીક ક્ષણુ અર્ધ, કોઇ મિટ સાથ થોડી ક્ષણો—
ચઢ્યાં કબર પાસ એક; ઉપરે લખેલું હતું :
"અહિં કબરમાં સૂતું જગત સર્જતા સષ્ટ્રએ
ધરેલ ઉરપે, અતુષ્ટ—જડ-એષણાનું શબ !"
ત્યહીંજ પ્રભુ નેત્રથી ટપકતું દીઠું અશ્ર મ્હેં;
ભળ્યું સ્વપન ભસ્મમાં, નયન ચોળી બેઠો થયો, ૨૬

કર્યું મનનઃ વિશ્વ, માનવ પ્રભુ,—તણો કોયડો
હતો અણઉકેલ જે પ્રથમ, આપમેળે ઉડી
બન્યો સરળ તત્ક્ષણે : સકળ વિશ્વ સ્રષ્ટાતણી
પરાર્થ નિજ યોજના કદિક જો બને નિષ્ફળ,
થવું ક્યમ ઘટે હતાશ, યદિ સ્વાર્થબુદ્ધિ તવ
પ્રયત્ન કરતાં ધરે ન ફલ સિદ્ધિ રે! માનવ? ૩૩

જયાનન્દ દવે

卐

## —ને

(શિખરિણી)

સુણો ના, જાણો ના અરથ પણ ગાણું મુજ તણો,
ભલે ના પીછાનો હ્રદય ભરતું માર્દવ જરી;
ન આંટીઘુંટીઓ પ્રતિદિન ઉકેલો જીવનની;
ભલે સ્વાર્થી પ્રેમી, નિજ પ્રકૃતિમાંયે રત ગણો. ૪

ન રીઝાવો, છોને પ્રણય ભરતી યે નવ ચડે,
ન હૈયાના તારો સહુ રણઝણે ઐક્ય રવમાં,
ન મ્હાણું છોને હું સ્વરગ સમ આહ્લાદ જીવને,
ભલે વીતે મ્હારી સકલ રજનીઓ રુદનમાં. ૮

છતાં પ્રેમી ત્હારો ક્યમ વિસરશે પ્રેમમયતા?
ઉષા સન્ધ્યા ચાહું તરુવર, લતા, અદ્રિ, સરિતા;
ચહું કાલાં ઘેલાં મનુજ, પશુની ભાવમયતા.
ન ક્યાંયે હૈયું આ લવ પણ ડરે પ્રેમ કરતાં,
ફુવારો હૈયેથી જગ ઉપવને સેર વહવે,
ન ભીંજાશે તો શું લલિત લઘુવેલી નિકટ જે? ૧૪

હરિલાલ ગો. પંડ્યા.

# રાણી અને કઠિયારો

ઈન્દુલાલ ગાંધી

## દર્શન પહેલું

સ્થળ : રાજમહેલના એક ખંડ

**રાણી :** એકવાર નહિ, અનેકવાર જોયા કરીએ જોયાજ કરીએ એવું એ દૃશ્ય હતું. ચંદનકાષ્ટનો ભારો માથે ઉપાડીને છટાથી ચાલ્યા જતા એ કઠિયારા પ્રત્યે લગીરે ઘૃણા કે દયા ઉપજે એમ નહોતાં. જાણે મનમાં એમ થયા કરતું હતું કે હુંયે એની પાછળ પાછળ–

દાસી સુકેશી પ્રવેશે છે.

**સુકેશી :** સૌ રાહ જોઇ રહ્યાં છે. પૂજા લગભગ પૂરી થવા આવી છે. રાણીજી, પૂજારીઓ છેલ્લા શ્લોક ભણે છે. સૌ આપના આગમનની રાહ જોઇ રહ્યા છે.

**રાણી :** હું હમણાં આવું છું, પણ ઊભી રહે સુકેશી, ઝરૂખા નીચેથી હમણાં એક કઠિયારો નીકળ્યો હતો, તેં એને જોયો ?

**સુકેશી .** જી હા, મહારાણીજી !

**રાણી :** તેં સાચેજ એને જતાં જોયો ? ત્યારે બોલાવ્યો કેમ નહિ ? તને ખબર તો છે સુકેશી, કે ઝરૂખા નીચેથી નીકળનારની દરેકે દરેક ચીજ આપણે ખરીદી લઇએ છીએ.

**સુકેશી :** કાષ્ટના ભારા લઇને તો અનેક જણ અહીંથી નીકળે છે.

**રાણી :** એ તમામની પાસે ચંદનકાષ્ટ નથ હોતાં. ચંદનકાષ્ટ લઇને તો એકજ કઠિયારો અહીંથી નીકળે છે, અને તેય રોજરોજ નથ નીકળતો. અઠવાડીઆમાં એકાદ વખત માંડ કે આ રસ્તે થઇને–

બીજી દાસી દર્પણા આવે છે ઉતાવ ઉતાવળે.

**દર્પણા :** રાણીજી, રાણીજી, પૂજા આટોપાઇ રહી તોયે તમે ન આવ્યાં? પુરજનો તે અંદરોઅંદર એવી કુશંકાઓ કરતાં હતાં કે–

રાણી હસતી હસતી સાંભળે છે.

**રાણી :** હૈ ?

**દર્પણા :** મહારાજના શોકમાં આખું નગર ગરકાવ બન્યું છે પણ રાણીને તો એ શોકની લગીરે આંચ નથી પહોંચી.

**રાણી :** નગરજનો સાચું કહે છે.

**સુકેશી** }
**દર્પણા** } : હેં ?

**રાણી :** એમાં આશ્ચર્ય શું પામો છો ? પતિના શબ ઉપર હું સતી ન થઇ એજ નથી બતાવતું કે હું અસતી છું.

**સુકેશી :** અસતી ? તમે ?

**રાણી :** મહારાજના છેલ્લા શ્વાસ આગળ મેં કાન માંડ્યા હતા. સો–સવાસો રાણીઓને રઝળાવીને એનો પ્રાણ ખોળિયું મૂકવા તૈયાર નહોતો. વૈદ્યો, અમાત્યો–શોકાતુર વૃદ્ધ પુરજનો તમામને એમણે છેલ્લી ઘડીએ ખંડમાંથી હાંકી કઢાવ્યા ને પછી મને નજીક બોલાવી ધીમેથી કહ્યું, રાણી, તું એકલી જ મારી ચિતામાં સૂજે. એટલું કહેતામાં તો એમની આંખોમાંથી અગ્નિ નીકળ્યો.

**દર્પણા :** સમજાયું. બીજી તમામ રાણીઓથી તમે એમને વધુ વહાલાં હતાં.

**રાણી :** તું નથી સમજી, દર્પણા વહાલી હતી એટલા માટે કાંઇ આ ઉપહાર નહોતો. એમના મૂઆ કેડે મારું પાંચપંદર દિ'નું ઉઘડેલું તાજું રૂપ હું કોઇ બીજા ઉપર ન્યોચ્છાવર કરી દઇશ એવી એમના મનમાં બીક હતી.

**સુકેશી :** કેટલું શંકાશીલ મન !

**રાણી :** હવે એમનો પ્રાણ પુરજનોમાં ઉતરશે. અમાત્યોની આંખોમાં સમાઇ જશે. ચારે ચૌટે ને ટીંબેટીંબે એકજ વાત ચર્ચાશેઃ હું અસતી છું.

**દર્પણા :** અમે નહિ માનીએ, રાણીજી !

**રાણી :** તમે યે માનશો સુકેશી, અને દર્પણા, રાજમહેલની દરેક દિવાલોને પણ વાચા આવશે કે હું અસતી છું.

પૂજારી આવે છે.

**પૂજારી :** રાણીજી,

**રાણી :** હું અહીં છું, દેવ !

**પૂજારી :** વિક્ષેપ પડ્યો આજની પૂજામાં, બેટા; મહારાજની સુવર્ણમૂર્તિ જોડે બેસવામાં તને શો વાંધો હતો, દીકરી ? રાજ્યપરિવારને, નગરજનોને, જૂનવાણી બુદ્ધિને બહુ લાગી આવ્યું છે આથી તો.

**રાણી :** મને ય લાગી આવ્યું છે, પિતાજી !

**પૂજારી :** તનેય તે ?

**રાણી :** સુવર્ણની જડ કાયા જોડે હજી મારી જીવતી કાયાને શામાટે અથડાવો છો ? પરણીને આવી ત્યારથી આજ લગી મેં પથ્થરની જોડે અફળાયા કર્યું છે હવે તો મારો કેડો છોડો.

**પૂજારી :** હુ તને કશું નથી કહેતો. ને તને દુઃખ લાગે એવું હું ક્યારે બોલ્યો છું જો ? (ધીમેથી કાનમાં) મારી ઇચ્છા હતી–બેટા, મારી તો એવી ઇચ્છા હતી કે વંશવારસ વિનાની આ રાજ્યધાનીની સત્તાધારિણી તું જ બને તો કેવું સારું.

**રાણી :** મને માટીનું પૂતળું માની લીધું તમે ? માત્ર પૂતળું ?

**પૂજારી :** તું તો અનેકને રમાડી શકે એમ છે મા; અનેકને તારી દોર પર નચાવી શકે એટલું કૌશલ તારી બુદ્ધિમાં છે. આજથી તું સર્વસત્તાધારિણી બની છે એ કેમ ભૂલી જાય છે ?

**રાણી :** જાઓ સુકેશી અને દર્પણા, ઝરૂખા નીચેથી પેલો ચન્દનકાષ્ટનો કઠિયારો નીકળ્યો લાગે છે.

નમન કરીને બ ને દાસીઓ જાય છે.

**પૂજારી :** પ્રજા તારી ઉચ્છૃંખલતાને તો–તો આવતી કાલે–

**રાણી :** જરા વિચારીને બોલો, દાદાજી !

**પૂજારી :** ઉચ્છૃંખલતા તો શું–પણહા–હા–તારી જરાક બેપરવાઇને તો લોકો સવાર પડતાં ભૂલી જશે ને એમનાં દિનનાં ભાવી કાર્યો–જે તારા હાથથી થવાનાં છે–નેની નીચે આખો ભૂતકાળ દટાઇ જશે. ને તારી કીર્તિકૌમુદી આખા રાજનગર ઉપર એક સરખી છવાઇ જશે

**રાણી :** જુઓને બાપુ, કીર્તિ બીર્તિ જેવા કોઇ ઉપાધિની હોંસ નથી મને. અને ડુંગર

જેવડું આ રાજસિંહાસનનું . માન પણ મારાથી ઉપાડી શકાય એમ નથી. પ્રજાના કકળાટને મારા નાનકડા હૃદયમાંથી કેટલુંક સાન્ત્વન મળી શકશે? એમને માતા જોઇએ છે ને હું તો હજી છોકરી જેવી છું. પરણી'તી એના સંસ્કારો પણ હળવે હળવે લોપાઇ ગયા છે, અત્યારે તો હું પાણી વિનાની ખાલી વાદળી જેવી છું.

દાસી આવે છે

**દાસી :** રાણીજી, અમાત્ય મેધાવસુ અંદર આવવાની આજ્ઞા માગે છે.

**રાણી :** ભલે આવે.

મેધાવસુ પ્રવેશે છે.

**પૂજારી :** બેટા, મારા ઘણા પ્રશ્નો હજી બાકી છે. જરાકવાર—

**રાણી :** મેધાવસુ પણ કાંઇક કહેવા આવ્યા છે. તમે અત્યારે જાઓ. સાંજની પૂજા વખતે એક હજાર દીપમાલાઓ હજી તમારે તૈયાર કરાવવાની છે એ કેમ ભૂલી જાઓ છો?

**પૂજારી :** સારું બહેન, હું આ ચાલ્યો.

પૂજારી જાય છે

**રાણી :** હવે તમારે જે કાંઇ કહેવું હોય તે કહો, મેધાવસુ!

**મેધાવસુ :** પુરજનો તરફથી એમને ચૂંટેલા પાંચ મહાજનોએ આપને મળવાની ઇચ્છા બતાવી છે.

**રાણી :** શું જોઇએ છે એમને?

**મેધાવસુ :** મહારાજાના મૃત્યુ પછી એમને નગર રક્ષણની ચિંતા પેઠી છે. નાના મોટા અનેક શત્રુઓની આંખ રાજનગર ઉપર છે. ક્યારે કોણ ચડી આવશે તે કહી શકાતું નથી. એવે વખતે—

**રાણી :** સાવ નાનકડી વાતને તમે લ લંબાવો છો, મેધાવસુ!

**મેધાવસુ :** સાવ—સાવજ નાનકડી વાત?

**રાણી :** પ્રજાને રક્ષણ જોઇએ છે ને?

**મેધાવસુ :** જી, હા. પુરજનોની માંગણી સારાંશ પણ કાંઇક એવોજ છે.

**રાણી :** કહી દો એમને કે અમારાથી એ નાં બની શકે.

મેધાવસુ ચમકે છે

**મેધાવસુ :** પ્રજાસંરક્ષણ તો આપણેજ કરવા હોય, રાણીજી!

**રાણી :** એવી માન્યતાને ધરતીના અંત લગ નહિ નિભાવી શકાય. સૈનિકો છે એટલામાંથ અરધાને રજા આપો. લશ્કરી ખર્ચની કશી જરૂર નથી. પ્રજાના કરવેરા ઉપર એ સૌ નભે છે કરવેરા માફ કરી દો. અને ઢંઢેરો પીટાવો આફતની વેળાએ સ્ત્રી પુરુષ ને બચ્ચાંઓ કપા જવા તૈયાર રહે. પારકી જીંદગી આપણે શી ખ આવવાની છે! દ્રવ્ય આપીને માથાં વેચાત લેનાર માટે જીવવાનો કોઇ માર્ગ સલામત નથી જાણો.

મેધાવસુ જાય છે, દાસી આવે છે.

**દાસી :** પેલા કઠિયારાનાં તમામ લાકડાં અમે ખરીદી લીધાં છે, મહારાણીજી!

**રાણી :** ને કઠિયારો?

**દાસી :** એતો કપાળનો ભારો વેચીને નવાં લાકડાં કાપવા જંગલમાં ચાલ્યો ગયો.

**રાણી :** લાકડાંને મારે શું કરવા છે? મારે તો જરૂરજ એ કઠિયારાની હતી.

પડદો

## દર્શન બીજું

સ્થળ : ચંદનકાષ્ટનું વન

**ખેડુતકન્યા :** તમે હમણાં હમણાં રાતદહાડો મજુરી કર્યા કરો છો.

**કઠિયારો** હા.

**ખેડુતકન્યા :** રોજ આટલું બધું ચંદન વેચાઇ જાય છે ?

**કઠિયારો :** હા.

**ખેડુતકન્યા :** કોણ ખરીદ કરે છે?

**કઠિયારો :** કાંઇ ખબર નથી. દરવાજામાં દાખલ થાઉં છું કે તરતજ બધી ભારીઓ વેચાઇ જાય છે, ને કીમત પણ પુરી મળે છે.

**ખેડુતકન્યા :** આતો નવાઇ ભરેલી વાત.

**કઠિયારો:** સાચ્ચેજ નવાઇ ભરેલી વાત.

ખેડુતકન્યા નજીક આવે છે.

**ખેડુતકન્યા :** લોકો વાતો કર્યા કરે છે. ચૌટે ને ચોકે લોકો એવી વાતો કર્યા કરે છે કે–

**કઠિયારો :** (વચ્ચે) કામ ન હોય ત્યારે લોકો વાતો કરે છે.

**ખેડુતકન્યા :** પણ ભાઇ કઠિયારા, આતો એવી વાતો કરે છે કે જે સાંભળી ન શકાય લોકો કહે છે કે,

**કઠિયારો :** ન સાંભળી શકાય એવી વાતો સાચી હોતી નથી.

**ખેડુતકન્યા :** પણ જુઠી વાતો સારો પ્રચાર પામે છે, કારણ કે એની મીઠાશ જુદી હોય છે.

**કઠિયારો :** આપણે એનું શું કામ?

**ખેડુતકન્યા :** કામ કેમ નહિ ? લોકો તો એમ માને છે કે–

**કઠિયારો :** માણસોને કલ્પનામાં રમવાની ટેવ હોય છે. ઇચ્છેલું હાથમાં નથી આવતું ત્યારે માણસ એને કલ્પનાદ્વારા મેળવે છે. આપણા જેવા મજુર માણસને તો કામથી કામ. કલ્પનાને આપણે શું કરવી છે!

ગાડાવાળો નીકળે છે.

**ગાડાવાળો :** રામરામ ભાઇ કઠિયારા !

**કઠિયારો .** ભાઇ, રામરામ.

**ગાડાવાળો :** ચોરે લોક ભેળા થયા છે. સૌ તારા નસીબ ઉઘડવાની વાત કરે છે.

**ખેડુતકન્યા :** (હર્ષમાં) હું નહોતી કહેતી ?

**કઠિયારો :** હા, ભાઇ, મારાં ચંદન સૌથી વધારે વેચાય છે.

**ગાડાવાળો :** આટલું ચંદન ખરીદ કોણ કરે છે ?

**ખેડુતકન્યા .** એ તો—એ તો ને ભાઇ–

કઠિયારો વચ્ચે આવે છે.

**કઠીયારો ·** જેને જરૂર હશે તે ખરીદતાં હશે

**ગાડાવાળો ·** ચંદનની આટલી ખપત આટલાં વર્ષમાં કોઇ દિ' નહોતી થઇ

**કઠિયારો (કંટાળી) :** પણ એમાં મારો શો વાંક, બાપુ ?

**ખેડુતકન્યા ·** આમાં વાંકની ક્યાં વાત આવી ?

**ગાડાવાળો ·** જોને ભાઇ કઠિયારા, મહારાજા સ્વર્ગલોક પામ્યા છે. જુવાન રાણી સતી થતાં નથી ને રોજને રોજ તારૂં ચંદન ખરીદ કર્યા કરે છે. તેથી લોકોમાં તારા પ્રત્યે એવી જાતની શંકા આવવા લાગી છે કે–

**કઠિયારો :** મારા પ્રત્યે? ખરીદનાર માટે કેમ કોઇ કાંઇ બોલતું નથી?

ખેડુતકન્યા ; ખરીદનારં માટે પણ ખૂણે ખૂણે એવું જ કાંઇક બોલાય છે. સૌ કહે છે કે અસતી ગણાયેલાં રાણીને આવું કશું અત્યારે શોભતું નથી. પુરજનો અને અમાત્ય સુદ્ધાં એની વિરૂદ્ધ પડયા છે.

બે ગોવાલણો નીકળે છે.

પહેલી ગોવાલણ (ધીમેથી, બીજીના કાનમાં) : હા, આ એજ કાઠિયારો.

બીજી ગોવાલણ : શું બળ્યું છે આમાં ?

પહેલી : પૂર્વજનમની લેણદેણ બીજું શું ?

બીજી : બરોબર, વાતની સાંકળ મળે છે ખરી, કાલે મિથિલાનો જોશી એમ વાત કરતો હતો કે આ ગામમાં ચંદનકાષ્ટ વેચનારો એક કાઠિયારો ગયા જનમમાં મોર હતો અને અહીંની રાણી છે એ હતી એની ઢેલ. કોઇ રાજકુંવરે એ મોરને તીરથી મારી નાખ્યો હતો.

ખેડુતકન્યા નજીક આવે છે. ગાડાવાળો જાય છે.

ખેડુતકન્યા : તમે કોની વાતો કરો છો બહેન ?

પહેલી : (જવાની તૈયારી કરતી) : કોઇની નહિ ચાલો.

બંને જણી આમતેમ જોતી જતી રહે છે. કઠિયારો ભારો બાંધી જવાની તૈયારી કરતો હોય છે.

કઠિયારો . આજનાં ચંદન વધારે સારાં છે.

ખેડુતકન્યા : ને તમારા ભાગ્ય–

કઠિયારો : (સાંભળ્યા વિના) : મારા નસીબમાં તો કશું શુભઅશુભ નથી. તમે સૌએ વાતોને ચગળી ચગળી વધારે મહત્વ આપ્યું છે

ખેડુતકન્યા : (ગળગળી થઇ) ; આજે તમે ચંદન વેચવા રાજમહેલમાં જશો મા.

કઠિયારો : કેમ ?

ખેડુતકન્યા : કોણ જાણે એતો, પણ મને આજે તમને રોકવાનું મન થાય છે.

કઠિયારો : તને મારા ઉપર એવી કઇ શંકા આવે છે ? વિધવારાણી રોજ મારાં ચંદન ખરીદે છે એનો મને મોહ છે એમ તમે સૌ માનો છો ? ના, બહેન ના. મેં તો એમને જોયાં પણ નથી. ને એમણે મને કદિ જોયો નથી. હું તો સૂરજ ઉગે છે ને આથમે છે ત્યાંસુધી અહીં જંગલમાં રહું છું. સંધ્યાનું છેલ્લું સ્મિત આછું આછું રહે છે ત્યારેજ હું નગરમાં પ્રવેશું છું. આખો રાજમાર્ગ ચંદનની સુગંધીથી ભરાઇ જાય છે. લોકો આનંદમગ્ન બની ઊભાં રહે છે. મહેલની દાસીઓ ડોકાઇ ડોકાઇને મને જુએ છે. ને નીચે ઉતરી ચંદનનો આખો ભારો વેચાતો લઇ લે છે. આ આખા પ્રસંગમાં ચંદન સિવાય બીજું કયું આકર્ષણ છે ? ચાલ, તુંજ મને કહે.

ખેડુત કન્યા : તમે હમણાં કદિએ સામાન્ય નગરજનોની વચ્ચે જઇને ઉભા છો ?

કઠિયારો : ના, કારણકે હમણાં એ પ્રસંગજ નથી બનતો. પહેલાં તો મારે એમની ખૂબ ગરજ પડતી. એક ભારો વેચતાં અરધી રાત થઇ જતી. ઉપરાંત તિરસ્કાર ખમવો પડતો તે નફામાં.

આમતેમ જોતી ને હાંફતી હાંફતી એક વડારણ પ્રવેશે છે એની આંખોમાં બીક સ્પષ્ટ વાંચી શકાય છે.

વડારણ (ધીમેથી) : કઠિયારા, એ ભાઇ, કઠિયારા !

કઠિયારો : શું છે બહેન ?

પેલી ખેડુતકન્યા પણ નજીક આવે છે.

ખેડુત કન્યા (વડારણને) : તમે આટલા બધાં ધ્રુજો છો કેમ ?

**વડારણ** : ધીમેથી બોલો, ધીમેથી બોલો નહિતર આખું ચંદનવન મારા પીટયા બાળી મૂકશે.

**કઠિયારો** : (સાશ્ચર્ય) : શુ કામ ?

**વડારણ** : શું કામ ? અરે ભાઇ કઠિયારા, રાજમહેલ આગળ તો લોકોનું મોટું ટોળું જમા થયું છે, આખા નગરમા આતંક જાગ્યો છે

**ખેડુત કન્યા** : (બીકથી) પણ આટલુ બધું શું છે ?

**વડારણ** : છે તો કાંઇ નહિ પણ કઠિયારા અને રાણી વચ્ચેના કહેવાતા સંબંધે નગરજનો છંછેડાઇ પડ્યા છે, તેઓ કઠિયારાને પકડી મંગાવી ચંદનવન બાળી મૂકવા તૈયાર થયા છે

**કઠિયારો** : (લમણે હાથ દઇ) : ઓહ ..

તે હતાશ થઈ નીચે બેસી જાય છે.

**ખેડુતકન્યા** : રાણી બહાર આવી કશું બોલતાં કેમ નથી ?

**વડારણ** : લોકો એકઠાં થયાં એટલે ઝરૂખામાં આવી રાણી નમ્ર અવાજે બોલ્યાં કે, 'મને અસની કહેલી હોય તો કહો; એમા એ ચંદનકાષ્ટ વેચનારનો કશો વાંક નથી.' એ ઝરૂખામાં આવીને ઊભાં ત્યારે અત્યંત સુંદર લાગતાં હતાં. અંગે કાળો સાળુ લપેટયો હતો. વાળ છુટ્ટા હતા. ને એક હાથમાં એક મોટું કમળફુલ હતું. લોકો સ્તબ્ધ બની એમને જોઇ રહ્યા. ઘડીવાર તો એમની પ્રતિભાથી અંજાયા પણ ખરા, પણ પૂર વધતું જતું હતું. લોકપ્રવાહને અટકાવી શકાય એમ લાગ્યું નહિ એટલે અમાત્યે દરવાજા અંદરથી બંધ કરાવી દીધાં ગુસ્સે થયેલાં પુરજનો હવે ચંદનવન બાળવા આ તરફ દોડ્યા આવે છે.

**કઠિયારો** : જે મારા લીધેજ આમ બન્યું છે તો એમાં આખા ચંદનવનનો શો દોષ ?

**વડારણ** : એતો તને પણ શોધે છે ને ભાઇ !

**ખેડુત કન્યા** : ચાલોને મારે ઘેર, ભાઇ કઠિયારા, ત્યાં તમને કોઇ શોધી શકવાનું નથી.

**કઠિયારો** : પણ મારે જાતેજ એમને હાથે શોધાવું છે તેનું શું ? ચંદનવનની સાથે હું પણ એમાં હોમાઇ જઇશ. બલિદાન વિના ચંદનની સાચી સુગંધી કોઇ પારખશે નહિ. ને રાણી પણ ઉગરી જશે.

**વડારણ** : ના, ભાઇ કઠિયારા, તું અહીંથી જતો રહે, હું એટલા માટે તો રાજમહેલમાંથી ઉતાવળી ઉતાવળી અહીં આવી છું. મને ખાસ રાણી—

દૂર ઘોંઘાટ અને કિકિયારી સંભળાય છે.
વડારણ બોલતી બોલતી અટકી જાય છે.

**કઠિયારો** : તને અહીં રાણીએ મોકલી છે ?

**વડારણ** : હા, ભાઇ, હા, એટલે તો કરગરું છું કે તું અહીંથી ક્યાંક બીજે જતો રહે.

**ખેડુત કન્યા** : એ ઉશ્કેરાયેલા લોકો તો હમણાં અહીં આવી પહોચશે. (આઘે જોઇ) જુઓને મશાલનું અજવાળું પણ હવે તો દેખાય છે.

**વડારણ** : (ગભરાઇ) ચાલ, ભાઇ ! કઠિયારા—

**કઠિયારો** : જા બહેન ! જા. રાણીને એટલું કહેજે કે, એતો ચદનવનનો કઠિયારો હતો. તારા સહવાસની મધુરતા જેટલી સ્મરણમાં પ્રિય હતી એટલીજ પ્રસન્નતાથી હું અહીં ખાખ બની જઇશ. આપણે તો અનેકવાર આમને આમ મળ્યાં છીએ, સ્મરણ રૂપે–શરીર રૂપે નહિ.

**ખેડુત કન્યા** : આતો પેલા મિથિલાના જોગીની આગમવાણી !

કિકિયારીઓ અને ધમપછાડા નજીક સંભળાય છે, વડારણ મથરાવટીના છેડાથી મોં ઢાંકી બીતી બીતી નાસી છૂટે છે.

કઠિયારો અત્યંત શાંતિથી કુહાડો ઉપાડી ફરી ચંદન કાપવા માંડે છે.

**કઠિયારો :** ( ખેડુત કન્યાને ) : તું યે હવે જા.

**ખેડુત કન્યા :** ( ચંદનના ભારા નજીક બેસી ) મારા વિના તારાં ચંદનની રખેવાળી કોણ કરશે ભાઇ ?

અનેક માણસો મશાલો અને હથિયારો લઈ ધસી આવે છે ને બંનેને ઘેરી લે છે.

પડદો

## દર્શન ત્રીજું

સ્થળ : **રાજમહેલની અંદરનો ભાગ**

**રાણી :** દરવાજા કોણે બંધ કર્યા છે ? ઉઘાડી નાખો.

**સુકેશી :** લોકોનો ધસારો વધતો જાય છે રાણીજી, વાતાવરણ ભયભીત બન્યું છે.

**રાણી :** મારે બીજું કશું સાંભળવું નથી, દરવાજા ઊઘાડી નાખો.

દર્પણા અને બીજી છ સાત દાસીઓ દોડતી આવે છે.

શું થયું છે ? ક્યાં નાસો છો તમે ?

**દર્પણા :** અમને તમારી બીક લાગે છે;-તમારી સલામતીની.

**રાણી :** એટલા માટે જ બારણાં બંધ કરાવ્યાં છે ? દર્પણા, મારે જોવું છે કે, લોકો મને સાંભળવા માગે છે કે નહિ. હું અંતઃપુરની પૂતળી નહોતી, અત્યારે નથી-થઇ શકીશ પણ નહિ. મહારાજાએ મને જીવતી મારી નાખી હતી હવે મારે મરીને જીવવું છે. (આગળ આવી) જાઓ, દરવાજા ઉઘાડો.

**સુકેશી :** એ અમારા હાથની વાત નથી રાણીજી !

**દર્પણા :** અમાત્ય મેધાવસુની આજ્ઞા વિના અમારાથી કશું નહિ બની શકે.

**રાણી** (ત્રાડ નાખી) : શું કેધું ? અમાત્ય મેધાવસુની આજ્ઞા ?

મેધાવસુ પ્રવેશે છે.

**મેધાવસુ :** મારી આજ્ઞાનો કશો જ કદર્થ ન કરશો રાણીજી, એના ભીતરમાં તમારું અને રાજનું કલ્યાણ સમાયું છે. હું તો તમારો સેવક છું.

**રાણી :** મારા કલ્યાણની મારા કરતાં તમને વધારે ખેવના છે ?

**મેધાવસુ :** હા, રાણીજી !

**રાણી :** આમ ઠંડે કલેજે મને કરડી ખાઓ છો શા માટે ? રાજ્યની લગામ મારા હાથમાં છે. દાસદાસીઓ મારાં છે. સૈનિકો મારા તાબેદાર છે અને મારી પ્રજા—

**મેધાવસુ :** પ્રજા અત્યારે તમારી રહી નથી.

**રાણી :** મારે એજ જોવું છે. લોકોના હૃદયને ભરમાવી ભરમાવીને તમે આખા રાજ્ય ઉપર શંકાનું વાવાઝોડું પાથરી દીધું છે. મારે એમનાં અંતર સુધી પહોંચવું છે. મને દરવાજાની ચાવીઓ આપો.

**મેધાવસુ :** લોકો ઉશ્કેરાએલાં છે. એમના હાથમાં તીક્ષ્ણ હથિયારો છે, પથરા છે સળગતી મશાલો છે અત્યારે એ સારાસારનું ભાન ભૂલી ગયાં છે. એમને વચ્ચે તમને મૂકી શકાય નહિ.

**રાણી :** ( ઊંચે જોઇ ) : સળગતી મશાલો ? પથરા ? તીક્ષ્ણ હથિયારો ? શું એ બધું મારા

**મેધાવસુ :** જી, હા. રાણીજી!

**રાણી :** મારો એવડો કયો દોષ એમની આંખો આડે આવી બેઠો છે? મારાં પ્રજાકલ્યાણનાં ક્યાં પગલાંએ એમને ખૂની બનાવ્યાં છે! મેધાવસુ, કૃપા કરીને એમને જઈને કહો કે તમારી રાણી, શિરછત્ર વિનાની–સત્તાવિહીન અબળા તમને થોડુંક પૂછવા આવે છે. ભલા થઈને મારું આટલું કામ નહિ કરો?

મેધાવસુ રાણીને ટગર ટગર જોઈ રહે છે.

**મેધાવસુ (હવામાં) :** શિરછત્ર વિનાની–સત્તાવિહીન અબળા? રાણી, તમે શિરછત્રવિનાના નથી, તમે દેવલોકવાસી મહારાજાના વિધવા રાણી નથી, તમે સતી નથી.

**રાણી ;** હું સતી નથી?

**મેધાવસુ :** હા, અને એ એકજ વસ્તુએ પ્રજાને દયા વિનાની કરી નાખી છે. તમે ચંદનવનના રસિયાં છો, એક રાંક કઠિયારાને તમે તમારું હૃદય સોંપી દીધું છે એ વાત પણ પ્રજાના કાનથી દૂર રહી શકી નથી.

**રાણી (લથડતી) :** ઓહ...

રાણીનું શરીર લથડે છે ને તે ભીંતને ટેકે માંડમાંડ ઉભી રહે છે. દાસીઓ આઘી ખસી જાય છે. બહાર શોરબકોર વધે છે. મેધાવસુ એક નાનકડી બારી ખોલી બહાર જુએ છે ને તરત બારી વાસી દે છે.

**મેધાવસુ :** દર્પણા, હજી પૂજારી કેમ ન આવ્યા? તેં એમને પેલી ગુપ્ત બારી વાટેજ આવવાનું કહ્યું છે ને?

**દર્પણા .** જી, હા. હવે આવતા હશે. મંદિરથી અહીં સુધી ભોંયરાનો માર્ગ એટલો ભયાનક છે કે ઉતાવળે આવવું સહેલું નથી.

**રાણી :** અત્યારે પૂજારીનું શું કામ હતું?

**મેધાવસુ :** તમને અહીંથી સહીસલામત બહાર લઈ જવા માટે ભોંયરા સિવાય બીજો એકેય માર્ગ અનુકૂળ નથી. પૂજારીને મેં બધી વાત કહી રાખી છે. અહીંથી મંદિરમાં પહોંચ્યા પછી બીક રાખવાનું કાંઈ કારણ નથી.

રાણી ટટાર થઈ આગળ આવે છે.

**રાણી :** તમારું અંતર હું હવે પામી ગઈ છું, મેધાવસુ!

**મેધાવસુ :** (ત્રાડ નાખી) : રાણીજી!

**રાણી :** રાજસિંહાસન ઉપરથી મને ધક્કો દેવામાં તમને ખૂબ મહેનત પડી છે, મેધાવસુ, મેં તો મહારાજાની મૃત્યુશય્યા આગળજ કહ્યું હતું કે રાજખટપટોની વચ્ચે એક મુલાયમ સ્ત્રીહૃદય કદિ નહિ રહી શકે, પણ ત્યારે તમે કોઈએ માન્યું નહોતું, નહિતર નગરશાંતિની કાયા ઉપર આજનો આ ઉત્પાત આવીને ઊભો રહેત નહિ. હું વૈભવના અંગારા ઉપર ચાલીને દાઝી ગઈ છું. મને કોઈની ઝુંપડીની ઓથ લેવા દો.

**મેધાવસુ :** (ઝેર ગળી જઈ) : મને આ સિંહાસનનો શોખ થયો છે એમ માનો છો?

**રાણી :** ના રે, હું તો એવું કશું માનતી નથી. દાસદાસીઓથી તરછોડાયેલી, શિરછત્રવિનાની સ્ત્રી આવું વગર વિચાર્યું માની શકેજ નહિ.

ગુપ્તબારી ઉઘાડી પૂજારી બ્હીતો બ્હીતો પ્રવેશે છે

**પૂજારી (નજીક આવી) :** ચાલો, ઉતાવળ કરો રાણીજી, હવે એક ઘડી એક વર્ષ જેવડી બને છે. મેં મંદિરના ચોગાનમાં તમામ સાધનો તૈયાર રખાવ્યાં છે. રથ છે, પાલખી છે, સેવકો છે. તમને વગર આંચે મિથિલા પહોંચાડી દેશે, ચાલો મા, ચાલો.

**રાણી :** હું આ રીતે રાજમહેલ નહિ છોડી શકું.

મેધાવસુ અને પૂજારી ચમકે છે.

**રાણી :** મારે જવું હશે ત્યારે હું પ્રજાના હૃદય ઉપર થઈને ચાલી જઈશ. (ટટાર થઈ) એક મહારાણી, રાજસિંહાસનની જીવતી રક્ષા, આમ ચોરની જેમ ભોંયરા વાટે નાસી જશે નહિ.

**પૂજારી :** તમે અમને ભારે મુંઝવણમાં મૂકી દો છો મહારાણીજી!

**મેધાવસુ :** હમણાં રાજમહેલનો છૂંદો થઈ જશે, એના પથરાની ખાખ થઈ જશે, ઝવેરાત લૂંટાઈ જશે.

**રાણી :** બધું ખમાશે. પણ એક અનાથ રાણી, નિજની સત્તાએ, ને સ્વમાને ઝૂઝતી-મરવા તત્પર એવી હું આમ કમોતે મરવા નહિ જાઉં.

> બહાર કોલાહલ વધે છે. દરવાજા ઉપર જોરથી ઘણ પછડાતા હોય એવો અવાજ થયા કરે છે. પુજારીને કાંઈક સંજ્ઞા કરી મેધાવસુ બહાર દોડી જાય છે. અનેક દાસીઓ ખંડમાં એકઠી થાય છે.

**કર્પૂરા (થરથરતી) :** અમને રજા આપો રાણીજી, અમારાથી રાજમહેલમાં નહિ રહી શકાય. બહારથી આખી ઇમારતને આગ લગાડવાની તૈયારી થઈ ચૂકી છે.

> તમામ દાસીઓ 'અમને રજા આપો, રજા આપો' ની પ્રચંડ ઘોષણા કરે છે. રાણી સ્થિર ઊભી છે, મીણની પુતળી હસતી હોય તેમ.

**રાણી :** તમને રજા આપવી એ મારી સત્તાની વાત નથી મેધાવસુને પૂછો.

**પૂજારી :** તમે આવું કેમ બોલો છો? હજી તો આખું નગર તમારી આણ નીચે જ છે. તમારું જ કર્યું કારવ્યું થશે.

**રાણી :** સત્તાની ભૂખ મને ક્યારેય નથી લાગી. રાજસિંહાસને બેસીને હુકમ છોડવાનું હું શીખી નથી, હું તો અનેક સ્ત્રીવાંછુ પતિની પત્ની થઈને અહીં આવી હતી. મારા ઉગતા ને આશાભર્યા હૃદયને પંપાળે એવું એની પાસે કશું નહોતું. એટલી ખાલી જગ્યા પૂરવા મેં એક કઠિયારાના અંતરની હૂંફ મેળવી, માનસિક હૂંફ. શરીરની ભૂખવિનાનો એ પુરુષ મને વધારે અનુકૂળ આવ્યો.

**પૂજારી :** અત્યારે આ ઇતિહાસની કશી જરૂર નથી. હમણાં મહેલની દિવાલો નીચે આવશે. તમે મારી સાથે ચાલો.

**રાણી :** તમે નિરર્થક મહેનત કરો છો ગુરુદેવ, તમે એક સ્ત્રીહૃદયને સમજી શક્યા નથી.

સુકેશી ઉપાટાબંધ પ્રવેશ કરે છે.

**સુકેશી :** લોહાનું ઉશ્કેરાયેલું ટોળું ચંદનવન તરફ કૂચ કરી ગયું છે, એની મોખરે—

> તે બોલતી બોલતી અટકે છે, ને ભયથી આમતેમ જુએ છે.

**રાણી :** ચંદનવન તરફ? (અધીરાઈપૂર્વક) બોલ, સુકેશી, બોલ. એની મોખરે કોણ હતું?

**સુકેશી (મોંઢાંકી) :** અમાત્ય મેધાવસુ

**રાણી :** સાંકળની કડી મળી ગઈ.

**પૂજારી :** શું થયું બેટા!

**રાણી :** ચંદનવનના કઠિયારાને જીવતો બાળી દીધા સિવાય, રાજ્યલોભી અમાત્યને અંતસ્તૃપ્તિ મળે તેમ નથી.

**પૂજારી** (ગભરાઈ) : હેં ?

**રાણી** : ફીકર નથી, મેં ચંદનવનમાં મોકલેલી વડારણ સંદેશો લઈને હમણાં આવી પહોંચશે. (દાસીઓને) ઉઘાડી નાખો દરવાજા, ખૂલે નહિ તો તોડી નાખો મૃત્યુને આવવાનો માર્ગ મોકળો કરો.

દાસીઓ છીણીઓ અને ઘણની દીધેલાં તાળાં તોડી નાખે છે. તોતીંગ દરવાજા કડડડ અવાજ સાથે ઉઘડે છે. દૂર દૂર મશાલોનું અજવાળું પણ દેખાય છે.

**પૂજારી** : આખું ચંદનવન સળગી રહ્યું છે. એના ધૂમાડાથી આભ ભરાઈ ગયું છે. રાણી તમે અંદર જતા રહો, આ દૃશ્ય જોવાય એવું નથી.

વડારણ હાંફતી હાંફતી પ્રવેશ કરે છે.

**વડારણ** (ચીસ નાખી) : મહારાણી, મહારાણી !

**રાણી** (શાંતિથી) : તારા કહેવાનો અર્થ હું સમજી ગઈ છું. ચંદનવનના કઠિયારાએ ચંદનવન છોડીને બીજે જવાની ના કહી એટલું જ કહેવા તું આવી છે ને ?

**વડારણ** : ના, એથીયે વધારે કમકમાટી ભરેલી બીજી વાત. મેઘાવસુ અને એના ઉશ્કેરાએલા ટોળાએ એને ચંદનવૃક્ષ સાથે બાંધી જીવતોને જીવતો—

રાણી એને બોલતી અટકાવે છે.

**રાણી** : હું એટલું સાંભળવાજ અધીરી થઈ હતી બહેન ! (દાસીઓને) તમે સૌ મને ટગર ટગર જોઈ શું રહ્યાં છો ? જાઓ ખરીદેલાં ચંદનકાષ્ઠની અહીં મહેલની વચ્ચોવચ્ચ ચિતા તૈયાર કરો. હું સ્નાન કરીને હમણાં આવું છું. (પુજારીને) અગ્નિમંત્રોનો જાપ અત્યારથી શરૂ કરી દો ગુરુદેવ, હું આજે સતી થાઉં છું.

પડદો



# અંકોરના ભવ્ય મંદિરો

ડુંગરસી ધરમસી સંપટ

[આગલા અંકથી ચાલુ]

સમ્રાટની અગાસીના મધ્યભાગવર્તી ફીમેનાકાશના મંદિરના દ્વાર પાસેથી પૂર્વ તરફ પાંચમો મોટો રાજમાર્ગ વિસ્તૃત પત્થરોની છાબંધીથી છવાયેલ વિજયમાર્ગ તરીકે ઓળખાતો હતો. તે મુખ્ય બજારને વીંધીને પાંચમા સિંહદ્વાર પાસે અટકી શહેર બહારનો નવો રસ્તો બતાવતો હતો. એ રસ્તા માટે ખાઈનો પુલ સૌ પુલો કરતાં મોટો અને વિસ્તૃત હતો. શહેર ચાર મોટા ચોકોમાં વહેંચાયલું હતું. ત્રણ ચોકોમાં શહેરીઓના મકાનો જ્યારે ચોથામાં રાજ્યમહેલ આવેલો હતો. યશોધરપુરનો આ સામાન્ય નકશો છે. ત્રણ ચોકમાંના શહેરીઓના વાસસ્થળોને સમય ખાઈ ગયો છે.

આ શહેરને ફ્રેંચ સત્તાએ રીપેર કરાવ્યું છે. છતાં આઠ માઈલમાં એની એકાંતતા સાલે તેવી છે. પ્રાચીન તત્ત્વવેત્તાઓને એનું વર્ણન ચીન દેશમાંથી મળ્યું છે. ચીનના પ્રવાસી ચ્યુ-ટા-કોનાને સને ૧૨૯૬માં આ શહેરની મુલાકાત લીધી હતી. એણે એનો દબદબો અને ભપકો પૂરમાં હતા ત્યારે આ શહેરને જોયું હતું. સમ્રાટોના આ વિશાળ રાજ્યધાનીના ભપકા અને ભવ્યતાએ એને આંજી નાખ્યો હતો. સ્થાપત્યના સચવાયલા સૂક્ષ્મ નિયમો, શિલ્પકળાનું ઐક્ય એને પણ આશ્ચર્યમાં નાખે છે. પુલોની બંને તરફ ચોકી કરતા રાક્ષસો, પહોળી ઊંચી ગઢની દિવાલો, સમચોરસ શહેર અને ચારે તરફ રાજદ્વારો ઉપર ઉંચા મીનારાઓ એનું પણ ધ્યાન ખેંચે છે. મોટી મૂર્તિઓ, સિંહ, ગરુડ અને બીજા પત્થરના સેંકડો પુતળાંઓ, બાયોનના મીનારાઓ ઉપર પોતાની છાયા નાખતા મોટા શિર, એ સર્વેનું તે વર્ણન લખી ગયો છે.

ચીના મુસાફરે હમણા નહિ દેખાતા એવા અનેક વિલક્ષણ દૃશ્યોનું વર્ણન લખ્યું છે. બાયોન અને ફીમાનાકાશના મંદિરો ઉપર સોનાના શિખરો હતાં બાફુનના મંદિર ઉપરે ત્રાંબાનો બનાવેલો મોટો ઘુંમ્મટ હતો. રાજ્યમહેલની બારીઓ સુવર્ણના પતરાંથી મઢેલી હતી-તેની વચ્ચે મોટા જેસ્તાના દર્પણો મુકેલાં હતાં. સમ્રાટની મોટી અગાસીની બંને બાજુઓએ મોટા બે આરીસાઓ પ્રજાજનો માટે રાખેલા હતાં. આ દર્પણો ધાતુઓના મોટા ટુકડાઓને પારદર્શક સ્વચ્છ બનાવીને મુકયા હતા. એની સમીપમાં સોનાની બે મોટી બરણીઓ હતી. દરેક મંદિરની મૂર્તિઓને આંખને સ્થળે જવાહિરો હતા. દરેક મૂર્તિને માટે પુષ્કળ કિંમતી અલંકારો હતા. મંદિરોમાં સુંદર રંગના ચિત્રેલા ચિત્રો હતાં. દરેક ઘર ઉપર જુદા જુદા રંગનાં છાપરાં હતાં.

ચીના મુસાફરે આ શહેરનાં મોટા ઉત્સવો પ્રસંગે નીકળતી રાજ્ય સ્વારીનું રોચક વર્ણન કર્યું છે. ધાર્મિક મહાન પ્રસંગોએ આવી સ્વારીઓ નીકળતી હતી. એના ભપકા અને દમામ ઓર હતા. ચારે તરફ રાજાના ઘોડેસ્વારો પ્રજાની મોટી મેદનીને શિસ્તમાં રાખતા હતા. એમની વચ્ચે સમ્રાટની સ્વારી માટે માર્ગની રક્ષા કરતા હતા. પાછળ સુવર્ણરથો બળદો અને ઘોડાથી જોડાયલા ચાલતા હતા. એમની પાછળ સોનાની મઢેલી પાલખીઓ ગુલામોના ખભાઓ ઉપર શોભતી હતી. એમની પાછળ સોનાની અંબારીઓવાળા શણગારેલા હાથીઓ ચાલતા હતા. તેઓના ઉપર રાજપુરુષો, અમરવો અને પૂજ્ય પુરોહિતો બેઠા હતા. છેવટે એક મોટા શ્વેત રંગના હાથી ઉપરે





ઘોડેસ્વારોની પુંઠે રાજ્યની પતાકાઓ ઉડતી હતી. તેમની પાછળ શરણાઇઓ અને નગારાંવાળા હતા. તેમની પાછળ રાજ્ય મહિલાઓના વૃંદો ચાલતા હતાં. કેટલીક યુવતિઓના હાથોમાં તેલની બળતી મસાલો હતી. કેટલીકના માથા ઉપર જળ ભરેલા સુવર્ણ કળશો હતા. એમની પાછળ કુંવારી મજબુત અને હથિયારબંધ સ્ત્રીઓની ટુકડી હતી. તેમની રાજરાજેશ્વર પોતે બીરાજ્યા હતા. કીનખાબ અને રત્ન જડીત અલંકારોથી એ ઢંકાયલા હતા. પ્રજા એમને અમર અને દેવ માનતી હતી. એમના માથા ઉપર એક શ્વેત મોટું છત્ર ધર્યું હતું. બે સુંદરીઓ એમને ચમર નાખતી હતી. એમના હાથમાં રત્નજડીત મ્યાનમાં પ્રાણખાન નામે ઇન્દ્રે આપેલી મોટી શમશેર હતી.

સમ્રાટના હાથીની પાછળ બીજા અનેક હાથીઓ હતા. ઘોડેસ્વારો અને પાયદળો પણ મોટી સંખ્યામાં પુરા દબદબા સાથે નીકળતા હતા. લોકો સમ્રાટને જોઈ જયનાદ પોકારતા હતા. આ ઉત્સવો, સ્વારીઓ, દેવો, દબદબા ભરેલો ઠાઠ, સર્વે સમયના વાતાવરણમાં સમાઇ ગયા છે. હવે ભયંકર શાંતિ, એકાંત અને ખંડેરોની પરંપરા છે. માત્ર સુસંબદ્ધ સ્થાપત્યો અને માપવાળું શહેર. આપણને આશ્ચર્યમાં નાંખતું ઉભું છે. હવે એ પ્રદેશ જનમનશૂન્ય છે. માત્ર જ્યાં ત્યાં દેડગરોળીઓ ઘુવડો, છાપાઓ શિયાળવાઓ અને કદાચ ઝેરી જંતુઓ હમેશ માટે નિવાસસ્થાન અહીં બનાવી રહ્યાં છે. આ ખંડેરોને જીવતા રાખતા વાંદરાઓનાં વૃંદો વૃક્ષોની ડાળીઓ ઉપર કુદકા મારી મીનારાઓ અને શિખરો ઉપર દોડાદોડી કરી મુકે છે. માણસોથી એ શૂન્ય પણ પ્રાણિયોથી નથી.

જંગલમય બની ગયું છે. નીકપ્રીનના મહાન મંદિરનો કબજો એક મોટા વટવૃક્ષે લઇ જુદે જુદે ઠેકાણે નવા નવા મૂળો નાંખી એને તદ્દન ખીમાર. બનાવી દીધેલ છે. બાયોન ઉપરે જે શિવની મોટી આંખો તે દિવસે પણ પોતાની ક્રૂર દૃષ્ટિ નાંખતી હતી તેવી આજે નાંખતી દેખાય છે. આખા પ્રસાદને ફરતી ગજપ અગાસીના મોટા હાથીઓ હજી એવીજ સ્થિતિમાં સૂંઢને ઉંચી કરતા ઉભા છે. શ્રી બુદ્ધ ભગવાનની મહાન મૂર્તિ હજી પોતાની સૌમ્ય દૃષ્ટિ ચારે તરફ ફેલાવે છે.

અંકોર થોમની એ સ્થિતિ છે પણ અંકોર વાહ સુવ્યવસ્થિત સ્થિતિમાં છે. એ મહાન બંદરની ભવ્યતા હજી સર્વાંઈ રહી છે. અગાસીઓની ઉપરે અગાસીઓ બાંધી નિયમિત રીતે પાયાથી ઉપર વિસ્તાર નાનો થતો જાય



આ શહેરના નાશનું નિમિત્ત આ પ્રાણીઓ નથી, પણ ઝડપથી ઉગી નીકળતી વનસ્પતિઓ છે. બાયોનના મોટા મંદિરોના ચોકા વનસ્પતિની વૃદ્ધિથી ફેલાય જાય છે. ફ્રેંચો એમને દૂર કરે છે. પરંતુ કેટલીક ભીંતોમાં ઉગેલા વૃક્ષોના મૂળો દૂર કરવાથી એ ભીંતો કકડભુસ થઇ પડે તેમ છે. પ્રાણપ્યાન શમશેર રાખવાના પ્રાસાદમાં ઝાડોના મૂળો એટલા બધા ઉંડા ઉતરી ગયા છે કે બધું

છે. મીનારાઓ ઉપર એવી સુસંબદ્ધ રીતે મીનારાઓ ગોઠવવામાં આવ્યા છે કે. આખા સ્થાપત્યનો એકરાગ દૃષ્ટિએ પડે છે. આંગણાની જમીનથી ૨૦૦ ફીટ ઉંચે મુખ્ય મંદિર સૌ અગાસીઓ અને મીનારાઓને ધારમાં લાવતું ઉભું છે. શિલ્પિઓએ આખા સ્થાપત્યમાં એવી રસિક સુસબદ્ધતા અને સુમેળ દાખવ્યા છે કે આજે

[અનુસંધાન પાને ૧૨૯ મેં જુઓ]

# ઉર્દુના ક્રાંતિકાર કવિ

## જોશ મલીહાબાદીનું જીવન અને કવન

લેખકઃ-ઈબ્ને મુસ્તફા રંગુની

(આગલા અંકથી ચાલુ)

બંડખોર કવિ 'જોશ' જેટલો અકર્મણ્યતા કાયરતાનો કટ્ટર શત્રુ છે, એટલોજ વૃદ્ધ-મવાળોનો પણ.

જો દુરાચરણના કારણે પિતા પુત્રને ઘર બાહિર કાઢી શકે છે, ત્યારે પિતાના દુરાગ્રહના વિરૂદ્ધ પુત્ર બંડ કેમ ન કરી શકે વારૂ ?

જેમ પ્રત્યેક રાષ્ટ્રને સ્વભાગ્ય-નિર્ણયનો અધિકાર છે, તેવીજ રીતે પ્રત્યેક વંશને પોતાની આવશ્યકતાનુસાર જીવન પરિવર્તન કરવાનો પણ હક છે, ત્યારે 'બાબા' પંથ ઉપર નવા ગન્તુકોને ચલાવવા માટેની આ ધમપછાડ શા માટે?

નિર્જીવ-સ્પન્દહીન, વૃદ્ધાવસ્થાની દૂર-અંદેશીની દુહાઇ આપી યૌવનને બંધનોથી શામાટે જકડી લેવા માગો છો ?

'નારએ શબાબ' (યૌવનની લલકાર) શીર્ષકની કવિતા વાસ્તવિક રીતે ભારતવર્ષના તે વૃદ્ધ-મવાળનેતાઓની વિરૂદ્ધ આધુનિક યુવકનો પ્રતિવાદ છેઃ-

[1]ઊડ ગયા રૂએ નિગારે
આસ્માં સે રંગે ખ્વાબ
ઝીલમલાતી સમ્આ !
રૂખસત હોકે ઉભરા આફતાબ

---

૧ તમારા સ્વપ્નાના રંગો આકાશમાંથી પણ ઉડી ગયા ટગમગતા ઓ દીપક, ભાગીજા કારણ કે સૂર્યનો ઉદય થયો છે. દુર હટ હું રચનાત્મક કાર્ય માટે કમર કસું છું.

જગ જાણે છે કે હું આવતાંજ સર્વત્ર પ્રસરી જાઉં છું. ઓ જુનવાણી ! ભાગી જવા માટે સામે માર્ગ મોકળો છે. ભાગીજા, હું નવી સરકૃતીનો પરમેશ્વર છુ. લોકો જાણે છે કે હું યૌવન છું, અને મારૂં કામ છે પરિવર્તનનું અને સર્વદા મ્હારી ઘોષણા ક્રાંતિ, ક્રાંતિ અને ક્રાંતિની છે. કોઇપણ શકિત મ્હને માર્ગમાંથી દૂર કરી શકની નથી, અને કોઇપણ ઘા મ્હારી ગરદનને નમાવી શકતો નથી. મ્હારી ધૈર્યતાના રંગને જોઇને મૃત્યુ પણ મ્હારી આગળ આવતાં સંકોચાઇ છે. પાપમય કૂટ નીતિ આદરતી ઓ ! વૃદ્ધાવસ્થા, તમારાથી ઇશ્વરની પનાહ. હવે તારા મસ્તક ઉપર યુવાનીનું ધનુષ ખેંચાઇ રહ્યું છે.

શત્રુઓની ભાગલા પાડવાની નીતિનો દુષ્ટ શિકાર બનાવનાર, આ ઉન્માદ અને આ અવસ્થા જોતાં, શરમ હોય તો ડુબી મર ! ધર્મના ઓ ગુલામો, આ જુલમ તો કેવો કે, ગાય અને વાજીત્રો ઉપર ભાઇઓને કુરબાન કરી દેવા.

દીર્ઘ ગુલામીએ તારી મનોદશાને અતિ સંકુચિત કરી નાખી છે. તારા ચહેરા ઉપર આતે વળ છે કે દ્રોહીપણાની કપટ જાળ. તારા દુર અંદેશીના શોરબકોરને હવે બંધ કર. જો ઓ બુઝદીલ ! મારી બીન દુર અંદેશી-તડ અને ફડ-ની શકિત બતાવું છું.

હટકે અબ સાઇઓ અમલકી
રાહમેં આતા હું મેં
ખલ્ક વાકિફ્ હે કે
આતા હું તો છા જાતા હું મેં
અય કદામત! યે ખુલી હે
સામને રાહે ફરાર
ભાગ અબ મૈં હું નઇ
તેહઝીબ કા પરવર દીગાર
કામ હે મેરા તગય્યુર,
નામ હે મેરા શબાબ
મેરા ન્આરા
'ઇન્કિલાબો, ઇન્કિલાબો ઇન્કિલાબ!'
કોઇ કુવ્વત રાહસે મુઝકો
હટા શકતી નહિ
કોઇ ગરગત મેરી ગરદન કો
ઝુકા શકતી નહિ
દેખ કર મેરે જૂનુ કો
નાઝ ફરમાતે હુએ
મૌત શરમાતી હે
મેરે સામને આતે હુએ
અલઅમાં, 'કુબળી' રીયા
આલૂદા પીરી! અલઅમાં!
અબ કળકતી હે તેરે સરપર
જવાનીકી કમાં
હો જો ગયરત કુબ મર,
યે ઉમ્ર યે દર્શે જુનુ!
દુશ્મનો કી ખ્વાહિસેં
તકસીન કી સવદે ઝબુ!
યે સિતમ કયા અયકનીઝે
'ફૂફ્રોઇમાં' કર દીયા
ભાઇઓંકો ગાય
ઓર બાઝે પે કુરબાં કરદીયા
કર દીયા તુલે ગુલામીને
તુઝે કોતાહ ખીયાલ
ઝૂર્રીયાં હે તેરે મુંહ પર
કે ગફ્ફારી કા જાલ.
પોપલે મુંહ! ખત્મ ખર
યે 'આકેબત બીની' કા શોર
દેખ અબ બુઝ દીલ મેરી
'ના આકેબત બીની' કા ઝોર

ભારતની દરિદ્રતા અને દુર્દશાને નિહાળી પ્રતિહિંસા અને ક્રોધથી 'જોશ' નો આત્મા પ્રજળી રહ્યો છે. 'જોશ' આવેશની પેલી સીમાએ પહોંચે છે, જ્યાં જવા માટે આપણી કાયા થરથરી ઉઠે છે, કંઠ રૂંધાય છે, અને હૃદય વીણાના તારો ઝણઝણી ઉઠે છે.

હિંદુ-મુસ્લિમ સમસ્યાનું સમાધાન એના મતે એજ છે કે વૃદ્ધ-મવાળોના જર્જરીત હાથોમાંથી નેતાગીરી ખૂંચવી યુવકોના મુબારક હાથોમાં આપવામાં આવે.

કાવ્યના રૂપમાં ટપકી પડેલા એમના ખૂનના આંસુ-આત્માના ઉદ્‌ગારો કેટલા સુખદ અને ઉત્સાહવર્ધક છે; સંભવિત છે કે એ લખતી વેળા કવિસમ્રાટ-અલ્લામા-ઇકબાલ મરહૂમનો 'નયા-શિવાલા' (શિવાલય) એમની દૃષ્ટિ સમીપ હશે.
'જોશ' કહે છે–

[2]હુબ્બે ઇન્સાં, ખૌફે હક,
ખૌફે ખુદા કુછભી નહિ
તેરા 'ઇમાં' ચંદ વહેમોકે સિવા,
કુછ ભી નહિ

૨ ઇશ્વરનો ભય, સત્યની ચાહ અને માનવપ્રેમ કંઇજ નથી, અરે તારાં ઇમાનમાં પણ થોડીક શંકાઓ સિવાય કશુંજ નથી.
તારા જુઠા ઇમાન અને કાફરપણાનો એવો નાશ કરીશ, કે તેના હાડકાઓને પણ ચાવી જઇશ.

તેરે જુઠે કુફ્રોઈમા કો
મીટા ડાલુંગા મેં
હરીયાં ઈસ કુફ્રો ઇમાકી
ચબા ડાલુગા મેં
ખોલ દુંગા રોશનીકા રાસ્તા
સબક લીયે
સબ ખુદાકે વાસ્તે હૈં
ઔર ખુદા સબકે લીયે
વલવલે મેરે બળહેંગે
નાઝ ફરમાતે હુએ,
ફિરકા બંદીકી સિરે
નાપાક ઠુકરાતે હુએ
ડાલ દુંગા તરહે નો
અજમેર ઔર પ્રયાગમેં.
એક દુગા કેફ્રોઇમાં કો
દહકતી આગમે
કવસરો-ગંગા કો એક મરકઝ
પેલાને કે લીયે

એક નયા સંગમ બનાઉંગા
ઝમાને કે લીયે
એક દીને નૌકી લીખુંગા
કિતાબે ઝરફિશાં
દર્જ હોગા જીસકી ઝરીં
જીલ્દ પર 'હિંદોસ્તાં'
ઈસ નએ મઝહબ પે
સારે તફર કે વારુંગા મેં,
તુઝપે ફિર ગરદન હીલા કર
કહ કહે મારુંગા મેં.
ફિર ઉઠુંગા અબ્ર કે
માનીન્દ ઈઠલાતા હુઆ
ઘૂમતા, ગીરતા, ગરજતા,
ગૂંજતા ગાતા હુઆ.
મૌત કે સાયે મે રેહ કર
મૌત પર છાયા હુવા
શેરે નર કી તરહ,
જુ જલાયા હુવા બિફરા યા હુવા.

---

સર્વ માટે પ્રકાશનો માર્ગ ચોકખો કરીશ, કારણ કે સર્વ ઇશ્વરના માટે છે અને ઇશ્વર સર્વના માટે છે.

સંપ્રદાયત્વના મૂળને ઠોકરથી ઉડાવવા, મ્હારી તમન્ના તનમનાટ કરી રહી છે

અજમેર અને પ્રયાગમાં નવી સંસ્કૃતિનુ મૂળ રોપીશ, અને ઇમાન અને કાફરપણાને ભડભડતી અગ્નિમાં હોમી દઇશ.

કવસરજલ અને ગંગા જલને એકજ કેન્દ્રમા લાવી જગત માટે એક નવું સગમ બનાવીશ,

એ નવા ધર્મ માટે એક સોનેરી પુસ્તક લખીશ જેના સોનેરી પુઠા ઉપર લખાયું હશે 'હિંદોસ્તાં'

આ નવા ધર્મ ઉપર સર્વે ભિન્નતાને કુરબાન કરીશ, અને એ ધર્મ ઉપર મસ્ત થઇ આનંદનો સાગર રેલાવીશ

પછી વાદળાઓ જેમ મસ્ત બની, ફરતો, પડતો, ગુજતો, ગર્જના કરતો, લલકારતો હું ઉભો થઇશ.

મૃત્યુના પડછાયામાં રહીને પણ હું મૃત્યુ ઉપર પ્રસરી ગયો છું જાણે વાઘના જેવો ખીજાયલો અને વિફરેલો.

મ્હારી વણઝારની આગળ પર્વતો પણ ડગમગી ઉઠશે, અને મ્હારા હિંદુસ્તાન આગળ (સીતમગરોની) ગરદનો પણ નમી જશે.

કોહ હીલ જાએંગે

મેરે કારવાં કે સામને

ગરદને ઝુક જાયગી

હિંદોસ્તાં કે સામને

હિંદની આઝાદી અને હિંદુ–મુસ્લિમ ઐક્ય માટે કવિ કેટલો વિહ્વલ છે? પણ અમારી મૂઢતાના કારણે બંન્ને કેન્દ્રોની 'દિલ્હી' હજી ઘણીજ દૂર છે. આ સર્વ વિપત્તિઓનું મૂળ છે, પેલો મહારોગ, જેને 'મુલ્લાં અને પંડિત' કહેવામાં આવે છે. 'સીક્કા'ઓ ઉપર નાચનારા આ 'નુગરા' એના ડસેલા પાણી પણ નથી માગતા.

ઉર્દુગિરામાં 'હાલી'થી લઇને 'જોશ' સુધીના સર્વ રાષ્ટ્રીય કવિઓ મુલ્લાંઓની ધૂળ ખંખેરતા આવ્યા છે. આપણે ત્યાં પણ ભોજા ભગત અને વેદાંતિ કવિ શ્રી અખાએ ઢોંગી ધર્માત્માઓને ઉઘાડા પાડયા છે.

કવિ શ્રી જોશે એવાજ એક મુલ્લાનું શબ્દ ચિત્ર દોર્યું છે; વક્રોક્તિનું કેટલું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે:–

૩હુઇ એક મોલવીસે કલ મુલાકાત
શબીહે મસ્જીદો; તસ્વીરે મીમ્બર
વહી હોંગે જો ફિર દોસે બરીમેં
ખુદાકે ફઝલસે હુરોં કે શોહર
હીનાઇરીશ સૂર્ખ આંખોમેં સુરમા
લટે મ્હેકી હુઇ; ઝુલ્ફેં મુઅત્તર
અરમ કે તઝકીરે; કીસકીસ મઝેસે
હીનાઇરીશ મુઠ્ઠી મેં પકડ કર
બુતાંકી ચાહમેં હમ રંજકે મજનું!
ખુદાકે ઇશ્કમેં વોહ દેવ પયકર
મગર આંખોમેં હંગામે તબસ્સુમ
રીયાકી ચશમકે! અલ્લાહો અકબાર!

હુર–અપ્સરાઓની વાંછનામાં લટુ બનેલા મુલ્લાંને કવિએ કેવી ચીમકી આપી છે કે 'લયલા' બીબીની ચાહનામાં મીયાં મજનુ દુર્બલ બન્યા હતા, જ્યારે ઇશ્વરના પ્રેમમાં મુલ્લાં સાહેબ કોઠી જેવા બનતા જાય છે. અરે અલ્લાહ! આતો હાથીના દાંત.

કવિ આઝાદીનો દીવાનો છે, પણ તે જાણે છે કે એકયતા વિના આ તલમાંથી તેલ નીકળવાનુંજ નથી. એટલે તે બીન દૂરઅંદેશ વૃદ્ધો, કાયર યુવકો, મૂડીવાદીઓ અને દેશ દ્રોહીઓને શાપ આપતાં કદી થાકતો જ નથી.

સામ્રાજ્યવાદની આધારશિલા–પણ પૂંજીવાદ છે અને તેથીં જ્યારે પણ એની દૃષ્ટિ ચૌથરે હાલ ગરીબો ઉપર પડે છે; ત્યારે ક્રોધથી એ થરથરી ઉઠે છે; એના અંતરમાં કરૂણાનો

૩ મસ્જીદના રૂપ જેવા અને મીમ્બર–ચબુતરા–ની કદ પુતલી જેવા એક મોલવી સાથે કાલે મેળાપ થયો.

*ઇશ્વરની કૃપાથી સ્વર્ગમાં આ લોકોજ પરીઓના પતિ બનશે. મ્હેંદીના રંગે દાઢી લાલ* બનાવી છે અને આંખોમાં અંજન–સૂરમો–લગાડયો છે માથાના વાળો મ્હેક મ્હેક થયા છે. અને જુલ્ફાંઓમાં અત્તર પડયું છે. મુઠ્ઠીમાં મ્હેંદી રંગતી દાઢી પકડી, જૂઓ તો ખરા, સ્વર્ગના વર્ણનો કેવા સ્વાદો લઇને કરી રહ્યા છે.

પ્રિયતમાઓના પ્રણયમાં અમે મજનુ જેવા સુકલકડી બની ગયા છે, જ્યારે ઇશ્વરના પ્રેમમાં તેઓ કોઠી જેવા બન્યા છે.

અગાધ સાગર હિલોળા મારે છે અને આંખોમાંથી આંસુઓ છલકાઇ પડે છે.

નિઝામ હૈયદ્રાબાદના રાજમાર્ગ ઉપર પત્થર ફોડતી એક કોમલાંગી ઉપર એની દૃષ્ટિ પડે છે; અને કવિતાની દેવી 'જોશ'ના કાનમાં જાદુના સૂર ફૂંકે છે.

૪એક દોશીઝા સડક પર ધુપમેં હે બેકરાર
ચુડિયાં બજતી હે કંકર કુટનેમેં બારબાર
ચુડિયોં કે સાઝમેં યે સોઝ હે કૈસા ભરા
આંખમેં આંસુહી બન જાતી હે
જીસ્કી હરસદા
ગર્દ હે રૂખસાર પે. ઝુલ્ફે અટી હે ખાકમેં
નાઝુકી દમ તોડતી હે; દીદએ જમ નાકમેં
ઊફ યે નાદારી! મેરે સીને સે
ઉડતા હે ધુઆં
આહ! અય ઇફ્લાસ કે
મારે હુએ હિંદોસ્તાં
હુસ્ન હો મઝબુર.
કંકર તોડને કે વાસ્તે!
દસ્તે નાઝુક.
ઔર પત્થર તોડને કે વાસ્તે!
ભિખ મેં વો હાથ ઉઠે,
ઇલ્તિઝા કે વાસ્તે!
જીનકો કુદરતને બનાયા હે
હિના કે વાસ્તે!
જો નઝાકત સે ઉઠા શકતી નહો
કાજલ કા બાર
આહ! ઉન પલ્કોંપે બેઠે:
રાહકા ગર્દો–ગુબાર!!!
ક્યોં ફલક! મઝબુર હો
કંકર જમાને કે લીયે
જો નિગાહેં હો દિલ મેં
ડુબ જાને કે લીયે
નાઝનીનોંકા યે આલમ;
મા દરે હિંદ આહ! આહ!
કીસકે ઝુલ્મે નારવાંને
કર દીયા તુજકો તબાહ
હુસ્ન બરસતા થા કભી;
દીન રાત તેરી ખાક પર
સચ બતા અય હિંદ.
તુજકો ખા ગઇ કીસકી નઝર?

એક દિવસે સંધ્યા સમયે કવિ ખેતરો પ્રતિ જાઇ ચઢે છે. હીલાછમ જેવા ખેતરો અને આંખ ફાટે એવા વૃક્ષ નિહાળીને આનંદ અનુભવે છે, પણ એટલામાં જ સ્હામે સેઢેથી હડધૂત થએલો જગતનો તાત, ચીંથરે હાલ દશામાં, પરસેવામાં

---

પણ આંખોમાં તો હાસ્ય રેલાઇ રહ્યું છે. ઓ અલ્લાહ! આ નયનોમાં કેટલું કપટ?

૪ સડક ઉપરના ધોમ તડકામાં એક કુમારિકા વ્યાકુળ છે. પહાણા ફોડવામાં જેના હાથના કંકણો વાગી રહ્યા છે. ચૂડીઓના અવાજમાં કેવી કરૂણતા ભરી છે જેના પ્રત્યેક અવાજથી આંખોમાં આંસુ ઉભરાઇ આવે છે. જેના ગાલો અને જુલ્ફાંઓ ઉપર ધૂળ અને માટી ચોંટી છે. જેના શોકપૂર્ણ નેત્રો અને કોમળતા રક્ષણ ઇચ્છે છે. આહ આ કંગાલીયત જોઇને, મ્હારા જીગરમાંથી ધુમાડા નીકળે છે આહ ઓ દરિદ્રતાથી પીડાતા હિંદુસ્તાન! સૌંદર્યને પત્થર ફોડવા માટે નિરૂપાય બનાવ્યો? કોમળ કરકમળ, શું પત્થર ફોડવા સર્જાયાં છે? જે હાથને કુદરતે મ્હેંદી લગાડવા બનાવ્યા છે, શું તે હાથો તમારા આગળ ભીખ માંગવા માટે પ્રસારે?

રેખાઓ, દીનતા અને અસહાયતના અવતાર જેવો ખેડુત, કવિની દૃષ્ટિએ પડે છે. કવિનું હૃદય ક્ષોભ અને શોકથી તરફડી ઉઠે છે અને કહે છે—

"અપની દવલત કો જીગર પર
તીરે ગમ ખાતે હુએ;
દેખતા હૈ. મુલ્કે દુશ્મન
કી તરફ જાતે હુએ.
કત્ અ હોતી હી નહિ.
તારીકીએ હિરમાં સેરાહ
ફાકા કશ અચ્ચોં કે
ધુંધલે આંસુઓં પર હૈ નિગાહ.
સીમોઝર, નાનો નમક,
આઓગીઝા કુછ ભી નહિ,
ઘરમેં એક ખામોશ માતમ
કે સિવા કુછ ભી નહિ.
એક દિલ, જીસપે યે
ના ઉમ્મીદવારી, અલઅમાં!
અલઅમાં! યે સંગદીલ
સરમાયા દારી અલઅમાં!!
જુલ્મ ઔર ઇત્ના,
કોઈ હદભી હૈ ઇસ તુફાનકી?
બોટીયાં હૈ તેરે જબડોમેં
ગરીબ ઇન્સાનકી.
તેરી આંખોમેં હૈ ગલતાં
વો શરારત કે શરાર
જીનકે આગે પંજરે ચંગેઝકી
મુઝતરે ધાર
બેકસોંકે ખુનમેં
ડુબે હુએ હૈં તેરે હાથ
કયા ચબા ડાલેગા ઓ બે દર્દ!
સારી કાયનાત!!!

ખંડ અને સ્વાભિમાનઃ આ શબ્દોમાં જે શક્તિ છુપાઇ છે તે અવર્ણનીય છે, ખંડની ભાવનાજ સ્વાભિમાન અને રાષ્ટ્રભિમાનનો આત્મા છે. તે ભાવના, જે ફાંસીના તખ્તે પણ હઝરત ઇસુ ખ્રિસ્ત (અ. સ.) ના હોઠો ઉપર સ્મિત ફરકાવી જાય છે. તે ભાવના જે ૩૦ હજાર નર વીરોના 'ઇન્ક્વેઝીશન'નો શિકાર બની; હસતા મુખે અગ્નિમાં કુદી પડવા કટિબદ્ધ કરી દે છે. તે ભાવના, જે હજારો રશીયન યુવકોમાં બંદુકની ગોળીઓને પુષ્પ સમજવાની પ્રેરણા જન્માવે છે. તે ભાવના જે સ્મર્ના (તુર્કસ્તાન) વિજય વેળા તુર્કમહિલાઓને સર્વસ્વ અર્પણ કરવાનું ભાન જગાવે છે.

એ ભાવના, એ આવેશ—જો ઇશ્વર નથી જો ધર્મનો સારાંશ નથી ત્યારે ધર્મ કઇ બલાનું નામ

---

જે કોમળતા કાજળનો ભાર પણ ખમી શકતી નથી, તેની પાંપણો ઉપર રસ્તાની ધૂળ! જે દૃષ્ટિ અંતરાત્મામાં ખૂંપી જનારી હોય તેને એ આકાશ! શામાટે પત્થર પાથરવા મજબુર કરે છે.

આહ માતૃભૂમિ તારી ભૂમિ ઉપર ઓઓની આ દશા! કોના દારૂણ સિતમે તને બરબાદ કરી છે?

તારી ભૂમિ ઉપર કદી અહોરાત સુવર્ણની વર્ષા થતી હતી, સાચું બોલ ઓ હિંદુસ્તાન તને કોની નજર લાગી ગઇ છે?

૫ દુશ્મનના મુલક-પરદેશ-તરફ ઘસડાઇ જતી પોતાની સંપત્તિ જોઇને (ખેડુત) પોતાના જીગર ઉપર ગમનાક તીરો સહન કરે છે.

ભૂખથી ટળવળતા બાળકોની આંખોમાં ઘેરાયલા અશ્રુઓ જોઇને રહે છે, અરેરે! આ

છે ? કોઇ કહેશે ?

શું પયગમ્બરો તીર્થંકરો અને અવતારી મહાપુરૂષો બંડખોર નહિ હતા ?

'જોશ'નું કર્તવ્ય પણ અપૂર્ણ રહી જાત, જો તેમણે બંડખોરનું વર્ણન કરીને પોતાની લેખિનીને પુનીત નહિ બનાવી લીધી હોત; જો કે બંગાલી કવિ કાઝી નઝરૂલ ઇસ્લામની પ્રસિદ્ધ કૃતિ 'બંડખોર' થી 'જોશ' ની 'બગાવત'–બળવા–ની તુલના થઇ નથી શકતી. કાઝી નઝરૂલ ઇસ્લામના અપવાદ સિવાય હિંદની બીજી કોઇપણ ભાષા સાહિત્યમાં 'જોશ. કૃત ૧૬૦ પંકિતનું 'બગાવત (બળવો) અજોડ અને અનુપમ છે. ચ.લો ત્યારે ગુજરાતમાં 'લાલ અને લોલ' ગવાડતા રસકવિઓને એનો રસાસ્વાદ ચખાડીએ

કહાં બગાવત ! આગ, બીજલી,
મોત આંધિ મેરા નામ,
મેરે ગીરદો પેશ અજલ,
મેરી જીલોમેં કત્લે આમ.
ગર્દ હો જાતા હે, મેરે
સામને રૂએ હયાત
કાંપ ઉઠતી હે મેરી
ચયને જબીંસે કાયનાત
એક ચિંગારી મેરી,
જલત કો કરતી હે તબાહ
માંગતા રેહતા હે
મેરી આગસે દોઝખ પનાહ !
બરછીયાં ભાલે; કમાને તીર,
તલ્વારેં કટાર
બયરકેં; પરચમ. અલમ.
ધોળે પ્યાદે શાહ સવાર
આંધિયોંસે મેરી,
ઉળજાતા હે દુન્યાકા નિઝામ
રહમકા એહસાસ હે;
મેરી શરીયતમેં હરામ
જંગ કી સુરત સે ગો
હંગામા કરતી હું શરૂ
અમનકી સુબ્હેં મેરે પંજરસે
હોતી હે તુલુ
દેખને સે જીનકે.
પત્થરકા ભી દીલ હોજાએ શક

---

નિરાશાપૂર્ણ અંધકારભર્યો માર્ગ ક્યારે ખતમ થશે !

અરેરે ! આ મકાનમાં શાંત–માતમ–કરૂણાસિવાય, નાણા, દાણા અને અન્ન પાણી કંઇજ નથી.

ઓ ઇશ્વર ! એકજ આત્મા ઉપર નિરાશાનો આટલો અંબાર ! ધિક્કાર છે ! ઓ પાષાણ હૃદય મુડીવાદ ધિક્કાર છે ! ! !

સિતમ અને તે પણ આટલી હદ સુધીનું, અરે આ તોફાનની કંઇ સીમા પણ છે ? ઓ મુડીવાદ ! તારા રાક્ષસી જડબામાં અમારૂં ગરીબ માણસોનું લોહી–માસ છે. તારી ભયંકર આંખોમાં શરારતની પ્રજ્વલિત ચીણગારીઓ દેખાય છે, જેની આગળ સીતમગર ચંગેઝખાનની લોહી તરસી ખંજર પણ બુઠ્ઠી લાગે છે.

જેને તારા હાથો ગરીબોના લોહીમાં હજી ડુબેલા છે, શું એ બે દર્દ, સારાએ જગતને લોહીયાં કરી જશે ?

૬ બળવો ! મારૂં બીજું નામ અગ્નિ, વિદ્યુત, મૃત્યુ અને આંધિ છે. મ્હારી ચોપાસ હંમેશા મૃત્યુ રહે છે અને મારી નસેનસમાં કત્લેઆમ છે.

મુજકો વો ઉતરે હુએ
રહેરે પળહાતે હૈં સબક
અવ્વલ અવ્વલ જાન દેનેકા
સબક લેતી હું મેં
આખર આખર જાન લેનેકા
સબક દેતી હું મેં
સલતનત કે સીમ્ત પીર
ભડકતી હું બલખાતી હુઈ
કેદ ઓર કાનુનકો
ઝીલ્લતસે ઠુકરાતી હુઇ
અય જવાં મર્દો !
યે ઝીલ્લત કીસલીયે સહતે હો તુમ ?
મર્દ હોકર ઠોકરોંકી
ઝીદપે કયું રેહતે હો તુમ ?
અય જવાં મર્દો !
ખુદારા બાંધલો સરસે કફન
સર બરેહના ફિર રહી હે
ઈઝઝતે કૌમો વતન
હ ઝમી કો ઝેર કરકે
આસમાનોં પે ચળોહો
હાં બળોહો અય સફશીકન બીરો !
બળોહો જલ્દી બળોહો
રોબે સુલ્તાનીસે યે ચેહરા
ઉતર સકતા નહિ
જો ખુદાઈસે લળે
શાહી સે ડર શકતા નહિ.

'જોશનું જીવન'

સમયને અનુસરીનેજ વિચારો જન્મે છે. 'જોશ' નું અસ્તિત્વ એની સબળ દલીલ છે. એમની કવિતાએ યુવાનોનાં દિલાં હચમચાવ્યાં છે.

'ગાલિબ, ઇકબાલ અને અકબર ઇલાહાબાદી પછી ઉર્દૂ જગતનાં કાવ્ય સાહિત્યમાં આજે 'જોશ' નીજ બોલબાલા છે. એમણે ઇકબાલથી પ્રેરણા ગ્રહણ કરી છે એમાં સંદેહ નથી. પણ મહાકવિ ઇકબાલ જે વાત ગર્ભિતરૂપે કહેતા તે વસ્તુને જોશ ઉઘાડા છોગે જાહેર કરે છે. એમના કાવ્ય પ્રવાહનો બંધ ક્યાંક તૂટતો હશે પણ નિર્ભયપણે જે ઉદગારો એમણે જાહેર કર્યાં છે તે નિઃશંક પ્રશંસાપાત્ર છે. ઇકબાલ મરહુમ જેમ જોશે કદી પણ ટર્કી અને હિજાઝની પ્રશસ્તિ નથી પોકારી એનું સર્વસ્વ એકમાત્ર હિંદુસ્તાન છે. રાષ્ટ્રીયતા એનો ધર્મ છે. એના-એ અનોખા-ધર્મમાં દેશભક્તિ દેશસેવા મોટી નમાઝ (બંદગી) છે જોશ એક ભાવનાવાદી કવિ છે, એટલે એમના કાવ્યોમાં ચિંતન નથી. નગ્ન સત્ય ઉચ્ચાર નાર કવિ જોશ મનના ભાવોને કદી છુપાવતો નથી; અને એ સચ્ચાઇ જોશની એક અનુપમ શોભા છે.

તુર્ગેનેવની (Father and Children) પિતા અને બાળકો નામની એક વાર્તાના નિહિલિસ્ટ નાયકની આલોચના કોઇએ આ સુંદર

---

મારી આગળ આવતાંજ, જીવનનો રંગ પીળો પડી જાય છે. મારી ભ્રકુટીથી સૃષ્ટિ થરથરી ઉઠે છે.

મારી એકજ ચિણગારી, સ્વર્ગને બરબાદ કરી શકે છે. મારી ક્રોપાગ્નિથી નર્ક પણ રક્ષણ ઇચ્છે છે.

બરછી, ભાલા, તીર-કમાન, તલવારને ખંજર. ધ્વજ, ઘોડાં, સિપાહી અને લશ્કર.

મારી તોફાની આંધિથી જગતનું તંત્ર હચમચી ઉઠે છે. મારા ધાર્મિક-કાનૂન શરીયતમાં દયાને સ્થાન નથી.

યુદ્ધના રૂપમાં હું તોફાનનો આરંભ કરું છું. શાંતિની પ્રભાત, મારા ખંજરથી ઉદય થશે.

વાક્યમાં કરી હતી કે–Destruction destroyed in its own destroying—તે બરબાદી જે બરબાદ કરતાં કરતાં પોતેજ બરબાદ થઇ ગઇ.

સંભવિત છે કે જોશની શાયરીમાં જેમણે પ્રેમની મીઠી વાણી અને પ્રેમીનો વિલાપ સાંભળવાની–વાંચવાની આશા રાખી હશે, તે સજ્જનો જોશનો આ ભૈરવ રાગ સાંભળી–વાંચી પુનઃ ઉપર્યુક્ત વાક્ય ગણગણશે.

મુસલમાન યુવકોને રાષ્ટ્રીયતાની સમીપ લાવીને ઉભા કરી દેનાર જે ઓછા–વત્તા મુસલમાન આલીમો લેખકો અને કવિઓ છે તેમાં ખાસ કરી બંગાલના કાઝી નઝરૂલ ઇસ્લામ અને કવિ જોશ આદરને પાત્ર છે.

મુસ્લિમ યુવકોમાં પ્રત્યક્ષરૂપે માનસિક ક્રાંતિ પ્રગટાવનાર જોશનો જન્મ ઇ. સ. ૧૮૯૦ ની લગભગ લખનૌ પાસેના મલીહાબાદ કસ્બામાં થયો છે. એમના પરદાદા ફકીર મુહમ્મદખાં ગોયા શાહી ફોજના રીસાલદાર નીમાયા હતા, તેમની સુંદર કામગીરીથી પ્રસન્ન થઇને લખનૌના નવાબે તેમને હિસામુદ્દૌલા તહવ્વુર જંગ નો ઇલ્કાબ અર્પણ કર્યો હતો. ફકીર મુહમ્મદખાં ગોયા શાયરીમાં કવિ નાસીખના શિષ્ય હતા અને એક કાવ્યગ્રંથના કર્તા હતા.

આબે હયાતના કર્તા મુહમ્મદ હુસેન આઝાદ લખે છે કેઃ–

નવા આવેલા અફઘાની કુટુંબમાં એકજ પેઢીએ ગોયા જેવો ઉર્દુ ઝબાનનો શાયર જન્મે એ ગૌરવરૂપ છે.

કવિશ્રી જોશના દાદા અને પિતા ઉર્દુ ઝબાનના અચ્છા શાયર હતા. એટલે કવિતા એમના ઓપે ઉતરી છે. કવિ કુટુંબમાં જન્મ પામેલા જોશ નવમા વર્ષે શાયરી લલકારે છે. અને શિરસ્તા મુજબ અઝીઝ લખનવીના શિષ્ય બને છે. તેરમા વર્ષે જ્યારે તેઓ ગઝલોના રેંદાયલા દલ બહાર નીકળ્યા ત્યારે ગુરૂ સાથેનો સંબંધ તજી દીધો.

જોશની કવિતાકાલના ત્રણ ભાગ પાડી શકાય છે.

ઇ. ૧૯૨૨ સુધી તેઓ ગઝલોના મોહજાળમાં ફસાયા હતા. એ સમયે એમના લેખો અને ગઝલોનો

---

જેના દર્શનથી પાષાણ હૃદય પણ ફાટી જશે મને ઉતરી ગયેલ ચહેરા શિક્ષણ આપે છે. પ્રથમ હું પ્રાણ અર્પણ કરવાનું શિક્ષણ આપું છું, અને પછી પ્રાણ લેવાનું હું શીખવું છું.

પછી હકુમત પ્રતિ હુંકાઇ થીહું વધું છું, અને કેદ અને કાનુનને બેઇજ્જતીની ઠોકર મારૂં છું.

ઓ યુવાનો ! આવી બે ઇજ્જતી શામાટે સહન કરો છો ? પુરૂષ થઇને શામાટે ઠોકરો ખાતા ફરો છો ?

ઓ યુવાનો ! ઇશ્વર માટે મસ્તક ઉપર હવે કફન બાંધી લો, કારણ કે દેશ અને પ્રજાની પ્રતિષ્ઠા ઉઘાડા માથે ફરી રહી છે.

અને પૃથ્વીનો કબજો કરી, આકાશ ઉપર સવારી લઇ જાવ. હા, આગળ વધો ઓ વિખરાયલા વીરો, વધો અને જલદી વધો.

શહેનશાહોના પ્રભાવથી આ ચહેરો દબાઇ શકતો નથી. જે ઇશ્વર સામે મોરચા માંડે તે, ભલા સરકારથી ડરી શકે છે ?

એક સંગ્રહ રૂહેઅદબ પ્રસિદ્ધ થયો. ગઝલોમાં પણ એમની પ્રતિભા કેવી ઝળકી છે તે આપણે જોઇએ.

અરમાન બહુત હે, કમ કર દે,
હસ્તી યે નહિ એક ગફલત હ.
આગાઝ સરાપા ધોકા હે,
અંજામ: સરાસર ઇબ્રત હઇ

તુમ ન દેખો, કે મેરે ચહેરે પર
એક તમન્ના સી પાઇ જાતી હઇ

ઝીબ મીલાતે હુએ તારો,
મેં યે સુનતા હું સદા
રોને વાલે મેં તેરે પાસ
હું કુછ દૂર નહિ

ગઝલની સંકુચિત શેરીમાં જોશ વિશેષ સમય થોભી નહિ શક્યા. જે કાવ્ય થકી ઉર્દુ સાહિત્ય સંસારમાં એમનો સીક્કો પડયો તે હતું "જંગલ કી શાહઝાદી." અજમેરથી જયપુર જતાં માર્ગમાં વાંસલડી બજાવતી એક વનદેવી ઉપર દૃષ્ટિ પડી અને કવિ જોશ તરતજ ટ્રેનમાંથી ઉતરી પડ્યા. દેવીના દર્શનમાં એટલા લુપ્ત થયા કે:–

મૂડકર જો મેં ને દેખા,
ઉમ્મીદ મર ચુકી થી
પટડી ચમક રહી થી,
ગાડી ગુજર ચુકીથી "

આ આપ વીતીને કવિએ પોતાના રંગમાં ઘણીજ સરળતાથી રજુ કરી છે. પ્રકૃતિ સૌંદર્યના એ કાવ્યને આવકાર મળ્યા પછી એમણે એવાં અનેક કાવ્યો લખ્યાં.

ઇ. ૧૯૨૪થી '૩૪ સુધી તેઓ નિઝામ સરકારના સાહિત્ય દફતરમાં રહ્યા. ઇ. ૧૯૨૬–૨૭માં દેશની દુર્દશા નિહાળી એમનો આત્મા પુનઃ તરફડી ઉઠયો, જે ચિણગારી અત્યારસુધી દેખાઇ રહી હતી તેણે જ્વાલાનું રૂપ લીધું અને ધગધગતા અંગારા જેવા એમના ઉભરા કાવ્યો વાટે પ્રસિદ્ધ થઇ રહ્યા છે.

છેલ્લા ત્રણ વર્ષથી તેઓ દિલ્હીથી 'કલીમ' નામનું માસિક પ્રસિદ્ધ કરી રહ્યા છે (હમણા ખબર છે કે તેઓ 'કલીમ'નું દફતર પોતાને વતન મલીબાદ લઇ ગયા છે.)

બસો વર્ષ પછી ફારસી ઝબાનનું અનુકરણ કરતી ઉર્દુ શાયરીએ ઉર્દુના 'હાફિઝ શીરાઝી' જોશ જેવા કવિને જન્મ આપ્યો છે. હાફિઝ શીરાઝીનો આધ્યાત્મિકવાદ બાદ કરતાં બીજી ઘણી અસર 'જોશ' ઉપર પડી છે. એમના કાવ્યગ્રંથોમાં 'રૂહેઅદબ' 'નકશોનિગાર' અને 'શો લએ શબનમ' મુખ્ય છે.

છેવટમાં એમનું 'ક્રાંતિનાં ચિન્હો' નામના કાવ્યની થોડીક પંક્તિ આપી સંપૂર્ણ કરશું.

"ઉઠો! વો સુબ્હકા ગુર્ફા ખુલા,
ઝંજીરે શબ તુટી;
વોહ દેખો, પોફટી, ગુનચે ખીલે,
પેહલી કીરન ફુટી.
ઉઠો, ચોંકો, બડો, સુંહ હાથ ધો
આંખો કોમલ હાલેર
હવાએ ઇન્કિલાબ
આને કો હે હિંદોસ્તાં વાલો"



[અનુસંધાન પાને ૧૧૮મેથી ચાલુ]

પણ ઇન્જીનીયરો મોઢામાં આંગળીઓ નાખે છે. અહીં એટલે મુખ્ય મંદિરમાં સર્વે તરફની સીડીઓ લઇ જાય છે. શિલ્પની દૃષ્ટિએ કાંઇપણ દોષ વગરનું સ્થાપત્ય હોય તો તે અંકોરવાટ છે. તાજમહાલની નાજુકાઇ અહીં છે. બ્રહ્મદેશના રંગુનના મંદિર શ્વેડેગન પેગોડાના લાકડાના શિલ્પ જેવું અહીં પથ્થરનું શિલ્પ છે બેંકોકના મહાન બુદ્ધ મંદિર જેવી ભવ્યતા પણ અહીંજ દેખાય છે. અંકોરવાટનું મંદિર આપણા હૃદય ઉપર જે ભવ્ય અને દિવ્ય છાપ અને પ્રતિભા પાડે છે તે જગતમાં અજોડ છે.

મોટો પહોળો પુલ જે ૫૦૦ ફીટ લાંબો છે તે ખાઇ ઉપરથી થઇને પશ્ચિમ તરફના મોટા રાજદ્વાર તરફ જાય છે. અહીંથી મોટું ઉપવન આવે છે. તેમાં વિશાળ ભવ્ય મંદિરના દર્શન થાય છે. મંદિરમાં ત્રણ માળો છે. પ્રથમ માળથી બીજો નાનો છે. તેથી ત્રીજો સહેજ નાનો છે પણ અત્યંત ઉંચો છે. ત્રીજા માળમાં ત્રણ પેટા માળો છે. દરેક માળના ચોકની આસ-પાસ લાંબી ગેલેરીઓ છે. ક્મેર શિલ્પીઓને મોટા નાકા એટલે કમાનો કરવાની હિકમત આવડતી લાગતી નથી. એકેક માળની ચાર ગેલેરીઓ છેવટે બીજા માળની ગેલેરીઓ સાથે મેળમાં આવે તેમ બાંધી છે. બીજા માળની ગેલેરીઓ તંબુના આકારની છે. ત્યારે ત્રીજા માળ ઉપર શિખર બાંધેલું છે. છેલ્લા માળની બધી ગેલેરીઓ છેવટે ગર્ભ મંદિરમાં મળી જાય છે. આખા મંદિરમાં પાંચ મીનારાઓ છે. મધ્ય મીનારો સર્વે મીનારાઓથી ઉંચો છે. આખા મંદિરની રચના મેરૂ પર્વતની ભાવના ઉપર કરી છે. મેરૂ પર્વતની પેઠે આને પણ પાંચ શૃંગો છે. શિખરોની કલ્પના મિનારાઓથી પુરી કરાઇ છે.

ઉપરની અગાસી ઉપરે મુખ્ય મંદિર આવેલું છે. તેના ઉપરે જવા ચાર સીડીઓ છે. સાંકડી અને ઉંચા પગથીઆવાળી એ સીડીઓના પગ-થીઆ નીકળી ગયા છે, એટલે ઉપર જવું દુર્ઘટ છે. ઉપર આવ્યા પછી આખા મંદિરની સંપૂર્ણતા અને ભવ્યતાનો સારો ભાસ થાય છે. આ અગાસી ઉપરથી પ્રાસાદના ઉંચા શિખર ઉપર નજર પડે છે. એમાં પત્થરોના સ્તરો એવી ખૂબીથી ગોઠવ્યા છે કે શિખર છે તે કરતાં ઉંચુ જોવામાં આવે છે. પ્રાસાદની નીચલી અગાસીઓ ચોકો અને ગેલેરીઓ એકબીજા સાથે સુમેળ વાળી બંધાઇ છે. ચોકમાં પરસ્પર સંબંધવાળી ગેલેરીઓ દૃશ્યની સાથે એકતારૂપ છે. ચોકમાં અનુરૂપ લાયબ્રેરી જેવા નાના શિખરબંધ મકાનો છે, તે પણ નાના જવાહીરની પેઠે ખૂબ આકર્ષક છે. બંને ગાળોમાં ચોકોમાં પત્થરની છાબંધીથી જડેલી કુંડો છે. આ કુંડોમાં એક વખતે સ્વચ્છ જળમાં આખા પ્રાસાદનું પ્રતિબિંબ દેખાતું હશે. હમણાં તેમાં પાણી નથી.

ગેલેરીઓમાં શિલ્પીઓએ પોતાની શ્રેષ્ઠ કળા ટાંકણા અને હથોડાદ્વારા કોતરી છે. અહીં શ્રેષ્ઠ કળાના દર્શન થાય છે. શું ધીરજ અને ખંતથી આ દૃશ્યો ઠંડા પત્થરો ઉપર કોરી કાઢ્યા છે. દેવલીલાઓ સંપૂર્ણ વિગતો સહિત ઉતારવામાં આવી છે. દેવતાઓના યુદ્ધો, વિવાદો, વિહારો, વિમાનમાં ઉડ્ડયનો, યાત્રાઓ, ઉત્સવો, સરઘસો, શિકારો, ક્રીડાઓ, જળવિહારો, નૌકાવિહારો, નાટકો, એ સર્વે બારીક વિગતો સાથે ટાંકણાથી કોરી કઢાઇ છે. અપ્સરાઓના ભૂભંગો, અંગમરોડો, જાતજાતના જુદા જુદા

નૃત્યો જુદા જુદા ભાવો સાથે દેખાડવામાં આવ્યા છે. અપ્સરાઓના અનેક વૃંદોના વૃંદો જુદા જુદા વસ્ત્ર, અલંકારો પહેરી અજંતાની ગુફા માફક અહીં દીપી રહ્યાં છે. શિલ્પીઓએ પત્થરોમાં જીવંત મૂર્તિઓ ઉભી કરી છે.

પાટનગરના કોતરકામોથી ભીંતો સ્તંભો, ખૂણાઓ ભરપૂર છે. એક એક મૂર્તિ સજીવ છે. કોઇ વિગત શિલ્પી ભુલ્યો નથી. અલંકારો પણ યોગ્યરીતે પહેરાવેલાં છે. વસ્ત્રોની સજાવટ પ્રસંગોને અનુસરતી છે. શરીરના અવયવો પ્રમાણસર છે, નૃત્યોના સાજો પણ સંપૂર્ણ છે. શાસ્ત્રીય જુદા જુદા નૃત્યોને અનુકૂળ નૃત્ય કરનારના અવયવો કોતર્યા છે. પુષ્પમાળાઓના પુષ્પોની જાતો પણ ઓળખાઇ શકાય છે, મુખ્ય શિલ્પી શૃંગારરસ અને પ્રેમની જુદી જુદી ચેષ્ટાઓમાં સંપૂર્ણ સમજતો હશે નહિં તો આટલી સંપૂર્ણતા આવે નહિ. સજીવ જેવી મૂર્તિઓની જુદી જુદી આકૃતિઓ ઉપરથી દરેક ભાવ સહૃદય દર્શક સમજી શકે છે. હિંદુ ધર્મના પુરાણોના આખ્યાનોના નાયક, નાયિકાઓ અને તેમના પરાક્રમોથી આ મંદિર ભરપુર છે.



## ક્ષણ એહ—

(અનુષ્ટુપ)

સ્વપ્નનું સૌખ્ય, ને ભવ્ય કલ્પનાવૈભવો બધા
નચાવી હર્ષ-ઉન્માદે, વિહ્લાય ક્ષણ એકમાં;
છતાં એ સ્વપ્નસૃષ્ટિમાં, કલ્પનાશૃંગપે રહુ
રાચતો: સર્વ આનન્ત્યો મ્હાણું હું ક્ષણ એહમાં!

જયાનન્દ દવે.

# શ્રીકૃષ્ણજીવન : બે શબ્દચિત્રો

કરસનદાસ માણેક

## આકાશવાણી

નેસનો ગોવાળ, ગામડાનો ખેડૂત અને નગરનો વેપારી: સૌની પીઠ પર એના લોખંડી પંજાની પાંચે આંગળીઓ ઉઠેલી હતી. હરિયાળાં ખેતરોની હાલોળા લેતી ધાન્ય-સમૃદ્ધિનો એ સરમુખત્યાર હતો. દૂધથી ફાટું ફાટું થતાં આંચળવાળી કામધેનુઓનાં ધણોનો તે એક અને આપખુદ માલિક હતો. ગામેગામની સંપત્તિઓને નગરના મહાજનોની હવેલીઓમાં ઠાલવતી હજારો વણઝારોનો તે શાસનકર્તા સ્વામી હતો. આકાશનો ઈશ્વર તો પરચો દેખાડે ત્યારે; પૃથ્વીવાસીઓને તો તેની શક્તિ અને સાર્વભૌમતાનો પરચો રોજ રોજ મળી રહેતો. તેની સામે વિરોધનો અક્ષર સુદ્ધાં ઉચ્ચારનારની જીભ ખેંચી કાઢવા માટે તૈયાર રહેતા અસંખ્ય મલ્લરાજો તેના અખાડામાં પડ્યા પડ્યા કસુંબેલ દૂધનાં કડાયાં ખાલી કરતા! માતા પિતાને તેણે ઠાર માર્યાં હતાં; સગાં સંબંધીઓને તેણે કેદમાં પૂર્યાં હતાં; મિત્રો તેના ખુશામતીઆઓ બનીનેજ જીવી શક્યા હતા! એવો એ હતો કંસ—આપખુદ શાહીવાદનો પુરાતન પ્રતિનિધિ!

તે સૌથી ડરતો માટે સૌને ડારતો. તેનું જાલિમ હૃદય ગોવર્ધનના પત્થરોમાં, યમુનાના તરંગોમાં, વનનાં વૃક્ષોમાં અને આકાશની અગાધતામાં કિરતારના કોપની આગાહી સર્વદા સાંભળ્યા કરતું.

તેને કોઈનો વિશ્વાસ નહોતો: પોતાની જાતનો પણ નહિ! વૃદ્ધોને તો તેણે ઠેકાણે પાડ્યા હતા: સમોવડીઆઓને તેણે તુરંગની દીવાલો પાછળ ધકેલી દીધા હતા; પરંતુ ઉગતી પ્રજા પ્રત્યે તેની વ્હેમીલી આંખો સદા ખેંચાયલી રહેતી.

●

તેની એકની એક બ્હેન દેવકી વસુદેવને પરણી સાસરીએ સીધાવતી હતી. પળવાર માટે તેનામાં વત્સલતાનો ઉભરો આવ્યો. સાધારણ સારથીને આઘો ખસેડી એણે પોતેજ બ્હેન-બનેવીના રથના ઘોડાઓની રાસ પોતાના હાથમાં લીધી. ઘડીભર તે મહારાજ કંસ મટી, માનવ કંસ, ભાઈ કંસ બની રહ્યો. મથુરાનું મગરૂર મહાજન અને મલ્લમંડળી આ અણધારી ઘટના આશ્ચર્યપૂર્ણ નેત્રોએ જોઈ રહ્યું. ઢોલ ત્રાંસા અને શરણાઈઓના સંગીતથી વાયુમંડળ ગાજી ઉઠ્યું. વસુદેવ દેવકી એકબીજા સામે સાશંક કુતૂહલથી જોઈ રહ્યાં.

જરા લગામો ખેંચાઈ. ચક્રો ચાલ્યાં. રથ ઉપડ્યો. દેવકી, તેની પ્રેમળ ભગિની! રાજમહેલના

સુંવાળા લાડકોડમાં ઉછરેલી એ બાળાને સાસરવાસનું શિસ્તપાલન કડક તો નહિ લાગે ને? કેટલું કુંળું હૃદય છે તે બિચારીનું? રાજ્યરક્ષણને માટે વિરોધીઓને જ્યારે તે સખ્ત શાસનો કરતો, ત્યારે તેનું કિશોર હૃદય કેટલું કમકમી ઉઠતું? તુરંગમાં પડેલા રાજ્યદ્રોહીઓને છોડાવવા માટે, મૃત્યુદંડ પામી ચૂકેલા દુશ્મનોને ઉગારવા માટે કેટકેટલી વાર તેણે તેની પાસે વ્યર્થ કાલાવાલા કરેલા હતા? આખો ભૂતકાલ તેની સામે ખડો થયો! શું એ બ્હેન તેને ખરેખરજ ચાહતી હશે? આ વસુદેવ, સીધો સાદો ભોળાભલો દેખાતો આ વસુદેવ! સાચું છે કે અત્યાર લગી તેણે પોતાની હકુમતનો સક્રિય વિરોધ કદાપિ કર્યો ન્હોતો! પરંતુ સક્રિય સહકાર પણ તેણે ક્યારે આપ્યો હતો? અત્યાર લગી તેણે આ બાબત જાળવેલ મૌનનો એણે શો અર્થ કરવો?

●

તેનું મન અગડાળે ચડયું. વસુદેવ અને દેવકી, તેનાં બ્હેન અને બનેવી, અત્યાર લગી કદી પણ તેના પક્ષકાર થયાં નહોતાં. અને હવે તેઓ તેના રાજમહેલની અસરથી દૂર જતાં હતાં. ઢોલ, ત્રાંસા, શરણાઇ અને શંખોના નાદમાં તેને એક પ્રકારનું બીષણુ સંગીત સંભળાયું. પોતાના અનુયાયિ મલ્લમંડળને તેણે લોહીલુહાણુ દશામાં ધરણી પર ઢળેલું દીઠું. તેના મહાજનમંડળના મ્હોંમાંથી તેણે "માનવશત્રુ મહારાજ કંસનો સત્યાનાશ થાઓ!" એવી દારુણુ ચીસ સાંભળી! દેવકી રણચંડી બની હતી! વસુદેવ વિજયી અને વિદ્રોહી સૈન્યને મોખરે હાથમાં પ્રજાકલ્યાણની ધજા લઇને ઉભા હતા! અને......અને......આ કોણુ?–આ નવયુવકો–દેવકી વસુદેવનાજ પુત્રો હોવા જોઇએ તે–સમશેર અને ગદા ઉગામીને શાહી લશ્કરનો ઘાણુ વાળતા વાળતા તેની સામેજ ધસતા આવતા હતા!........

ભય અને રોષથી તેની આંખો લાલ થઇ તેની ભ્રમરો કમાનની માફક ખેંચાઇ તેનો દેહ પરસેવાથી ભીંજાઇ ગયો. જગત્ તેની આસપાસ ચક્કર ચક્કર ફરવા લાગ્યું. તેણે આકાશવાણી સાંભળીઃ

'ચેત, સવેળા ચેત! દેવકીનો આઠમો બાળક તારું નિકંદન કાઢશે!' ક્ષણભર ઝોલું ખાઇ ગયેલ શાહીવાદ ફુંફાડા મારતો ઉઠયો. બે ચાર વખત જોરથી માથું ધુણાવીને તેણે દિવાસ્વપ્ન ખંખેરી નાખ્યું. એકાએક અશ્વો આગલા પગ ઉપર ઉભા રહી ગયા ભયાનક ચૂંચવાટ કરતાં રથનાં ચારે ચક્રો જમીન સાથે જકડાઇ ગયાં. છલંગ મારીને તે નીચે ઉતર્યો! શું બને છે તેનો કોઇને ખ્યાલ સરખો પણ આવે તે પહેલાં વસુદેવના લાંબા કેશ ઉપર મહારાજનો પ્રચંડ પંજો પડયો. વસુદેવ રથમાંથી નીચે પટકાયા. મુગટ વગરના થયેલ તેમના મસ્તક ઉપર શાહીવાદની તલવાર તોળાઇ રહી!

"દૂર ખસ!" પતિને વીંટળાઇ વળેલી દેવકીને પગથી દૂર ફેંકવાની વ્યર્થ કોશિશ કરતા કંસરાજે ત્રાડ મારી. "દૂર ખસ! વસુદેવ અને એના વંશજોનો મને રજ પણ ભરોસો નથી. દીર્ઘદૃષ્ટિ રાજ્યકર્તાઓને માનવહૃદયની સુંવાળી લાગણીઓ સાથે સંતાકુકડી રમવી નજ પોસાય!"

શરણાઇ ત્રાંસાનું સંગીત બંધ પડયું હતું. મહાજન અને મલ્લમંડળ સ્તબ્ધ બનીને આ નાટક જોતાં હતાં. સ્વાર્થ અને સામ્રાજ્યને ખાતર જેણે પોતાના માતાપિતાને પણ સંહારી નાખ્યા હતા તેને બ્હેન બનેવીની માયા કેટલી?

નિરુપાય રોષથી ભરેલી આંખો વસુદેવે કંસ તરફ ઉઠાવી. ભાઇના અંતરમાં ભભુકી

સંહારદાવાનળને ઓળખતી દેવકીએ દલીલ કરીઃ "વધ કર્યા સિવાય બીજો કોઇ રસ્તોજ નથી?"

"ઠીક! ગીરફતાર કરો એને! રાજ્યમહેલમાં નજરકેદી રહેશે બન્ને!"

સ્મશાનશાંતિ સર્વત્ર પથરાઇ રહી.

●

## આર્યાવર્તનો લોકનાયક

ઈંદ્રપ્રસ્થના સભામંડપમાં આજે આર્યાવર્તની રાજ્યશ્રી અને સરસ્વતી ઉભરાતા હતાં. સામંતો અને મહાસામંતો, આચાર્યો અને વિદ્યાવાચસ્પતિઓ, રાજવીઓ અને રાજપુરુષો પોતપોતાના સિંહાસને આરૂઢ થઇ ગયા હતા. માની લીધેલ તેજોવધથી છંછેડાયેલો દુર્યોધન અંતરના અગ્નિને કૃત્રિમ સ્મિતથી ઢાંકતો આ પણે અહિં, તો બીજી પણે ત્યહીં, દૂર દૂરથી આવેલ રાજાઓ અને રાજપુરુષો સાથે કંઇક ઘુસપુસ કરતો હતો. સુર્યશાં દીપ્તિમાન-કુંડળોથી તરી આવતો માની અંગરાજ કર્ણ પોતાના સિંહાસને બેઠો બેઠો પોતાની નજીકના રાજપુરુષોના મ્હોંમાંથી યુધિષ્ઠિરની સંપત્તિની પ્રશંસા તટસ્થ નિરસ્કારવૃત્તિથી સાંભળતો હતો. કલિંગ અને પાંચાલ મત્સ્ય અને ચેદી, ગાંધાર અને સિન્ધુના પ્રતિનિધિઓ પાંડવોએ એકત્રિત કરેલ આ વિરાટ સંમેલનની રાજ્યદ્વારી દૃષ્ટિએ માનસિક નોંધ લઇ રહ્યા હતા. એક પ્રશાંત ખુણે કોઇ કુલપતિ સાથે તત્ત્વચર્ચા કરતા; ભીષ્મના શબ્દોનું આસપાસના તપોધનો બહુજ આદરથી પાન કરતા હતા. સમ્રાટપદના સ્વપ્ન નિરખતો શિશુપાળ પોતાના રત્નજડિત સિંહાસન ઊપરથી ભવિષ્યના યુદ્ધમાં કોણ પોતાની પડખે ઉભા રહેશે, કોણ પોતાની વિરુદ્ધ હશે અને કોણ તટસ્થ રહેશે એની માનસિક ગણત્રી કરતો કરતો પોતાની પ્રતાપી મુછોના આંકડાને વળ દેતો હતો.

●

પરોણાઓની ખાતર બરદાસ્ત કરવામાં અત્યાર સુધી બહાર રોકાયેલ કૃષ્ણ, અર્જુન અને યુધિષ્ઠિર સાથે ધીરેધીરે સભાગૃહમાં દાખલ થયા. સૌની નજર તેમના ભણી, સ્હેજે ખેંચાઇ.

●

કોઇએ આ ગ્રામ્ય ગોપીજનવલ્લભને ઉપહાસભરી આંખોએ અપમાન્યો; કોઇએ આ કંસ અને કેશીના સંહારકને આદરપૂર્ણ દૃષ્ટિએ આવકાર્યો; કોઇએ કાલયવનના ધસારા આગળ વખતો વખત નાસી જઇ આખરે પશ્ચિમદ્વારની સલામતી પાછળ ભરાયલ આ યાદવ-વીરની કાયરતા પર કટાક્ષ કર્યો, કોઇએ અર્જુનની દોસ્તીના દ્વારે પાંડવ પક્ષમાં દાખલ થઇ જઇ એક મહાન્ રાજ્યમંડળના સ્વયંનિર્ણીત મંત્રી અને સલાહકાર બની બેઠેલ આ પાર્થસારથિ સામે અદેખાઇ ભરી ઝીણી આંખો જરા નચાવી.

પળવારમા સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ. સૌને એકજ કુતૂહલ હતું:–

"હવે અગ્રપૂજાને કોની વરણી થશે?".

●

એ સભામાં જેના નેણના ઇસારાથી સાત સાત અક્ષૌહિણી સેનાઓ રણમાં ઉતરી પડે એવાં સામંતચક્રચૂડામણીઓ હતા; જેમના એકજ શબ્દે આખું આર્યાવર્ત મહાયુદ્ધના દાવાનળની જવાળાઓથી ઘેરાઇ જાય એવા મુત્સદીઅગ્રણીઓ હતા; પૃથ્વીને ખુણે ખુણેથી વિદ્યાભિલાષી શિષ્યોના વૃંદોને આકર્ષતા કુલપતિ આચાર્યો હતા.

આર્યાવર્તનો પ્રથમ પુરુષ કોણ તે આજે આ રાજસૂયયજ્ઞની પૂર્ણાહુતિ પ્રસંગે નક્કી થવાનું હતું. કોનું લલાટ તિલકથી વિભૂષિત કરશે આજની આ વિરાટસભા? સૌનો એકજ પ્રશ્ન હતો.

પોતપોતાના પ્રાંતમાં અને પોતપોતાના ક્ષેત્રમાં અનેક અજોડ હતા. પ્રત્યેકને પોતપોતાનાં અનુયાયિમંડળ હતાં; પ્રત્યેક મંડળમાં પોતપોતાના ઇષ્ટ નાયકનું નામ કર્ણોપકર્ણ ગુંજતું હતું.

"ભીષ્મ!" ક્યાંકથી અવાજ આવ્યો! પોતાનું મનોગત બીજી જીભોએ ઉચ્ચાર્યું હોય તેમ સૌએ એ શબ્દ ઉંચકી લીધો. ભીષ્મ! સભાગૃહના ચારે ખુણાઓમાંથી પડઘો ઉઠયો: ભીષ્મ! ભીષ્મ!

આજીવન બ્રહ્મચર્યની ભીષણ પ્રતિજ્ઞા લઇને અણીશુદ્ધ પાર ઉતરેલ કુમાર દેવવ્રતનાં વીર્ય અને પરાક્રમ સૌની સ્મૃતિમાં હજુ ગઇ કાલની જ કથા હોય તેમ તાજાં તરવરતાં હતાં! એનો બુદ્ધિવૈભવ, એનું જ્ઞાનવૈવિધ્ય, એની અનુભવ સમૃદ્ધિ—એના વ્યક્તિત્વ પાસે આખાયે આર્યાવર્તનું મસ્તક આદર અને માનથી નમી પડતું. આર્યાવર્તના અગ્રગણ્ય પુરુષનું બીરુદ એમના સિવાય બીજો કોણ શોભાવી શકે?

સૌના આશ્ચર્ય વચ્ચે ભીષ્મ ઉભા થયા. ક્ષણભર એની દૃષ્ટિ આખા સભાગૃહ ઉપર ફરી રહી. ક્ષણવાર તેમણે યુધિષ્ઠિરની અને અર્જુનની વચ્ચે બેઠેલ શ્રી કૃષ્ણ સામું જોઇ લીધું.

"મારા ઉપરની આ મમતાને લીધે હું સભાનો ઋણી છું." તેમણે કહ્યું:

"પરંતુ યુધિષ્ઠિરને આંગણે, કૌરવકુલને આંગણે, આખું આર્યાવર્ત અતિથિ હોય ત્યારે મારેજ ઘેર, હું અધ્યક્ષપદે બેસું એ યોગ્ય નહિ! ઉપરાંત, આ સભામાં એક બીજી વ્યક્તિ હાજર છે જે આ માનને માટે, મારાથીયે વિશેષ લાયક છે. પામર પશુવૃત્તિ સામે તેણે પારણામાંથી જેહાદ જગાવી છે; ઇંદ્ર જેવા અનેકોના સ્થપિત હિતોને ઉથલાવવા તેણે સફળ આંદોલનો ઉપાડયા છે; નાનામોટા અસંખ્ય સીમાડાઓની અથડામણ વચ્ચે રહેંસાઇ જતી માનવતાના ઉદ્ધાર અર્થે આર્યાવર્તને એકચક્ર નીચે આણવાના તે આદર્શ સેવે છે."

સૌની આંખો શ્રી કૃષ્ણ તરફ વળી હતી. ગઇ કાલનો પુરુષ આવતી કાલના પુરુષનો પરિચય આર્યાવર્તના પ્રતિનિધિઓને આપી રહ્યો હતો. લોકહૃદયે તો કયારનો એને પોંખી લીધો હતો: મહિ પ્રતિમંડળ લોકહૃદયને પગલે પગલે ચાલશે! ભીષ્મ જેવા સર્વસન્માન્ય શૂરવીરનો એને સાથ હતો; ગાંડિવધન્વા અર્જુન તેનો દીલોજાન દોસ્ત હતો; યુધિષ્ઠિર તેને પુછીને પાણી પીતો; યાદવોનું છપ્પન કુલો તેની પાછળ બળરામની સરદારી નીચે સશસ્ત્ર ઉભાં હતાં.

તે નવી વાણી બોલતો, નવા આદર્શો સેવતો, નવા વિચારો ફેલાવતો! હજારો નવજુવાન સ્ત્રીઓ તેમજ પુરુષો, ખાસ કરીને સ્ત્રીઓ, તેના વ્યક્તિત્વ પર મુગ્ધ હતાં! યુદ્ધભૂમિમાંથી અનેકવાર તે પલાયન કરી ગયો હતો છતાં જનતાએ તેને કદી કાયર કહ્યો નહોતો!, સુંદર સ્ત્રીઓથી તે બહુધા વીંટળાયેલો રહેતો છતાં તેના ચારિત્ર્યને કોઇએ કદી નિંદ્યું નહતું! અનેક અત્યાચારી રાજાઓને તેણે મુગટવિહોણા કરી નાખ્યા હતા, છતાં એકે મુગટ તેણે માથા ઉપર મૂકયો ન હતો; અને

પુરાતન દેવોની પ્રતિષ્ઠાને તેને ધૂળમાં રગદોળી હતી, પરંતુ પોતાની જાતને દેવ તરીકે પુજાવવાનો તેણે કદાપિ પ્રયત્ન કર્યો ન્હોતો. તેનામાં વિજેતાનો મદ નહોતો, પરાજીતની પામરતા નહતી. પ્રજાના હૃદય-સિંહાસન ઉપર આરુઢ થઇ ગએલા આ અદ્‌ભુત યુગપુરુષને આર્યાવર્તના રાજકુલો અને ધર્મધુરંધરો ઓળખે, આદરે અને અનુસરે એ ભીષ્મનો હેતુ હતો. તેમની વાણી આગળ ચાલતી હતી.

"નવી પેઢી નવી વિચારસરણી માગી લે છેઃ શ્રી કૃષ્ણ ......"

"કૃષ્ણ ! રાજસભામાં અધ્યક્ષપદે !" ભીષ્મને વચ્ચેથી રોકી શિશુપાલ ત્રાડ પાડતો ઉઠયો. તેની કઠોર મુખમુદ્રા વધુ કઠોર બની હતી. તેની આસ-પાસ ગોઠવાયેલ તેના દોસ્તો, અનુયાયીઓ, રાજાઓ અને રાજપુરુષો ટટ્ટાર થયા !

"કૌરવકુલને આંગણે શું આર્યાવર્તની ફજેતી કરવા માટે અમને નોતરવામાં આવ્યા છે ? કૃષ્ણ ?- નથી એ રાજવી, નથી એ રાજપુરુષ, નથી એ ધર્માચાર્ય, નથી એ શાસ્ત્રવિશારદ ! કૃષ્ણ ! જેની કુલીનતા એ વિવાદનો વિષય છે; જેના પરાક્રમની કાલયવન સાક્ષી પુરે છે; જેનુ ચારિત્ર એકેએક રાજદરબારમાં ચર્ચાય છે !"

"બસ કરો હવે !" શ્રી કૃષ્ણની પાછળ ઉભેલ એક કુરુવીરે ગર્જના કરી. સહજ જ તેનો હાથ તલવારની મૂઠ ઉપર ધરયો હતો. હજારો તલવાર મ્યાનમાંથી–આ શેનો કોલાહલ છે તે જરાક જોઇ લેવા માટે વેંત દોઢ વેંતભર બહાર નીકળી પાછી એક ભીષણ ખણખણાટ સાથે અંદર ચાલી ગઇ.

યુધિષ્ઠિર બેબાકળા બની ગયા ! આજના પવિત્ર અવસરે શું એમને આંગણે રાજવંશીઓના રુધિર રેલાશે ?

પળવારમાં બધે નીરવ શાંતી પથરાઇ ગઇ. આ બધી ભયાનક અથડામણનું નિમિત્ત બનેલ પોતેજ ઉભો થયો હતો. તેના મ્હોં પરના સ્મિતે દુશ્મનોની શક્તિનું માપ લઇ લીધું હતું. તેની ચમકતી આંખોમાં થોડીક ક્ષણ પછી મૃત્યુશય્યા પર પોઢનાર શિશુપાલ ઉપરની અનુકંપા હતી. તેની વાણીમાં અદ્‌ભુત સંયમ અને અડગ દઢતા હતી. તેણે એકવાર આખા સમેલન ઉપર નજર કરી લીધી. તેણે અપમાનથી દુભાયેલ મિત્રમંડળો જોયાં; ઇર્ષાથી સળગતાં શત્રુમંડળો જોયાં. કારકીર્દિની શરૂઆતમાં, આખા આર્યાવર્તની હાજરી વચ્ચે, ઇંદ્રપ્રસ્થને આંગણે, યુદ્ધનો દારુણ હિંસાનળ જગાડવાની કાળી ટીલી એને કપાળે તો નહિ ચોંટે ને–એ ચિંતામાં વ્યાકુળ બનેલ યુધિષ્ઠિરને જોયા. આખા સભાગૃહને ભરતો એમનો ધીર ગંભીર અવાજ ગુંજી રહ્યો.

"ગાળોની ગાજવીજ અને ખાંડાના ખણખણાટથી કોઇપણ સિદ્ધાંતો સાબીત થતા નથી. આવેશ અને ઉશ્કેરાટભરી વાણીથી તમે આખાયે આર્યાવર્તના પ્રતિનિધિઓને અપમાની રહ્યા છો, એ ભૂલશો મા. આપને જે કહેવું હોય તે કહી શકો છો, પરંતુ અવિવેકનો એક પણ વધુ શબ્દ ઉચ્ચારશો તો પરિણામની જવાબદારી અમારે શિરે નહિ રહે."

શ્રી કૃષ્ણે પોતાનું આસન લીધું.

ક્ષણવાર સંમેલન ઉપર સંમતિસૂચક મૌનનું આવરણ પડી ગયું. શિશુપાલ કુટિલ અવાજે ગર્જ્યો.

"એજ ! એજ સત્ય, સંયમ અને સિધ્ધાંતના પોકળ બણગાં ! આર્યાવર્તના પ્રથમ પુરુષનું બિરુદ આને આપવું છે, સભાજનો ? આ કુટિલ,

પ્રપંચી, પાપાચારી, સ્વજનદ્રોહી, વિશ્વાસઘાતી, માતૃકુલસંહારક, દંભી, ચારિત્રભ્રષ્ટ, વ્યભિ—

પ્રલયના વાદળો અથડાયાં હોય એવો એક ઘોર કડાકો થયો. પડધાઓની પરંપરાઓથી આખો ખંડ ક્ષુબ્ધ ઉઠયો. કોઇ શિલ્પીએ કોરેલ પુતળાંઓ હોય એમ સભાજનો નિશ્ચેષ્ટ બેસી રહ્યા. શું થયું, શું થશે તે કોઇ સમજી શકે તે પહેલાં શિશુપાલનો રુધિરનીગળતો દેહ સભાગૃહના ધોળા આરસને લાલ રંગે રંગતો ઢળી પડયો.

સુદર્શન ચક્ર છૂટી ચુક્યું હતું.

તેના સ્વજનો, તેનું સૈન્ય, તેનું સૌ દીનતાથી આ અદ્‌ભુત અને જોઇ રહ્યાં. પલટાતા યુગના પ્રભાવ શક્તિઓ ખંડિત થઇ હતી.

શાહીવાદી શિશુપાલના રુધિરથી દિવસે શ્રીકૃષ્ણને કપાળે લોકનાયક આલેખ્યું!

卐

## વસંત

સંજીવન રસકયારી રે હું સંજીવન રસકયારી!
વિલસું વસંત દુલારી રે હું પ્રકૃતિ પ્રેમકુંવારી!

સૂકી ધરાને અંગ સીંચ્યાં સુધામૃત
નવતૃણ નવપલ્લવે નવાજી;
વૃક્ષ, વૃક્ષ, વેલ વેલ; રંગ્યાં રળિયામણાં
કલગી કુસુમની ધરાવી રે...
હું સંજીવન રસકયારી!

મ્હેકંતી મંજરીના મૌન મલકાવી
ને પરિમલ પુંજ પ્રસારી
કુજન્તી કોકિલાંના કોમલ કંઠમાં
સૂરીલી તાન મ્હેં બજાવી રે...
હું સંજીવન રસકયારી!

તારાબ્હેન પંડિત

# અભ્યાસીની એરણ ઉપર

ડોલરરાય ર. માંકડ

**અર્વાચીન કાવ્યસાહિત્યના વહેણો** : વ્યાખ્યાતા, અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક, પ્રકાશક, મુંબઈ યુનિવર્સિટી, ૧૯૩૮, પૃ. ૨૧૦.

આપણાં કાવ્યસાહિત્યનો વિકાસ હવે એવી કક્ષાએ આવી પહોંચ્યો ગણાય જ્યારે એનો ઐતિહાસિક ક્રમ તપાસવાનું થોડુંઘણું પણ શક્ય બને. એટલે, બને તેટલી પહેલી તકે જ આપણા અર્વાચીન કાવ્યસાહિત્યનાં બળાબળનો વિકાસ તપાસાયો છે એવાં આ પુસ્તકની પ્રસિદ્ધિ યોગ્ય વખતે જ થઈ છે એમ લાગે છે.

આમાં આપણી કવિતાનો વિકાસ, કવિવાર નથી તપાસાયો, પણ વિષયવાર તપાસાયો છે, એટલે કે કવિતાના આંતર્બાહ્ય સ્વરૂપનો વિકાસ તપાસાયો છે એને તપાસવામાં લેખકે ઐતિહાસિક દૃષ્ટિને જ પ્રાધાન્ય આપ્યું છે તે બહુ યોગ્ય કર્યું છે. ભાષા. છન્દ, પ્રાસ, અલંકાર, રીતિ તેમ વળી વિચાર અને લાગણી—એ બધી બાબતોમાં નર્મદથી માંડીને આજસુધીમાં આપણા કાવ્ય સાહિત્યમાં કેમ અને કેવો વિકાસ થયો છે તેની ઠીક ઠીક સુરેખ રૂપરેખા આ પુસ્તકમાં મળે છે. અલબત્ત આ જાતનું આ પહેલુંજ પુસ્તક છે તેથી ભવિષ્યમાં જેમ આપણો અભ્યાસ વધશે તેમ ઘણાં નવાં તત્ત્વો બહાર આવશે, પણ અહિં કરાયેલો વિચાર પાયારૂપ તો ત્યારે પણ ગણાશે એમ લાગે છે.

ભાષામાં આપણે શબ્દશક્તિની ખીલવણી ઉપર કેમ વધારે ભાર મૂકતા જઈએ છીએ, બોલાતી ભાષાની છટા આપણાં કાવ્યોમાં કેમ ઉતરવા માંડી છે, છન્દોવિસ્તાર છન્દોમિશ્રણ તથા છન્દઃખંડન કેમ થયા કરે છે, અગેયતા આપણી કવિતામાં કેમ આવી છે, દેશી ઢાળો ફરીને પ્રચલિત થાય એમ બને એમ છે કે નહીં, કાવ્યની ભાષા તેમજ તેના વાક્યનાં ઘડતરમાં કેવા ફેરફારો થયા છે, અલંકાર નિરૂપણપદ્ધતિમાં નોંધવાલાયક ફેરફારો કયા થયા છે, કાવ્યનાં સૂક્ષ્મ ઉપાદાન તરીકે વિચાર તથા લાગણીના આવિર્ભાવનો વિકાસ આપણે ત્યાં કેમ થયો છે. તેમ વળી આપણે ત્યાં મહાકાવ્યના અભાવનાં કારણો શું છે, આખ્યાનકાવ્ય, ખંડકાવ્ય, ઊર્મિકાવ્ય, મુક્તક, સોનેટ, ગરબી, ભજન, ગઝલ, પદ વગેરે કાવ્યોના પ્રયોગો આપણે ત્યાં કેમ અને કેવા થયા છે વગેરે વિષયોનો ઐતિહાસિક દૃષ્ટિએ આ પુસ્તકમાં અભ્યાસ થયો છે.

આખાં પુસ્તકમાં પ્રત્યક્ષ ભાષણ શૈલીનાં કેટલાંક તત્ત્વો સ્પષ્ટ રીતે બહાર આવે છે. મૂળ ભાષણો તરીકે જ લખાયેલાં આ વ્યાખ્યાનોની એ શૈલી આપણાં વિવેચન સાહિત્યમાં નવી ભાત પાડે છે. આવાં યુનિવર્સિટી-ભાષણો અપાય તેમાં એ ભાષણો તો કહેવાનાજ હોય બાકી તો આખું પુસ્તક પહેલેથી લખાયલું હોય તે વાંચી જવાનું હોય તેથી એવાં પુસ્તકમાં શૈલીમાં પ્રત્યક્ષ કથનનું તત્ત્વ ઓછુંજ રહે એમ ગણીએ છતાં, આ

વ્યાખ્યાનોમાં શૈલીને હળવી અને પ્રત્યક્ષ અનાવવાનો અનુકરણીય પ્રયત્ન સંપ્રતાતરીતે થયો લાગે છે એની નોંધ લેવીજ ઘટે.

આ પુસ્તકની બીજી એક વિશેષતા પણ મને લાગી છે. આખા પુસ્તકમાં વિષયવિવરણમાં વ્યવહારની દ્રષ્ટિ પ્રધાન દેખાય છે. વ્યવહારની એટલે કાવ્યને વેપારનો વિષય બનાવવું એ દષ્ટિ નહીં, પણ કાવ્યનો આત્મા તેમજ દેહ ઘડવામાં કવિને જરૂરી તત્ત્વો તથા કાવ્યનો ઉપભોગ કરવામાં ભોક્તાને જરૂરી તત્ત્વો આપણા કવિતા વિકાસમાં કયાં કેવાં દેખાય છે, તથા ક્યાં કેવાં હોવાં જોઇએ એ બાબત તપાસવા તરફ વ્યાખ્યાતાની વૃત્તિ પ્રધાન રહી હોય એમ જણાય છે. બીજી રીતે કહીએ તો કાવ્ય માત્ર વિષયમાં જ સમાપ્ત થતું નથી પણ એનાં બાહ્યાંગો પણ કાવ્ય નિરૂપણ માટે તેમજ કાવ્યોપભુક્તિ માટે સરખાં અગત્યનાં છે એ વાતને આ વ્યાખ્યાનોમાં વીસરવામાં આવી નથી. આ વ્યાખ્યાનોનાં આ તત્ત્વની ઉપર ખાસ ભાર મૂકવાનું કારણ તો એ છે કે એ તત્ત્વસમૃદ્ધિમાં આપણું વિવેચન હજી ગરીબજ છે.

બને ત્યાંસુધી દરેક પ્રશ્નની બન્ને બાજુ રજુ કરવાની વ્યાખ્યાતાની વૃત્તિ આમાં દેખાય છે તેથી કરીને ખરેખર ચર્ચાસ્પદ રહી શકે એવું આમાં ઓછું છે. પણ એ વૃત્તિને લીધેજ આ વ્યાખ્યાનો અભ્યાસીને ઘણાં ઉપયોગી થઇ પડવાનો સમ્ભવ છે. આપણા વિદ્યાપીઠમાં બી. એ. અને એમ. એ સુધી ભણતા વિદ્યાર્થીઓને આ ઢબે નિરૂપિત થએલ આ વિષયવાળું આ પુસ્તક પોતાના અભ્યાસમાં ઘણુંજ ઉપયોગી નીવડશે.

પુસ્તકનો કંઇક ખ્યાલ આવે એટલા માટે પણ, મુખ્ય તો આજના આપણા અસ્થિર વિવેચનમતોની સ્થિતિમાં નોંધપાત્ર છે માટે, આમાંથી કેટલાંક મન્તવ્યો નીચે ઉતારું છુંઃ

૧ ઊર્મિપ્રધાન કાવ્યમાં પણ બુદ્ધિ છેક વ્યાપાર રહિત તો કદી રહેજ નહિ. (પૃ. ૨૦)

૨ આ બધાને પરિણામે સ્થૂલ દષ્ટિએ કહી શકાય કે કાવ્યસંબંધી મતમતાંતરનું એક ચક્ર પુરૂં કરીને આપણે દલપત–નર્મદના સમય ઉપર પાછા આવ્યા છીએ. દલપત-નર્મદના વખતમાં મનાતું કે ગમે તે વિષય ઉપર કાવ્ય થઇ શકે, ગમે તે વક્તવ્ય કાવ્યમાં મુકી શકાય.. અને અત્યારે પણ એજ સ્થિતિએ આપણે લગભગ છીએ......... માનવગતિ કદાચ ગોળ લાગે ખરી, પણ તે ડુંગર ફરતા ગોળ રસ્તા જેવી છે. તે ગોળ છે પણ ઊર્ધ્વગામિ છે. (પૃ. ૨૫)

૩ વિદ્દ્ભોગ્ય સામેની ફરિયાદ થયા કરશે છતાં લોકો, કેળવણી વધતાં, સાહિત્યનો પરિચય વધતાં, વધારે ને વધારે અઘરી ભાષા સમજતાં થતા જશે —એ ફરિયાદ કરનારાં સુદ્ધાં. (પૃ. ૪૭)

૪ કાવ્યમાં મધુરતા હોય છે—હું સ્વીકારૂં છું—પણ તે સાથે મ્હને સંસ્કૃત આલંકારિકોનો મતજ સાચો લાગે છે કે કાવ્યના વાચ્યાર્થ કરતાં વ્યંગ્યાર્થ પ્રધાન હોય ત્યારે એ વ્યંગ્યાર્થ અસ્ફુટ રાખવો એ દોષ છે. (પૃ. ૯૧)

૫ કાવ્યનું સૂક્ષ્મ ઉપાદાન લાગણીમય વિચાર અથવા વિચારનિષ્ઠ લાગણી છે. (પૃ. ૯૯)

૬ પ્રાચીનોએ અદ્દભુત રસને સર્વ રસમાં ઇષ્ટ અને ઓતપ્રોત કહેલો છે, તેમાં હું મારા મન્તવ્યનું સમર્થન જોઉં છું. (પૃ. ૧૧૮) હું કાવ્યનો ખરો પ્રેરક અંશ ભવ્યતાજ માનું. (પૃ. ૧૯૫)

૭ મારું કહેવાનું એટલુંજ છે કે આવી કવિતામાં (દલિતપીડિતો તરફની સહાનુભૂતિવાળી કવિતામાં) સહાનુભૂતિ મને ઘણી જગાએ હાથી આણેલી, ઘણીવાર ચાલુ ફેશનથી દોરાઇને આણેલી, જાણે આત્મામાંથી ઉગેલી નહિ પણ બહારથી ઉછીની લીધેલી, ઘણીવાર મહેરબાનીની રાહે કરેલી, એવી દેખાય છે. અને તેથી તેમાં મને સત્યનો ચમત્કાર દેખાતો નથી. (પૃ. ૧૪૮)



" આખરી અંજામ "

મુકિતજીની આખરી ક્ષણોનું આ ચિત્ર, અઢારમા સૈકાના કોઈ કલાકારે આલેખેલું, વડોદરા મ્યુઝિયમમાં છે. કરાચી સાહિત્ય સંમેલન પ્રસંગે પ્રો. મંજુલાલ ર. મજમુદારે તેનો બ્લૉક બનાવરાવી પ્રચાર-પત્રિકા 'મુકિતજી' માટે મોકલાવેલ.

સીંધી કવિસમ્રાટ

શાહ અબ્દુલ લતીફ ભિટાઈ કૃત

# સુર સુહિણી

## દાસ્તાન પહેલુ

મેહારની મહોબતમા ઘેલી બનેલી સુહિણી મધરાતની કાળવેળાએ ઘડો ફગોળની ઘર છોડીને હાલી નીકળી છે પ્રિયમિલનની તીવ્ર તાલાવેલીમાં એ સસારનુ ભાન ભૂલી ગઈ છે સિન્ધુએ એના જેવી અનેક સુહિણીઓના ગોટલાછોતરા ઉડાવી દીધા છે એ તો તે પોતે પણ ક્યા નથી જાણતી ? પણ એને મન મેહાર વિનાનુ જીવતર મૃત્યુથીયે વધુ અસહ્ય છે દિલની લગામ એણે પ્રેમના હાથમા સોંપી દીધી છે : જ્યા એ લઈ જાય ત્યા ! પ્રેમમા એને સપૂર્ણ શ્રદ્ધા છે એ,અવિચલ શ્રદ્ધા પાસે શાહનુ શિર ભક્તિભાવથી ઝુકી પડે છે 'સુર સુહિણી'ના મગલાચરણમા તે એ શ્રદ્ધાનુ માહાત્મ્ય ગાય છે અને પ્રભુને એવા પાગલોની વ્હારે ધાવાની વિનતી કરે છે

વહ તિખ, વાહર તિખ જિત નીંહ તિખ નિરાળી
જિન્હે ઈશ્ક હમીક જો સો ખિલ્લત-પ્યારી
વાયેં સો, વાલી હિયડો જિની હય કયો!

નાળા-નદી-નદ-પૂર ખરા, પણ પ્રેમના પૂર નિરાળા
નિજ-આતશમહિ રમે જે અનત બિજમાળા.
તેને હરિના રખવાળા. જેણે હૈયુ રાખ્યુ હાથમા!

અને તેમાય વળી આજે તો સિન્ધુ સવિશેષ વિકરાળ બની છે કોઈ એક બડખોર વ્યક્તિને કચડી નાખવા જુનવાણી સમાજ જેમ પોતાનુ સમગ્ર જોર એકઠુ કરીને છલાંગ મારે તેમ એણે પણ જાણે આજે સંહારની સમસ્ત સામગ્રી ભેગી કરી છે ડુગર ડુગર જેવડા તેના લોઢ તો જુઓ ! જેમને માટે સિન્ધુનો પ્રવાહ એક સામાન્ય રાજમાર્ગ જેટલો સરળ હોય છે તે ભેંસોની યે આજે પાણીમા પડવાની છાતી નથી ચાલતી !

અન્ધી વઞ્ઞ, કન્ધી વઞ્ઞ : તઙ્ગ્યાં લહે ન તિખ !

આ કાંઠાની ભેંસો આ કાંઠે રહી ગઇ છે અને પેલા કાંઠાની પેલે કાંઠે ! કાંઠા-બોળ પૂર, પ્રલય આવ્યો હોય તેમ, ધસ્યું જાય છે, તે તલભર ઉતરતું નથી, ઓસરતું નથી.

આજે તો સુહિણીને યે તે ખાતરી થશે કે "પ્રેમ પંથ પાવકની જ્વાળા !" એ "માંહી પડીને મહાસુખ" માણશે કે "ભાળીને પાછી ભાગશે ?" કે ફક્ત "તીરે ઉભી તમાશો જ" જોશે ? કવિ એના મનની પ્રચંડ ગડમથલ કલ્પી લે છે. સુહિણીના હૃદયમંદિરમાં પ્રીતમની પ્રતિમા છે. તેને માનસિક પ્રણામ કરીને તે સાબદી થાય છે. સિન્ધુના કાળપૂર એને હવે એક હાથવેંતની રમત ભાસે છે.

અન્ધી વઞ્ઞ, કન્ધી વઞ્ઞ, તડગ્યાં લહે ન તિખ;
સુરત જા સાહેડ જિ ડીલ પ્હેંજે ડિખ :
વાહ્ડ તિની વિખ, જિન સાંભાંડા સુપ્રિ !

ભેંસુંય ચરે ન તટ મૂકી: ધુધવે પુર ભેંકાર :
સુરત જે સાહેબ તણી તે નીરખ ઉર મોઝાર :
જેને પ્રીતમનો આધાર, તેને સિન્ધુ પણ સરવર સમી !

સુહિણીની સાહેલિયું એને સમજાવવા નીકળ્યું છે: "તે શું પ્રેમ તારે એકલીને જ હશે ! અમારે ય તે પ્રેમ હશે, પ્રેમી હશે; પણ તેં તો, બાઇ, ઉપાડો લીધો છે ! પ્રેમ પ્રેમની રીતે થાય; કંઇ આમ જીંદગીના જોખમ ઉછીના ન લેવાય !" એ ધરરખુ બ્હેનપણીઓને સુહિણી ટોકાર મારે છે.

વાહ્ડ વહન નવાં, અઞ્ઞાં વહ અગે રયો;
ઘર વેઠયું ઘણા કર્યાં, સત્યું, સંગ સિવાં;
સુરત જા સાહેડજિ; સા જે ડિઠી આં,
હુન્દ ન પલે માં, પિડો સભ ઘડા ખણી !

છીછરાં જળ જોયાં હજુ, છે આઘેરી મઝધાર:
ઘરબેઠયું, બ્હેનું, તમે છો હાંકો ડીંગ હઝાર,
સુરત જો સાહેબતણી હોય દીઠી એકવાર,
(તો) ન પડે ચેન લગાર, સૌ ઉપડો ઘડા કુંગાળાને !

મારી બ્હેનડિયું, તમે પ્રીતમની સુરત જોઇ જ નથી ! કારણ

જેડયું, ડિઠાંઇ સુરત સાહડ જામ જિ,
સુખથી સુત્યું કીનકાં કાન્ધન પાસો કેઈ:
મુંહાંઈ અગે, પિડો સભ ઘડા ખણી !

સખિયું, સાહેબ જામની જેને ગ્રાંટી સુરતયપાટ,
તેને પરણ્યા-પડખે પોઢતા અંતર સદા ઉચાટ:
તે તો હુંથીયે અગવાટ, નીકળે ઘડો ફગોળતી.!

તમે તો બ્હેનું, પ્રીતમને એક વખત પણ નજરભરી નીરખ્યો નથી. નહિતર તમે આમ ઇન્દ્રિયસુખોના સંસારમાં નીશંતે સુતી ન રહો. તમારાં નેણુ ને વેણુ હજુ પલટાયાં નથી એજ સાબીત કરે છે કે તમે અજર અમીરસ પીધો નથી. તમને મીરાંની માફક " પ્રભુ લગન લગી " હોત તો, તમેય " હોની સો તો હોય " કરીને હાલી નીકળત! અરે, ઘડો ગોતવા જેટલી વારે ય ખોટી ન થાત!

ડિઠી જે હેકાર, સૂરત સાહેડ જામજિ,
સુખથી સુત્યું કીંનકી, ભિડી સંગ ભતાર:
ધિડયું ઘડા ધાર, કાહે પયું કુનમેં!

સૂરત સાહેબ જામની જેણે નિહાળી એકવાર,
તેને પરણ્યા પાસે પોઢતા કહો, ક્યાથી હોય કરાર!
તેને ઘડો ય લાગે ભાર, તે ઝુકવે જઈ મઝધારમાં!

હું તો, બ્હેન, તમારો જરાય દોષ નથી જોતી! કારણુ કે તમે મારા પ્રીતમને દીઠો નથી.

સાહડ મુંજો, સત્યું. જે ડિઠો સભેઈ,
ત સુમ્હો કીં ન સુખથી પાસો વર ડેઇ:
મુંહાં અગેઇ, ધિડો સભ ઘડા ખણી!

સખિયું, મુજ સાહેબતણી કદી સુરત જુઓ જગવાટ,
તો પરણ્યાને પડખું દઈ ફરી પોઢો નહિ રસખાટ:
પણ હું થોયે અમવાટ, ઉપડો ઘડા ફગોળતી

કારણુ કે:—

જે કિ ડિઠો મા, સે જે ડિઠો, જેડવું:
ઘર-વર નીસાં, ઇન્દ ધણુન ધોડે છડયા!

જે દીઠું આ લોચન, તે દીઠું, જેનાં લોચને:
તેણે ઘર-વર-તન-મન-ધન, હોમી દીધાં હતથી!

(ચાલુ)



# આવતા અંકથી.......

'વિદ્યાસેવક'

બૃહદ્‌ગુજરાતના રસિક સાહિત્યસેવકોની સેવામાં આજે 'સુહિણી' નો ત્રીજો અંક રજુ થાય છે. દરેક સાહિત્યસાધન તથા માસિકનું વ્યક્તિવૈશિષ્ટ્ય હોય છેજ. એમજ 'સુહિણી' નું પણ વૈશિષ્ટ્ય, એક બાબતમાં મને ખાસ ગમે છે. તે બાબત એ, કે ગુજરાતી સાહિત્ય શિવાય બીજાં એટલે મરાઠી, સિંધી, હિંદી વિગેરે સાહિત્યોની ઓળખાણ યા ચર્ચા કરાવવાનો 'સુહિણી' ના તંત્રીનો હેતુ. આ હેતુ ઘણોજ પ્રશંસાપાત્ર મનાય. કારણ કે આપણા પોતાના સાહિત્યનું જ્ઞાન મેળવતાં પણ જો બીજાં સાહિત્યની સામાન્ય રુપરેખા, અને પ્રકાશિત થતી નવી કલાકૃતિઓ વિષે થોડું પણ જ્ઞાન મેળવવાનો યત્ન કરીએ તો આપણી બહુશ્રુતતા જરૂર વૃદ્ધિ પામે.

મરાઠી સાહિત્ય વિષે તથા મરાઠી સાહિત્યના અર્વાચીન ભાગમાં આજકાલ પ્રકાશિત થતા નવા ગ્રન્થો વિષે થોડું લખી રસિકોની યથાશક્તિ સેવા કરવાની કોશીશ હું કરીશ. મારી માતૃભાષા મરાઠી હોવાથી મારા વિચારો ગુજરાતીમાં પ્રગટ કરવાનું કામ તો મને અઘરૂં થઇ પડે એ સ્વાભાવિક છે, પણ 'સુહિણી'ના મિત્રોએ ભાષાની બાબતમાં સહાય કરવાનું અભિવચન આપી મને ઉત્તેજન આપ્યું છે. તેથીજ હું આ સાહસ કરવાને સિદ્ધ થયો છું.

આ અંકનો પ્રકાશનસમય ઘણો નજીક આવવાથી આ અંકમાં મરાઠી સાહિત્ય વિષે લખવાની શરૂઆત કરી શકાઇ નથી. આવતા અંકથી 'સુહિણિ' ના વાંચકોને મરાઠી સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ અને નૂતન પ્રકાશનોની માહિતી આપવાનો યત્ન કરીશ.'

●

# મુક્તિને માર્ગે

'બસ એટલુ જ? Is that all?" પોતાની બાબતમા કારોબારી સમિતિએ કરેલ ફેસલો પહેલવહેલો સાભળતા શ્રી સુભાસ બોઝ બોલી ઉઠ્યા! એ ત્રણ શબ્દોની પાછળ રહેલી મનોદશાને માટે કોઈપણ વિચારશીલ મહાસભાવાદી મગરૂરી લઈ શકે એમ લાગતુ નથી કારોબારી સમિતિના અમુક કે કદાચ ઘણાખરા સભ્યો સામે શ્રી સુભાસને અગત રીતે ઘણુ યે કહેવાનુ હશે સભવ છે કે એમા શ્રી સુભાસ કેટલેક અશે ને કેટલેક ઠેકાણે સાચા પણ હશે છતા એક સમિતિ તરીકે અખિલ હિદ મહાસભાના વિરાટ દેહના મુખ અને બાહુ સમી કારોબારી સમિતિના નિર્ણયને તેમના જેવા એક મહારથીએ વધુ ગાભીર્ય અને આદરથી સત્કારવો જોઈતો હતો મહાસભાના પ્રમુખપદ માટે પોતે બીજી વાર ઉમેદવારી જાહેર કરી અને તે પછી બન્ને પક્ષો તરફથી સામસામા નિવેદનો બહાર પડ્યા ત્યારથી શ્રી સુભાસને હાથે ભૂલોની જે ક્રમાગત પરપરા થતી આવી છે તેમા તેમની આ વર્તણૂકે એકનો ઉમેરો કર્યો છે એમ અમને લાગ્યા વગર રહેતુ નથી

●

કોઈપણ એક વ્યક્તિ કે સમુદાયને 'જમણી પાખ" તરીકે ડામવાથી તે પ્રત્યાઘાતી થઈ જાય છે અને "ડાબી પાખ" તરીકે ઓળખવાથી તે પ્રગતિશીલ કે ક્રાન્તિવાદી બની જાય છે એ શબ્દછળમા અમે માનતા નથી શ્રી સુભાસના 'ફોરવડ બ્લોક'ની ધજા નીચે એકઠી થયેલ પચરગી જમાતની એકેક એક 'મુરતિ' મનસા વાચા કર્મણા ક્રાન્તિવાદી છે એમ કહેવુ જેટલે અશે સત્ય અથવા સત્યથી વેગળુ છે તેટલેજ અશે 'જમણી પાખ' ને નામે ઓળખાતો વર્ગ સર્વદા અને સર્વથા બધારણવાદી અને મવાળ છે એમ કહેવુ પણ! વાસ્તવિક રીતે ઝગડાનુ મૂળ મોટે ભાગે સિદ્ધાન્તવિષયક ગજગ્રાહોમા ન હોતા વ્યક્તિગત ગગડોમા જ રહેલુ છે એમ જે ઘણાને હમેશ લાગ્યા કરતુ હતુ તેમને શ્રી સુભાસના છેલ્લા કેટલાક અઠવાડીયાઓના વર્તને સાચા ઠરાવવા માડ્યા છે

શ્રી સુભાસ પોતાની અત્યારની મનોવૃત્તિને કાયમ રાખે અને પોતે અખત્યાર કરેલી નીતિને વળગી રહે તો? બગાળમા શ્રીસુભાસનુ અનુયાયીમડળ મોટુ છે બગાળ પ્રાતીય મહાસભા સમિતિમા બોઝ પક્ષની માત્ર બહુમતિ જ નથી, બોલબાલા છે! બગાળમા કારોબારી સમિતિને વફાદાર રહે એવો પણ એક વર્ગ છે, પરતુ તે બોઝ-પક્ષ સામે ચુટણીના મેદાને પડી ફાવી શકે કે કેમ તે એક બીજી જ વાત છે પરિણામે શ્રી બોઝ કે તેમના મિત્રો ધારે તો બગાળની મહાસભા સમિતિમા જબ્બર ભગાણ પડાવી શકે

કારોબારીના નિર્ણયની ઉપરવટ જઇને બંગાળની અત્યારની મહાસભા સમિતિ બોઝને જ પ્રમુખપદ પર રાખે તો કારોબારી સમિતિને એ આખી પ્રાંતીય સમિતિ રદ કરી નવી સ્વપક્ષીય સમિતિ સ્થાપ્યેજ છુટકો. આમ થતાં બંગાળના ભાગલા પડે અથવા રાષ્ટ્રીય મહાસભાની પાંખમાંથી બંગાળ પ્રાંત આખો થોડા વખતને માટે ખરી પડે, અને મહાસભાને બંગાળ પાછો નવેસરથી જીતવાનો પ્રસંગ આવે તો એમાંય કાંઇ અચરજ જેવું નથી. ફેડરેશનનો સંગઠિત વિરોધ કરવાની ઘડીઓ જ્યારે પાસે આવતી જાય છે અને જ્યારે વિશ્વયુદ્ધના ભણકાર કાન પર અથડાઇ રહ્યા છે ત્યારે છ મહિનાનું 'અલ્ટીમેટમ' આપવાની વાત કરનારને જ હાથે કોંગ્રેસના ઐક્ય અને સામર્થ્ય ઉપર આવો દારુણ પ્રહાર કરવામાં આવે એ કેટલું વિચિત્ર!



# ફાલ્ગુન કાવ્યો :

## પ્રેમ કે પ્લાઇવુડ ?

ગુજરાતી માસિકોના સંચાલકો માટે મોટામાં મોટી મુશ્કેલી કઇ ? એક કહેશે કે લવાજમો નિયમિત આપનાર ગ્રાહકો નોંધાવવાની, તો બીજો કહેશે સંચાલનના કરોડ-રજ્જુ સમી જાહેરખબરો મેળવવાની. ત્રીજાને મન અઘરામાં અઘરૂં કાર્ય માસિકને માટે જોઇતુ સાહિત્ય ભેગું કરવાનું લાગતું હશે, તો ચોથાને મુદ્રણાલય અને નિયમિતતાનો સવાલ ડુંગર જેવડો દેખાતો હશે અમુક અંશે એ બધાય સાચા હશે-છે; પરંતુ મારે મને, સંચાલકોનો કઠણુમા કઠણ કોયડો તંત્રીના કાર્યાલય ઉપર તીડની પેઠે તૂટી પડતા કાવ્યોનો છે !

●

લગભગ એક દાયકા પહેલાં મેં લખેલું:

૧ ગુર્જરી કુંજો સૂની નથી: હજુ કોયલ બુલબુલ બોલે,
મેઘ-ધનુષ્યની કલા સજાવી મત્ત મયૂરગણ ડોલે

મદકલ કોમલ કિલ્લોલે
કવિના અંતર હિંડોલે !

કલ્પના સાગર નથી સુકાયા, ઓસરી ના હર ભરતી:
ઘરં-આગણિયાં, ગામસીમાડા પુરપથપર તરવરતી

કવિ-ઉરમાં સરતી
રસની આરતી ઉતરતી !

પરંતુ ત્યારે ય તે મને હજુ ગુર્જરી-કુંજો આટલી ભયંકર રીતે ફળદ્રુપ હશે તેની કલ્પના નહોતી. વરસાદને બદલે કાવ્યામૃતની ઝડીથી ખેતરો લીલાંછમ થઇ શકતાં હોત તો ગુજરાતમાં અવારનવાર જે દારુણ અનાવૃષ્ટિનો ઉત્પાત થાય છે તે સદંતર બંધ થઇ જાત !

અને તે કાવ્યો ય કેવાં ? સેકડે નવાણું ટકા જેટલા એ કાલિદાસ-કુલ-પ્રવેશ-આકાંક્ષુઓ પ્રેમમાં ' પડયા ' હોય એમ દેખાય છે; કોઇના ' આતમને આગ ' લાગી ગઇ છે જે એમના " જીવથી જીરવાતી " નથી ! કોઇના " મન મંદિરમાં મંગલા આરતી " ના સાજ તૈયાર થઇ ચૂકયા છે અને કયાક અદીઠ અશ્રુત પ્રિયાની રાહ જોવાય છે. કોઇ પોતાના પ્રેમનો પ્રત્યુત્તર આપવા માટે પ્રિયા નથી એટલે કલ્પાન્ત કરી રહ્યા છે અને કોઇ એજ ઘટનાને વરદાનસમી ગણી એમાંથી ઉર્ધ્વગામી સાત્ત્વિકતા શોધવામાં મશગુલ છે લાગે છે કે ગુજરાતમાં બધુ ય છે; પ્રેમ છે-નિસ્વાર્થ, નિ:સંકોચ, નિડર, પ્રેમી છે-તવાતો, તલસતો, તૈયાર, પ્રેમનું વાતાવરણ છે.-મધુર, મોહક, માદક ! નથી ફકત એક પ્રિયા !

●

આવી સ્થિતિમાં ' વલ્કલ, તેની બનાવટ અને ઉપયોગ " એ વિષય ઉપર નિબંધ લખવાની કોને ફુરસદ છે ? ' પ્લાઇવુડ ' વિષયક સાહિત્યમાં ખાસ કરીને, અને ઔદ્યોગિક સાહિત્યમાં સામાન્યતઃ, રસ લેતા બિચારા પંડયા બે બે મહિના થયા લગાતાર રૂા. ૧૦] ની નોટ તૈયાર રાખીને રાહ જોઇ રહ્યા છે, પરંતુ લેખકો પ્રેમના પાશમાંથી છૂટે ત્યારે ' પ્લાઇવુડ ' તરફ જાય ને !

૧ 'આલબેલ'માથી

: મુદ્રક :
જીવણલાલ પોપટલાલ ભટ્ટ
ડાયમન્ડ પ્રીન્ટીંગ પ્રેસ
હસનઅલી એફન્દી રોડ
રામબાગ, કરાચી

# સુહિણી

: પ્રકાશક :
કરસનદાસ માણેક
સુહિણી કાર્યાલય
ન્યુ પાંજરાપોળ બીલ્ડીંગ
બંદર રોડ, કરાચી.

## અનુક્રમ



વાર્ષિક લવાજમ : હિંદમાં રૂા. ૪ : : બ્રહ્મદેશમાં ૪॥ : : પરદેશમાં શિ. ૧૦
છુટક નકલ ૧૨ આના

# યુદ્ધડંકા બજે છે !

નિદ્રાના ઘેન ઘેરાં કયમ તવ નયને ઊલટે છે હજુ યે,
તન્દ્રાના ક્ષુદ્ર તાને તવ તનુ, મન, સૌ નાચતાં છે વૃથા કાં,
ને આ અજ્ઞાનકેરાં ઘનતિમિરમહીં કાં હજુ છે અટન્તો ?–
નિદ્રા, તન્દ્રા ઉડાડી, જીવનપ્રગતિનો પન્થ વીર ! ગ્રહી લે ! ૪

સાથી ત્હારા બધા યે નિજજીવનમહાયુદ્ધમાં ઝૂઝવાને
મીઠેરાં, સ્વાદુ સર્વે અનુકુળ સુખને સર્વથા ત્યાગી દેને,
આયુધો, શસ્ત્ર, તીણાં અસિ, બખ્તર,–નું પૂર્ણ ભાથું ગ્રહીને,
દોડે છે ક્યારના યે પ્રગતિશીલ થઇ, ધ્યેયને ભેટવાને ! ૮

ઊભો થા, સ્વસ્થ થા તું; અનુસર તુજ સૌ મિત્રને રે ! ત્વરાએ,
ત્યાગી આકર્ષણો આ અવનતિશીલ સૌ માત્ર ઇન્દ્રિયજન્ય;
થાજે પ્રારબ્ધવાદી નવ કદિ; ભરજે પૂર્ણ પૌરુષ કેરાં
કાયામાં સર્વ તત્ત્વો; કમર કસ ભલા ! યુદ્ધ ડંકા બજે છે ! ૧૨

વિશ્વે જન્મ્યાં છ સર્વે મનુજ જીવનનાં યુદ્ધ માટે જ; તું યે
ઝૂઝી લે ને-જુવાની-જીવતર-જગનું તો જ યાથાર્થ્ય, વીર ! ૧૪

જયાનન્દ દવે.

આપણો મુલક તો દુનિયાની પ્રજાનો પાંચમો હિસ્સો છે અને લડાઈ ના અહીંથી પાંચ હજાર માઈલ દૂર ચાલે છે. એક દિવસ સવારે ઊઠયા અને છાપામાં જોયું ત્યારે આપણને ખબર પડી કે આપણો દેશ પણ તેમાં સામેલ છે. ત્યાં સુધી આપણને કાંઈ ખબર ન હતી.

આ સંયોગોમાં હિન્દે શું કરવું તેનો પણ આપણે વિચાર કરવો રહ્યો. આજનું યુદ્ધ એક એવા પ્રકારનું છે કે જેને અંગે આપણે ઝટપટ કાંઈ નિર્ણય કરી શકીએ નહિ એનું એક કારણ એ પણ છે કે આપણે બ્રિટીશ સરકાર સાથે ગુંચાયલા છીએ. એના સુખ-દુઃખ સાથે આપણું ભાગ્ય કોઈ રીતે જોડાઈ જ ગયેલું છે. એના પર આપત્તિ આવે તો તેનો પડઘો આપણા પર પડયા વિના ન રહે એવી આપણી રાજકીય પરિસ્થિતિ છે.

## શાહુકાર કોણ?

જ્યારે લડાઈ થઈ ત્યારે બે પક્ષો જુદી જુદી જાતનો દાવો કરતા હતા. જર્મનીના રેડીઓએ સંભળાવ્યું હતું અને રોજ એક વાકય સંભળાવે છે કે બ્રીટન અન્યાયને કાયમ કરવા લડે છે. આ તેનો દરરોજનો દાવો છે.

ઈંગ્લાંડ એવો દાવો કરે છે કે જે નાઝીઝમ હીટલરશાહી અત્યારે ચાલે છે તે નાના મુલકો પર આક્રમણ કરવા ઇચ્છે છે અને તેને તે કાયમને માટે રોકવા માગે છે. એ બેમાંથી શાહુકાર કોણ એ કહેવું મુશ્કેલ છે. જો એની વાત માનીએ તો બન્ને ચોર છે એમ કરે.

આથી તો કોંગ્રેસે આ લડત પાછળ શો હેતુ છે તે જાણવાની માગણી કરવાનો નિર્ણય કર્યો. જો આ લડાઈનો હેતુ બ્રિટિશ શાહીવાદ કાયમ કરવાનો હોય તો તો જેમ આપણે નાઝીઝમનો નાશ ઇચ્છીએ છીએ તેમ બ્રિટીશ શાહીવાદનો પણ નાશ જ ઇચ્છીએ.

નાઝીવાદ અને બ્રિટીશ શાહીવાદ એ તો એક મગની બે ફાડ જેવું છે. જો લડાઈનો હેતુ ઉપરનો જ હોય તો તો બન્ને શક્તિઓને લડવા જ દેવી જોઈએ.

કોંગ્રેસનો પાછલો અનુભવ પણ એવો નથી કે તે ઝટપટ બીનશરતી મદદ કરવાની હા કહી દે.

## ઘાંચી, મોચી, તેલી, તંબોલી

આથી કોંગ્રેસે મોં ખોલીને બોલાવવા તેનું નાક દાબ્યું અને કહ્યું કે લડાઈને અંતે હિન્દુસ્થાન સ્વતંત્ર રીતે પોતાનું બંધારણ ઘડી શકશે એ જાહેર કરો અને ફરીથી ફરી જવાના નથી તેના પુરાવા માટે અને તેટલો દારૂના કાયદા સુધારી અમલ કરો.

પછી તો વાઈસરોયે એક પછી એક બોલાવ્યા મહાસભાના કાર્યકર્તાઓને, અને પછી મુસ્લીમ લીગવાળાને બોલાવ્યા ત્યાં સુધી તો ઠીક હતું; પણ પછી તો ઘાંચી મોચી, તેલી, તંબોળી જેણે જેણે કહ્યું કે અમને બોલાવ્યા નહિ તે બધાને બોલાવ્યા

આથી તો બધાને ખબર પડી ગઈ કે આ તો પહેલાંના જેવો રાઉન્ડટેબલ કોન્ફરન્સનો ડોળ છે અમને પણ એના નાટકનો વહેમ પડ્યો. પછી વાઈસરોયે જે નિવેદન કર્યું તેમાંથી ખાત્રી થઈ કે એ બિલાડી અને વાંદરાને રમાડવા જેવો પોણીસો વરસથી ચાલતો આવેલો રીવાજ છે તે ચાલુ જ છે ને અમને જણાયું કે દુનિયા ઉંધીચત્તી થઈ જાય તો પણ આનો રંગ બદલાય તેમ નથી.

આથી તો કોંગ્રેસે નિર્ણય કર્યો અને જણાવ્યું કે કોમ કોમની જે વાત તમે કરો છો એ તો તમારી એક ચાલબાજી છે. અમે કહીએ છીએ કે તમારી ઉપર આટલો બધો લડાઈનો બોજો છે તો આ બોજો શા માટે ઉપાડો છો ? તે કહે છે કે એ તો અમારી પવિત્ર અનામત (Sacred Trust) છે. એ અનામત કોણ આપી ગયું હશે ? કદાચ આપી ગયો હશે ! આ તો જાણે બધીએ દુનિયાના ટુકડા ઉપાડીને જ ફરનાર છે !

આથી તો કોંગ્રેસે નિર્ણય કર્યો કે જો તમારી આ જ દાનત છે તો અમે તમને મદદ નથી કરી શકવાના. પ્રધાનમંડળોએ રાજીનામા આપ્યા તે પહેલું પગથિયું છે તેઓ તો માનતા હતા કે આ લોકો હોદ્દા છોડવાના જ નથી આપણામાં પણ કેટલાક એવા મૂર્ખ હતા. પણ હવે બધાને ખબર પડી ગઈ છે કે જેમાં મુલકની આઝાદી જોખમાતી હોય ત્યાં આ લોકો પડી રહે તેમ નથી હવે જ્યારે આપણે બીજું પગલું ભરીશું ત્યારે તેની જવાબદારી સરકારને માથે જ રહેવાની છે. મહાસભા તોળીતોળીને પગલું ભરવા માગે છે.

પ્રાંતિક બંધારણ સરસ રીતે ચાલતું હતું એ તો તેઓ પણ કબુલ કરે છે દેશ-વાસીના હાથમાં પણ આ બંધારણ આટલું સફળ ન થાત એવો કોંગ્રેસનો તો દાવો છે કારણ કે તેમાં તો ઘણી આંટીઘુંટીઓ પડેલી છે. કોંગ્રેસની સતત જાગૃતિ અને લોકોની સહાનુભૂતિથી આ સફળતા મળી છે. ફેડરેશનની માફક તે પણ આજે લટકી ગયું છે.

૧૫૦-૧૭૫ વરસના અમલ પછી હમણાં જ ગામડાના ખેડુતને લાગ્યું હતું કે હવે કાંઈ સારૂં રાજ્ય આવ્યું છે. અમલદારોની ખુમારી પણ કમી થઈ ગઈ હતી. હવે પાછું બ્રિટીશ રાજ્ય કાયમ થયું ત્યારે હતી એવી સ્થિતિ આવી છે. હવે તો રૂા. ૩૫૦૦માં સાત પ્રધાનો કામ કરતાં તેની જગ્યાએ એક સલાહકાર રૂા. ૪૦૦૦માં કામ કરવાનો છે અને તે ઓછો ઓછો મનુ ગાર્યા કરશે.

આમ વાઇસરોય પોતાની કારકીર્દીમાં જે કરવા આવ્યા હતા તે અફળ ગયું છે. લડાઈમાં શું થશે એ તો કોણ જાણે પણ પોતે હજી ઉમેદ ધરાવે છે એમ જણાવે છે. જો એ ઉમેદ સાચી હોય તો તો પોતાના હાથની વાત છે.

જો કર્યું એ પ્રમાણે જ કરવું હતું તો આટલા બધાને ભેગા કરવાની શી જરૂર હતી? 'અમે તો લોકતંત્ર આપવા ખુશી હતા અને તે માટે બધાને ભેગા કર્યા હતા.' એમ જો રેડીઓ પર કહેવું હોય તો જુદી વાત હતી. તેટલા પુરતો આ ઢોંગ ચાલી શકે. દુનિયાના લોકો એ પણ સારી રીતે સમજે છે કે હિન્દના લોકો પોતાનું બંધારણ ઘડે તેમાં તમારૂં ટ્રસ્ટ ક્યાંથી આવી પડે?

કોંગ્રેસ તો તમને બધાને આજે એ જ કહે છે કે તમે હાલ મુલકમાં શાંતિનું વાતાવરણ પેદા કરો. ઝગડાઓ હોય તો હોલવી નાખો. અત્યારે તો લડાવી મારવાના પૂરા પ્રયત્નો પણ થશે છતાં આપણે તેમાં ફસાવું ના જોઇએ. અત્યારે તો આપણે સંગઠન મજબુત કરવાની જરૂર છે.

કોંગ્રેસ હવે જે નિર્ણય કરશે તે પૂર્ણ વિચાર કરીને કરશે. છતાં જો કોંગ્રેસની સામાન્ય પ્રવૃત્તિમાં આક્રમણ થશે તો તેની તે બરદાસ નહિ કરી શકે. આપણે પોતે અત્યારે કોઇ કારણ આપવું ના જોઇએ.

દાંડીકૂચ વખતે જેવું વાતાવરણ પેદા કર્યું હતું તેવું વાતાવરણ પેદા કરવાની ભૂમિકા તૈયાર કરવી જોઇએ.

(નવસૌરાષ્ટ્રમાંથી)



# મ્હોબતને માંડવે

## કરસનદાસ માણેક

[આ કાવ્યનો છંદ કવિતજાતિનો છે. તેનું એના ચરણના ઘડતરમાં, ગુજરાતી ભાષાના અપ્રયત્ન અન્ત્ય અકારના ઉચ્ચારણનો લાભ ખૂબ લીધો છે. વાતચીતમાં જે રીતે આપણે આ અકાર બોલીએ છીએ તેવી જ રીતે આમાં એનો ઘણોભાગ ઉપયોગ થયો છે.

લાંબા કાવ્યને આવશ્યક વૈવિધ્ય લાવવાને માટે છંદમાં, કવિતજાતિના તાત્ત્વિક બંધારણની મર્યાદામાં રહીને બને તેટલી છૂટ લીધી છે. કેટલાક ચરણો સળંગ વંચાશે તો કેટલાકમાં મધ્યયતિ આવશ્યક લાગશે. થોડાક અભ્યાસથી આ છન્દ સહૃદયના હોઠે અને કાને બરાબર બેસી જશે. કવિસભાઓમાં આ છન્દની હલક આકર્ષક થવાનો સમ્ભવ લાગે છે.

સમગ્ર દૃષ્ટિએ આ છન્દને કવિતોપજાતિ કે ટૂંકમાં કવિતજાતિ કહી શકાય. પ્રો. ડોલરરાય ર. માંકડ]

૧

આથમતી કવિતાને અપાયા અનેક અર્ઘ્ય,
સન્તા સૌન્દર્યના અસંખ્ય થયા શ્લોક.
મિલનના ગુલાબકેરી પાંખડીઓ પીંખાયા પછી
પ્રણયની પ્રશસ્તિઓ રચાઈ થોકથોક,
ઉપરે જોબન રંગ, ભરતીના તરંગ શમે,
ત્મે ઓટ આતમને, સુણાય પ્રાણપોક,
રસના ક્ષર દર્શનને અક્ષરે આલેખવા
ત્યારે, અફસોસ, મથે ટૂંકમતિયા લોક!

૨

જીવનની સહસ્રશિખ જ્વાળાઓ ન બંધાણી,
મૃત્યુનો નિશ્વાસ માત્ર ટકાવે છે તાજ;
આયુના અસંખ્ય લ્હાવ, વખાણી ન એકની ય,
મૃત્યુકીર્તિ ઉચ્ચરતા પિરામિડો આજ,
અમરતા ય દીપી ઉઠે એહની ક્ષણો અગજ
માનવીની ગફલતમાં થઈ ગઈ તારાજ:
સ્મૃતિઓની સ્મૃતિમાં જ રાચતું ગયું છ સૌને,
સજીને આક્રન્દકેમ મરતાં સૌ સાજ!

૩

આવ, મારી કવિતા! હું આજ કરું ધન્ય તને,
ઝબોળી સૌન્દર્યકેરા સાગરની માંહી;
ક્ષણુ ક્ષણુના તર્પણુના રસ-અનુભવ સીંચીને
લડાવું હું લાડ તને પ્હેલીવાર આંહી;
ધરખુણે બેસીને ગણુગણુવા આજ નથી
લાજભર્યાં આંસુઓના અંદેશા કાંઇ:
આવ સખિ, આભૂષણુ એક એક પ્હેરીને:
રમઝટ જમાવી દઇએ કરે કર સાહી!

૪

દાબેલ અવાજે, ગંભીર મ્હોઢું રાખીને
પીઢપણે ગાવામાં તું છો કાબેલ;
આત્મા ને અનુભવ: બંનેની વચ્ચે તું
આજ લગી આડફાટ થૈને જામેલ!
આજ હવે પાઠ નવા પઢાવીશ તને હું,
ચાલ સાહી હાથ થા નૃત્યે શામેલ:
આત્મનની પાંખ આડ, અનુભવની આંખ આડ,
કોણ સદાકાળ ખડા રહેતાં ફાવેલ!

૫

ઓચ્છવ મુજ આંગણે આજ સખિ-મિલનના;
આજ મારા ચરણો ન બેસી શકે શાન્ત;
દેહમાંહી દીપ આજ પ્રગટ્યા પ્હેલીજ વાર,
રણુઝણુતી મુક્તતંત્ર તનની સૌ તાંત!
આતમ અધીર આજ રાસના ઉલ્લાસ કાજે
ઉરેરી નૌબત પર ડંકા ઘે દાન્ત:
આવ હવે આજ, સખિ! ઉજવીએ ઉદયદિન
પ્રાણુમાં એ પ્રગટી ને ભાગી ગઇ ભ્રાન્ત!

૬

આજ હું છું આસમાં ને ધરતીનો શહેનશાહ:
સૂરજ ને ચાંદ કેરાં આપી દઉં ઇનામ;
મૂઠી મૂઠી તારલાઓ પાલવમાં બાંધી
વેરી રાખું જગની સૌ ભાવિકાઓ-આમ!
ઇન્દ્રધનુ એક નહિ, અનેક એવાં ઓગાળી
રંગી દઉં છાયલો હું તારી તમામ:
કાલનો કંગાલ તે હું આજે માલામાલ, સખિ,
જોગ કેરાં જાદુ તે આનું જ તો નામ!

૭

એક એક સ્મિત એનું ઉતરે મુજ આત્મનમાં,
એક એક તેમ ઉભા થાય તાજમહાલ!
'એક એક સ્મિતની પ્રશસ્તિ શી ઉચ્ચરવી?'
પૂછીશ તો પરખાઇશ છો તેવી કંગાલ!
એક એક સ્મિત તે એક એક ખ્રહ્માંડનું
આદિ ભર્ગ મંગલ શિવસર્જન વિશાલ:
એક એક સ્મિત પર હઝાર વારું જીન્દગી,
વારું લંકાય મૃત્યુ ઝતી થઇ જઉં નિહાલ!

૧૩

પ્રિયાને ગમ્યું છે ગીત: ગમશે ગુજરાતને તો
જાણીશ કે જીવતો છે ગુર્જરીનો પ્રાણ!
પ્રજાપ્રાણ પરખવાની નૂતન છો રીત મારી,
કાળો કસવાની રીત એજ છે પુરાણ!
વિરાટના અસંખ્ય રૂપ: વ્હાલીનું એકજ છે;
એકની ઉપાસના, આરાધના, ને ધ્યાન:
વિશ્વમહાસાગર પર સફર કાજ જડયું મને
પ્રિયાની પસંદગીનું સલામત રહો વ્હાણ!

૧૪

પ્રથમ પ્રેમ ઉગ્યો કહાં? ઉરમાં કે આંખમાં?
પોપટ-પંડિતે પૂછ્યો પુરાણો સવાલ!
ઉરમાં ઉગેલો તે આંખમાંહી વાંચ્યો?
કે આંખમાં ઉગાડી રોપ્યો ઉરને પાતાલ?
આંખ અને ઉરનો અભેદભાવ સહે નહિ,
અંવળમતિ એકને બીજાનું ગણે સાલ:
આંખ વિના ઉર શું? ઉર વિના આંખ શી?
ઉર અને આંખ વિના માનવી કંગાલ!

૧૫

આંખ પ્રથમ ઉરકેરી ઓથ માંહી ઉછીને
ઉર ઉરના સાંધી દે સંદેશવાહિ તાર;
આંખની અટારીએ ઉર આવી બેસે પછી
આંખ જઈ ઉરમાં લે આરામ લગાર;
એક વાર ઉર ઉરની ગોઠડી ગુંથાય પછી
સફળ અને ધન્ય બને આંખનો અવતાર:
ઉર ત્યાં આંખ નહિ, આંખ ત્યાં ઉર નહિ:
ઉર-આંખ કેરા એવા ગેબી છે પ્રકાર!

૧૬

વિશ્વ છે પ્રશસ્તિ અહીંક વિશ્વનાથની
કે વિશ્વની હશે પ્રશસ્તિ આપ વિશ્વનાથ?
ફિલસુફોને સોંપું છું ઉકેલ કાજ કોયડો:
આટલી તો સ્પષ્ટ છે સમજાય તેવી વાત:
કવિતા કવિ-ઉરની તે પ્રિયાની પ્રશસ્તિ છે,
પ્રિયા છે પ્રશસ્તિ કવિ-ઉરની સાક્ષાત્
પ્રિયા અને કવિ બન્ને પ્રેમની પ્રશસ્તિ છે:
પ્રેમ છે પ્રશસ્તિ શ્રી પ્રભુની પ્રખ્યાત!

૧૭

આંખ જ્યારે ઉર કેરાં દર્શનની આડે આવી
તેને રહેજે ફોડીને ફગાવી સૂરદાસે!
આવરી ઉર આંખ કેરાં દર્શનની આડે જ્યારે
ઉરને ય ઉખેડી ફેંકી એમજ દેવાશે!
'અરરર' સુણું છું કયાંક: દુભાયા અધ્યાત્મીઓ,
અવળ બોધ એમને દેહવાદનો આ ભાસે;
પણ ઉર આંખ માટે જુએ, આંખ ઉર માટે જુએ,
ત્યાં આંખ ઉરના રાગદ્વેષ શી રીતે ખમાશે!

૧૮

મધુ, પ્રેમ, ઉર, આંખ, સૌન્દર્યના ટાયલા
સુખી બે'ક દોસ્ત મારા પડયા વિમાસણમાં,
પ્રાણીશાસ્ત્ર લઇને સૌ પ્હોંચ્યા એ પંડિતો,
ઝીણી નજર ફેરી મુજ માનસપૃથક્કરણમાં!
અંતર-અટારી દોડી એમણે કો' ગ્રન્થિઓ
તે વીંખી વીણી મૂકી સૌ મારગ ચરણમાં.
"ગ્રન્થિજન્ય સૌ વિકાર!" ભાખી સગર્વ ઉભા
મને શાસ્ત્ર લાગે એના ઢીચકા-દમણમાં!

૧૯

ગ્રન્થિના ઉકેલ માટે પ્રભુએ પ્રપંચ રચ્યો
પૂર્ણતા સમીપ ત્યારે ભર્યાં મેં ડગલાં,
કોટિ કોટિ સ્નેહીએ ગ્રસ્યાસને છિપાવવા
એકના અસંખ્ય થવા લીધાં શુભ પગલાં!
એક એક ઘુંટ પીતાં, એક એક ગ્રન્થિ છૂટે,
વિકસે વિરાટ, મટે મોહના બંધન,
ઝબકે જડમાંહી જીવ, જીવમાંહિ જ્યોત જાગ,
લીલા શી રીત લહે બુદ્ધિવાદી નગરાં!

૨૦

વેદ ને વેદાન્ત વાંચ્યા, શોધ્યાં ષડ્દર્શનો,
જીવન-જ્યોત બાળી જોયાં અઢારેય પુરાણ;
પૂરવ ને પશ્ચિમના ગૂઢ મહાગ્રન્થ જોયા,
ખોયાં અણમોલ વર્ષ આયુનાં અજાણ;
કાવ્યો મહાકાવ્યો ને નાટકોની અટવીમાં
ભટકતાં ભટકતાં થાક્યા મુજ પ્રાણ,
તપશ્ચર્યા ફળી, કે ઇશકૃપા મળી ત્યારે
પ્રિયાને કિનારે આવી નાંગર્યાં મેં વ્હાણ!

૨૧

પ્રિયાની આંખોમાં આઠે પ્હોર વાંચું છું,
પુરાણી પીછાણ કેરા અણબોલ્યા બોલ,
પ્રિયાના કપોલની રંગોળીમાં પેખું છું
ઉરના અભેદ તણો જુગજૂનો કોલ,
પ્રિયા કેરા સ્મિત માંહી પ્રેમની પતાકા સ્ફુરે,
પ્રિયા કેરા અંગમાંહી પ્રેમના હિંડોલ
વારે વારે તોય હું પૂછ્યા કરું પ્રિયાને
'પ્રિયે, મને ચાહે ત્હારું ઉર અણમોલ?'

૨૨

આત્મનની ભાષા જ્યારે દેહમાંહી ઉતરે,
દેહ કેરી જ્યોત થાય રોજિંદી જબાન;
વૈખરીના વૈભવો સૌ પરાભવ પામીને
નતશિર ઉભા રહે દૂર હતમાણ,
છેદ મળ્યે દેહ ઘડી લેખતાં થિર થાય,
દોસ્તી નિભાવવાને બને સાવધાન
દેહ કેરી બીન પરે સ્નેહની અંગુલિ ફરે,
'ચાહું છું હું, ચાહું છું હું,' ગુંજી ઉઠે ગાન!

૨૩

"અનન્ત અવકાશમાં વિશ્વો વિશાળ વેર્યાં,
છૂટે હાથે, અગણિતના અંબાર, રાજરાજે;
કોટિ કોટિ જોજનનાં ખુલ્લાં ચોગાન વચ્ચે,
એક એક તારલા એકાન્તમાં બિરાજે:
બીજી બાજુ નીરખી જો, ક્યાંય તને દીસે છે,"
પ્રિયા કદીક કહેતી મને ગદ્‌ગદ અવાજે,
"સ્નેહભારે ઝુમેલા આપણા બે ઉરને
હળવા થવાનું સ્થાન માનવ-સમાજે?"

૨૪

આજે ધર-આંગણે તારાનું એકાન્ત છે,
સૂર્યમંડલિની મ્હારું અમારું આસન!
ઉચ્ચ સ્વરે આજ યુગલકંઠથી સંગીત ઉઠે;
ડોલે આન્દોલનથી ઇન્દ્રનું ઇન્દ્રાસન!
પ્રિયા કેરી દેહવેલ વીંટી નિજ દેહ શું
મુક્તબંધ ચાલે આજ રાસના ઉપાસન:
અમે ઉભય એક થતાં પ્રકૃતિ પલટાણી
ને સરી પડ્યું માનવસમાજ કેરું શાસન!

૨૫

સરી પડ્યું હોય પડછાયા એ શાસનના
કદી કદી પથરાયે પ્રિયાને વદન;
રાસરમઝટ વચ્ચે એકાએક ઉભી રહે
સાળુમાં સંતાડી લઇ ગુલાબ બદન;
સ્મિત તો શરમાઈ ઉંડુ સરી પડે ઉરમાં
ઝીણું એક મોતી ઝગે નેણને રતન;
પ્રલયના તાંડવની પૂર્વરંગ સમી ત્યારે
ચૂમી લઉં ઘુંઘરી પ્રિયા-અધરને સદન!

૨૬

મિલનની મધુરતા અધુરી રહી જાત મારી
આવા ન બનતે જો એક પણ પ્રસંગ;
'પ્રિયા મારી!' કહી કેમ બાઝતે ને ચૂમતે,
ભૂતના ભણકાર યદિ પાડતે ન ભંગ!
શરમાયલ સ્મિતને લાખ લાખ ન્હોરાં કરી
ફરી હું ઝુલાવું પ્રિયા-અધરને ઉછંગ:
નેણ કેરા ઢંગ ફરે, અંગમાં ઉમંગ સ્ફુરે,
ફરી જામે રાસ કેરી રમઝટના રંગ!

૨૭

પ્હેલીવાર પ્રકૃતિમાં પ્રાણનો સંચાર થયો
પડી જ્યારે પ્રેમભીની ઉષાની અસર;
પ્હેલીવાર પ્રાણમાંહિ પાંગરી પ્રફુલ્લતા
ફર્યા જ્યારે સૂરજના કુંણા કુંણા કર;
પ્હેલીવાર પમરી પ્રફુલ્લતાની વાડીઓ
ઝરી જ્યારે ચાન્દનીની અમી ઝરમર;
પ્હેલીવાર જીવમાંહી જાગ્રતિ પિછાણી મેં,
લડી જ્યારે માહરી ને પ્રિયાની નજર!

૨૮

જીવભાવ તજી જીવ શિવમાં સમાય હોય
જીવ 'શિવ શિવ' જપ જાપ ભેદલક્ષણા
ભક્તને ભગવાન વચ્ચે ભેદભાવ ભાગતા ય
ભક્ત કરે ભક્તિથી ભગવાનની પ્રદક્ષિણા;
ઐક્ય ને અભેદભાવ: યોગકાજ ઠીક છે!
મારે ઉર ઉભરાય ભક્તિ પ્રેમલક્ષણા:
દ્વૈતભાવ દૂર થયો, પ્રીતમ પ્રિયામાં ગયો,
હોય જે પ્રીતમ: સુલક્ષણા! સુલક્ષણા!

૨૯

મન્દિરના દ્વાર માગ ઉઘાડી ધીમેશથી
પ્રિયા ધ્હેતી આવે જ્યારે મ્હારી સમીપ;
ધમકતું ભૂલી પળ ઉર પૂછે આંખને,
સાચે સાચ આપણી શું આવી પ્રાણદીપ?
ઉરમાંથી નીસરીને સામે નથી આવી ને આ-
એવી ઉરે આંખને યે આશંકા લગીર;
પળમાં સૌ ધમધમ સમેટાઈ જાય પછી
ઉરે ઉર ભેટવા ઉમંગથી અધીર!

પ્રિયા કાજ ઝડપતે પ્રચંડ સાબ્રાજ્ય:
તેગ ને તોખાર કેરા યુગમાં સંહારતે હું
ક્ષત્રિયાભિધાનધારી જગત્‌ને પ્રિયાર્થ:
વૈશ્યયુગમાં કરત હજાર હીરાખાણ કેરી
જ્યોત પ્રિયાપાનીએ કલ્યાણીને કૃતાર્થ:
આજ, પ્રેમયુગમાં, અફસોસ! સૌ આસાન છે;
મળ્યાં, ઉઝ્યાં, હસ્યાં ને સરી ગયો સ્વાર્થ!

૩૧

કરે કર પરોવીને કોક દિન પ્રિયા સાથ
પર્યટણ વિરાટ કેરા માણવા હું ઉપડું;
પૃથ્વીની વટાવી સીમ, સૂર્યમંડલો અસીમ,
છલંગે છલંગે આસમાનમાં અધર ચડું;
અનહદ ગુંજતા ઘૂમે અસંખ્ય તારલા,
પળ પળ પલટાતી તેજ-ઝુંફણોમાં આથડું.
રસના રમખાણ વચ્ચે, તેજના તુફાન વચ્ચે,
દેખું ના રસતેજમાં કો' પ્રિયાના સરિખડું!

૩૨

પ્રભુ જાણે પ્રિયાએ શું મારામાંહિ જોઈ લીધું,
પ્રિયામાં શું જોયું મેં તે જાણું હું તમામ:
સાગરે સૌ કણાએ હોય ખીલેલી ગુલાબી ઉષા
ભાવિની મુજ પ્રિયા કેરા કપોલોને ઠામ;
સર્જન, વિસર્જનના સાજ ઓગે જોયા મેં
લોચનના તેજમહિં ઉગ્ર-અભિરામ;
સમીર સંગાથ રમતી લેરખડી લટોમાં
મેં મંજ જગક્રાન્તિના સાંભળ્યા પેગામ!

૩૩

કલ્પનાની મૂર્તિ સજીવ આજ મારી થઈ;
દેહ ધારી ઉભું આજ આંખ સામે ખ્વાબ;
પૂછેલ, અણપૂછેલ સૌ યૌવનના પ્રશ્નોનો
એકાએક આમથી શું ઉતર્યો જવાબ!
લોચનના જામ ભરી પ્રિયાએ પિવાડી દીધો
ઉરમાંહિ સંઘરેલ સ્નેહનો શરાબ:
આળસ મરડીને ઉઠી ઊર્મિઓ અસંખ્ય ત્યારે
પ્રગટ્યો મુજ પ્રાણોમાં અજબ ઇન્કિલાબ!

૩૪

"કાવ્યને ન પ્રેમવિના વિષય અન્ય સાંપડે!"
મિત્રોનો સુણું છું કદી મીઠો ઉપાલમ્ભ.
"ઇશ્કના જ રાગડા! ઓથ બેતબાજીની:
કવિતા ને કલ્પના તો દુનિયાના દમ્ભ!
અધરમધુલાલચે લપટાણા સૌ લટુઓ:
સાચથી શરમાઇ રચ્યો સંતતાના સ્તંભ:
એક ફૂંક લાગતાં જ ધરતીની ધૂળ ચાટે—
ઇમારત આદર્શ કેરી સાવ બંબેબંબ!"

૩૫

હશે, ઘણે હશે, એવું: જગતના કટાક્ષ સૌ
નિજ નિજના અનુભવનું હોય છે નવનીત:
અધર અને લોચનના ડગમગતા કાઠ-પગે
ખોડંગાતી ચાલે એવી ન્હોય મારી પ્રીત!
અહિં તો એ આત્મકમલદલમાં બિરાજતી,
ગુંજતી મુજ છંદ કેરાં પદે પદે ગીત:
કાવ્યની જ એકમાત્ર ગિરા એ ઉચ્ચારતી
અવર વાણીસંઘના સામર્થ્યથી અતીત!

૩૭

છતાં રખે ફૂલી જાઇને પ્લેટોનિક પંડિતો
મને માની બેસતા આ દેહનો દુશ્મન!
આત્મવિના, દેહ જો મસાણમાં જ છાજતે',
તો દેહ વિના આત્મ ક્યાંથી આપશે દર્શન!
પ્રકૃતિ પરમાત્મ કેરો દેહ છે કે આત્મા?
ઉત્તર ઉચ્ચારશો કો' આત્મવાદી જન!
પ્રાણજ્યોત વિનિમયના ઉપજે ઉમંગ જ્યારે
આત્માને આત્મ આપે અધર પર ચુમ્બન!

૩૭

પ્રિયા અને હું તો સદા ચુમ્બનો જ માણીએ,
જ્યારે જ્યારે કવિતા અમ ઇચ્છે આરામ!
આત્મનનો થાક જાય, પ્રેરણાનો પાક થાય,
એક પન્થ ચાલતાં અનેક બને કામ!
ચુમ્બનથી ચોંકનાર સમજે શું સ્નેહમાંહિ,
પ્રિયાને પિછાણે નહિ, દેખે હાડચામ:
ચૂંથ્યા વણ ચાલે નહિ ચામડાં ચમારને
ગંદકીના ગોલાપા એનું જતો નામ!

૩૮

સૌન્દર્યથાળ ભરી પ્રિયા પાસે આવે ત્યારે
આઘે ઉભી કંપે, એવો કોણ હોય કાયર !
પ્રિયા ભેગ્યાને ધસનો જોજન વા દૂરથી
ઊર્મિઉછાળ કોણે દીઠો નથી સાગર !
સ્નેહના સમર્પણ, સૌન્દર્ય કેરા શાસનો,
ન્હોય શાન્ત આસનથી પેખવા સજ્યન
પાંખો પ્રમારે પ્રાણ, ઉર તોપ–ધડાકે ધાય,
ચેતન ઝમૂકે થાય પ્રેમ જ્યારે જાહેર !

૩૯

આકૃતિ હજાર રોજ લોચન લવચાતી
ઉગને સ્નેહાસને તો એકનો અભિષેક,
કર્ણમધુ સીંચતા ગુંજે હજાર કનવરો
આત્મની કુંજમા તો કોકિલા છે એક !
સૌન્દર્ય અખડ સર્વે સૃષ્ટિના પરમાણુઓ,
કરતા કૃતાર્થ કોઇ કોઇને પ્રત્યેક ·
અવનવા અનેક રચે વિશ્વો મુજ આત્મનમા
અન્ચિદ–આનદ સૃષ્ટિકણિકા તો એક !

૪૦

કુદરતે કરોડ કુણી ઊર્મિઓને ઉર ભરી
તેનું સમજાયુ ત્યારે સાચુ મને કારણ ·
એક દિન માર્ગ જતા જ્યારે હું પ્રિયા કેરી
આખોની અડફેટે ચડયો ભાવ વિના કારણ !
તસતસતી ચોળીમાહિ જગના જોબનિયા મે
જોઇ લીધા ઝુલતા ઉર–ધારણા–વિદારણ
પ્રકૃતિ પુરુષકેરા પ્રાસાદિક પ્રેમનો
બન્યો હું પુજારી ને બની એ પુજારણ !

૪૧

પ્રિયા કેરા લોચન શુ લોચન મુજ માડીને
બેસુ નિશ્ચેષ્ઠ કદી એક પળવાર :
સ્વપ્નેની સૃષ્ટિ પેર સમેટાઇ જાય ત્યારે
એકાએક બાહ્યાન્તર નિશેષ સસાર !
બધનો શિથિલ બને : આત્માને આવરતો
સરી પડે દેહના આચ્છાદનોનો ભાર :
સર્જનનો પ્રણવ–પ્રણવ પળપળ ઉચ્ચારતા
ગુજી રહે કેવળ યુગલ ઉરના ધબકાર !

૪૨

સ્વપ્નોના સર્જનનુ વિરાટ યત્રાલય એક
ગોઠવાયું પ્રિયા કેરી પાપણોની ઓથમા,
પ્રણયનુ જ નેણ ફક્ત પારખી પીછાણી શકે
એવા કોટિ કપ સ્ફુરે એના ઉદ્બોધમા ;
એક એક કપ શું ઉઠે અસખ્ય સોણલા–
ઝબકીને ઝરે સદા રાખે મને શોધમા ·
એકને ઉપાડુ ત્યા મટકી સરે સેકડો
મિલનમત્ત વ્હેતા અમ સમય કેરા સ્રોતમા !

૪૩

"પ્રિયા અને હું" તો હવે પ્રતિષ્ઠિત પેઢી બની
બેઠી રહ્યાં આલમમાં સ્વપ્નનો વેપાર;
દેશ ને પરદેશમાં, ખુણે ખુણે આડત ખોલી
પુગાડીએ નિત નવાં સ્વપ્નનો ભંડાર:
ઉર-ઊર્મિ જેટલી અસંખ્ય ભાત આપીએ:
મનગમતી, મ્હોંમાગી, હોય ખરીદદાર:
આંસુઓને મોલે, કોઇ જીવનને તોલે
વ્હોરે એક વાર તેનો થાય બેડો પાર!

૪૪

કોટિ કોટિ રૂપ અને રંગ કેરાં સ્વાંગ સજી
દાખવે છે કુદરત રોજ નિજની કદરદાની;
કૌમુદીના ચુમ્બને અધીર બની ગાજે છે
સાગર ગંભીર ઊર્મિ ઉછાળીને માની;
વસુધા વરસાદભીની રોમ રોમ ડોલાવે
ઝુલાવે ધ્વજાઓ જેમ જયવન્ત સેનાની:
પ્રિયાકેરઃ પ્રેમભીના સૌન્દર્યના ઘુંટડા
પીતાં પીતાં કેમ મારી જીભ રહે છાની!

૪૫

ઇન્દ્રચાપ કેરાં ક્યાંથી લાવું દિવ્ય તોરણો હું,
ક્યાંથી આણું મેઘનાદ કેરા સરંજામ?
પૃથ્વી કેરી આભ સાથે છેડાછેડી બાંધતા એ
ક્યાંથી લાવું વિશ્વજયોત વિદ્યુત્‌ના દામ?
કોટિ કોટિ ફુલડાં ને કોટિ કોટિ તારલા તો
કુદરતના કબાટમાંહિ પડયા એક ઠામ!—
પ્રિયા મારે પ્રેમઘેરે તોરણે પધારી: કયમ
વાણી પણ વેર્યા વણ બેસાય સુમસામ!

૪૬

આવો, ઓ શબ્દો, સૌ નિજ નિજની શક્તિ સાથ
જાઓ, જઇ પ્રિયા પગ નીચે પથરાજો;
પ્રિયા ફરતી ફેરતી સહસ્રરંગ કળીઓ થઇ
કોકિલ શા કંઠથી વસન્તગાન ગાજો;
દર્શવિવશ ઉરનાં અસંખ્ય લોલ લોચન થઇ
પ્રિયા કેરી સૂરત પી પી ને ધરાજો:
રસનું સંતાન ભલે વિશ્વ હો નિઃશંક, રખેય
ફરી ફરી ન આવે આવા ઉત્સવ-રસ-રાજે!

૪૭

મ્હોંજતને માંડવે આજ પ્રિયા કેરાં પોંખણાં:
ગાઓ, ગાઓ, શીખ્યા હો જે ગાવા કદી ગાન!
વ્યાસ, વાલ્મીકિની તાલીમનું પાણી આજે
દાખવવા સાંપડયું છે દુર્લભ આ સ્થાન!
કાલિદાસે કાર્યા, ભવભૂતિએ ભીંજવ્યા,
સોહવ્યો અનેક અન્ય રસવાને વાન:
આજ પ્રિયા પાસ થશે આપણનું પારખું—
નિષ્ફળ નિવડશો તો ઉતરશે ગુમાન!

૪૮

સંગીત ને નૃત્યથી, કલ્પના ને કૃત્યથી,
રમઝટ જમાવી દ્યો મુજ પ્રિયાની ચોપાસ,
મ્હેકે ને લ્હેકે ને સ્નેહ-અભિષેકે,
તૃપ્ત કરો પ્રિયા કેરા પ્રાણનો ઉલ્લાસ,
કોમળ કર-સ્પર્શે, પુષ્પોજ્જ્વલ ઉર-હર્ષે,
સાધો પ્રિયાના રોમ-હર્ષનો વિકાસ:
હસવો સૌ કોશ ગુપ્ત જલવો નિજ પ્રાણ સુપ્ત,
જપ્ત કરો પ્રિયાની પસંદગીનો " પાસ " !

૪૯

"રીઝાયેલ રમણીને નિત નવા ન્હોરા શા?"
એમ ગમે પૂછે કો માલિક મરતાના!
રીસાયેલ રમણીને રીઝવવી સ્હેલ છે પણ
રીઝેન રસગાણીથી તો હારે ખાનખાના!
ઉજવવા આસાન નથી અર્પણના ઓચ્છવો
શૌર્ય-સાખ પૂરશે સંસાર-શહીદખાના!
આતમની જ્યોત થકી આરતી ઉતારશી
ત્યાં તરી પાર ઉતરે કો આશિક મર્દાના!



૫૦

સપના હજાર સેવ્યાં, એકકે સધાયું ના
તેની તીવ્ર વેદનાથી વ્યાકુળ હતું ઉર,

ગતદિન રોતાં આ જીંદગી ધોવાતી જાતી
મૃત્યુ યે ન ભાસતું'તું ઝાઝું હુંથી દૂર,

ચંદ્રકળા પેર લુપ્ત થઈને પ્રફુલ્લવાનો
ઈનામ થાય હાસન, એવું ન્હોતું પ્રાણપૂર,

દાખવ્યો ત્યાં દાવ એક-અમાસો અલોપ થૈ
નીહાળી સનાતન-પ્રણય-પૂર્ણિમા-મધુર!

સખિ, એવા તે શા તારા લોચનના નૂર!
સખિ, એના તે શા તારા આતમના પૂર!



# ગીત વર્ષા

ઈન્દુલાલ ગાંધી

## પા ત્રો

મયુરી
ભતવારી

બીજકલા
મંડુકકન્યા

વનમાળકો

ખેતરનો એક ખૂણો. દૂર લાંબાં લાંબાં ઝાડ દેખાય છે, નાળીએરી જેવાં. એની પાછળ પર્વતની હાર પડી છે. સૂરજનો છેલ્લો પ્રકાશ કાળાશમાં ભળી જતો હોય છે, હાથમાં મોરપીછાંની ઝારી લઈને મયૂરી નાચતી ગાતી પ્રવેશે છે.

મયૂરી

આકાશના રંગ મારી આંખમાં ભર્યા છે તેથી
ઊડવાનું ગમે મને દૂર અતિ દૂર :
પાંખોમાં ભરી છે વાયુ બંસીની ઉમંગ છટા
ઊંચે ચડી સાંભળું હું વાદળીના સૂર.

તળાવની કિનારીએ પાણી પીવા બેસું ત્યારે
આકાશની છાયા આવી પાણીમાં ડોકાય,
પાણી પીવું છોડી પણે અનંત આકાશી પથે
તારા સીડી માંડી મારૂં મન હરખાય,

બગીચાને વાડીઓના લીલવણી મોલ દેખી
ઊતરૂં હું થાક લેવા હરિયાળા માંહ્ય
છાયા મહીં શ્વાસને વિરામી ઘડી બે ઘડીમાં
ઉપડું હું ધરતીની ઓળખાને લાહ્ય.

ઝીણી ઝીણી પવનની પિછોડીઓ ઝાલીઝાલી
નાનીનાની પંખી મંડળીઓ મલકાય :
પગલાંની કેડી કરી એકજ અવાજે પેલાં
નાનાં પંખી નાના કંઠે મધુમય ગાય.

મુક્ત છતાં કુંડાળાની કેડી મારે સાચવવી
એતો તમે કહેશો કેવું કપરૂં છે કાજ ?
કેડી ભુલી જાઉં તો હું ભુલી પડી, નીચે પડું
પછી કાને આવે નહિ કોઈનો અવાજ

...રી : એવું રોજ નથી બનતું મારી બ્હેન, ...જ નથી બનતું. તારી અને મારી વચ્ચે સમ...ણ જુદી છે.

...જ : સમજણ જુદી ? એ શું ?

...યૂરી : તું તો માને છે કે વાદળાં આવે છે ... પાણી ઠલાવી જાય છે. તને ખબર છે વાદળાં ...ાંથી આવે છે ? એની પહોળી પહોળી પાંખોમાં ...ે કયા સાગરનું પાણી ઉલેચી લાવે છે ? ખારા ...ાણીને મીઠું બનાવવાની એની આવડત આપણા ...ાનમાં છે ? આખા અંગને નીચોવીને એક એક ...ીપું એ ધરતી ઉપર મૂકે છે. એ એક એક ...ીપું એક એક મોતી છે.

...ીજ : મોતી ?

મયૂરી : મોતી નહિ તો બીજું શું ? પાણીમાં આંગળાં બોળી તું એનું એક ટીપું કાચ ઉપર મૂક અને તેના ઉપર સૂર્યનું અજવાળું આવવા દે. પછી જોજે કે એ કેવું ચળકે છે ! સાચા મોતીની તમામ સુંદરતા એમાં ઉઘડી હોય છે.

બીજ (કંટાળી) : ધૂળ અને પથરા. ચાલો બાઈ, આપણે તો તારી વાતોથી કંટાળ્યાં. છેડો જ નથી આવતો.

મયૂરી : શું ધૂળ અને પથરા એ રત્નો નથી ? ઘર ચણવાના કામમાં કાચના કકડા થોડાજ કામમાં આવે છે.

બીજ : હજી તારી વાતનો છેડો નથી આવ્યો ?

મયૂરી : છેડો ક્યાંથી આવે ? હજી વરસાદ આવ્યો નથી. ખેતરની માટી ભીની થઈ નથી. બીજને પાણી પહોંચ્યું નથી. પછી છેડો ક્યાંથી આવે ?

બીજ : આપણને તો તારી વાતમાં કાંઈ રસ નથી પડતો.

મયૂરી : વરસાદની વાતો તને ગમતી નથી, સુકી ધૂળને ઉપણું છું એ પણ તારાથી સહન થતું નથી. બીજકલા, તું તે કેવા જાતની માછલી છે કે તારાથી પાણી પણ સહેવાતું નથી. જમીન પણ ખમાતી નથી.

બીજ : મને તો ઝાડનો છાંયો ગમે છે, પણ જ્યાં વરસાદ જ નથી આવતો ત્યાં ઝાડ ક્યાંથી ઉગે ?

મયૂરી : ઝાડ નહિ હોય ત્યાં વરસાદ નહિ હોય.

બીજ: તો ઝાડને ઊગાડવા માટે પણ વરસાદે આવવું પડશે.

મયૂરી : આવશે, જરૂર આવશે.

ખેતરમાંથી ભતવારી ગાતી ગાતી નીકળે છે.

ભતવારી

એક અજવાળી રાતે તારલીને પૂછી જોયું
વાદળીઓ દોડી દોડી કેણીગમ જાય ?
તડકો ન આવે તોય સરિતાની કાયા શાને
અબોલ રહીને આમ એકલી સૂકાય ?

તારલીઓ બોલે ઝીણું
વાદળીઓ ગાય તીણું !

એની કિકિયારીમાં શે કમલણંસીશું પેલી
તા ર લી નું ગી ત સં ભ ળા ય ?

ધનુની કમાનો રંગબેરંગી રૂપ પહેરીને આખા આભને ઘેરી લે છે. એ બધી કુદરતની કવિતા નથી:ત્યારે બીજું છે શું ? (ધીમે ધીમે ગાય છે.)

એતો ઊડી ગગનમાં ધીમે ધીમે જાય;
સૂરજ આકાશ વચ્ચે
ચાંદો યે આકાશ વચ્ચે:

આકાશની વચ્ચે આવી વાદળાં ધસાય.
નાચવું યે એને એમાં,
ગાવાનું યે એને એમાં

ઇન્દ્રધનુ રોજ એના વાવટ લઈ જાય
સંદેશાઓ હોય નવા

એક એક રંગની અનેક વાત લખી એમાં
આભની ચુંદડીને છેડલે બંધાય
ચુંદડીએ ઇન્દ્રધનુ,
વાદળીએ ઇન્દ્રધનુ,

ઇન્દ્રધનુ તણું આભે ધણુ ઉભરાય.
આવોને આકાશ રાણી !
વણીએ વાયુની વાણી

પૂંછડીઆના તારા જેમ વાયુ પણ ઉંચે સાથે
ધરતીને આળલે ટીંગાય

શિખરની કરાડમાં ભટકાતી ભટકાતી
વાદળીઓ છુટી છુટી જાય
ઓરે, ઇન્દ્રધનુ આવો
વાતો વર્ષાની લાવો,
મેઘરાજાને સામૈયે
ગગળાટ ગીતડાં ગવાય

મંડૂક કન્યા નાચતી નાચતી આવે છે.

**મંડૂકકન્યા :** તારૂં ગીત તો ઠેઠ તળિયા સુધી સંભળાય છે અમને. તું તો બહુ મઝાનું ગાય છે હં.

**મયુરી :** એતો તળાવમાં પાણી નથી એટલે મારૂં ગીત સંભળાતું હશે. તળાવમાં પાણી ભરાશે. શેવાળનું મખમલ પથરાશે. પવનનાં હાલરડાં ગવાશે ત્યારે તો તમે મને સંભારશો પણ નહિ.

**મંડૂકકન્યા :** એવું કેમ બોલો છો ? તમારાં ગીતો સાંભળીને અમે નવાં ગીતો બનાવીએ છીએ. તમારૂં ઋણ કાંઈ અમે ભુલી જતા નથી.

**ભતવારી :** પણ ગીત ગાવાનીયે વેળા જોવી જોઇએને. ખાબોચીઆમાં ને કુવામાં. પાણીમાં ને કાદવમાં આડે વગડે કકળાટ કરી મૂકો છો. વળી સૌએ એકજ જાતનું ગાવાનું. કાને પડયું સાંભળવા દેતા નથી તમે તો.

**બીજ :** વરસાદનો હરખ જોવો હોય તો પૂછો એમને.

**મંડૂકકન્યા :** એમ બનાવો છો શું ? અમે યે તમારા પડોશી છીએ હાં.

**મયુરી :** અમે તમને પરદેશી ગણતા નથી.

**મંડૂકકન્યા :** ગણો તોયે હું કયાં પરદેશી થઇ જવાની છું ? અમારો કુટુમ્બપરિવાર તો તમારી વચ્ચેજ ઉછરે છે ને ! વાદળના ગગળાટ સાંભળીને અમારા કાન બંધ થઇ ગયા છે એટલે નવાં નવાં ગીત અમે સાંભળીએ કઇ રીતે ? જુઓને, અમે તો આમ ગાઇએ છીએ. (ગાય છે ને નાચે છે.)

ઊંડા તળાવના ઊંડા અંધારાં એ
શાને કાજે તેં મને ઘેરી લીધી !

એવું કે સાંભળવું અંધારે કેમ કરી
મારી કાયાને એણે કેવી પીધી ?

ઓરે તળાવ, તારી આગળની સાહ્યબી
શાને અંધારાને દે'તું નથી ?

કાદવ ઊપર જેણે મેનારથ હાંકિયા
એનું યે માન કેમ રે'તું નથી ?

સૂરજના રંગેલા પાણીમાં પાંખ ધોઇ
કેવા આકાશ પંખી ઊંચે ઊડે !

ઊંચે ચડીને એનો પ્રગટાવે ચંદ્રમા
એમાં તારાની આંચ ક્યાંથી ખૂટે !

તું તો પૂનમ, ચાતરાણીની ઓઢણી
ઓલા અંધારાને કજે આવું.

મારી કાયાને ડંખ લાગ્યા છે દોહ્યલા
એથી. અહેરૂં હું ક્યાંથી માગું !

( વાદળમા અવાજ શરૂ થાય છે. વીજળી પણ ચમકે છે. ધીમે ધીમે ફોરા પડવા શરૂ થાય છે. ચારે જણી આનંદમાં નાચી ઊઠે છે. ચારેકોરથી બીજાં વનબાળકો નીકળી આવે છે. ને ગાય છે.

વનબાળકો (ગાય છે)

વર્ષાને પંથ જતી વાદળીને ઓટલે
અમૃત ભરેલ કોઇ આશાભીનાં:

રજનીની મેઘઘેરી ઓઢણીને છેડલે
બંધાયાં તારલીનાં લોચન તીણાં !

આંખડી ભરેલ જેની શ્રદ્ધાને સોણલે
આશા તંતુએ ગુંથ્યું અંતર જેણે

વાદળીનાં હૈયાં-હેત નીચોવ્યાં નેણલે
વીજળીને વેણીમાં ગુંથ્યા એણે !

આકાશી અંગ મેઘ-રંગથી રંગાયલાં
દિશાએ ઓઢ્યાં ચીર જલનાં આજે.

ધરતીને અંક ભર્યાં મોતી અનંતનાં
એનાં હૈયામાં પૂર નવલાં ગાજે !

(સૌ ગાય છે ને ગોળ ગોળ ફરે છે)

(પડદો)

# ઉંઘણશી

મીઠાં મીઠાં સ્વપ્ન અનેક આપી
હજુ મને ઉંઘ લુભાવતી હતી;
બની 'મીઠોસાકર' ધાબળો મને
પથારીનું ગીત પઢાવતો હતો !

"એ દૂધ લ્યો"— અહહ ! કર્કશ કોણ બોલ્યું ?—
હું હૂંફમાં સળવળું, ન કમાડ ખોલું.

શરૂ થઇ વેધક ઘંટડી ત્યાં
"થઇ ગયા આઠ ? ઘડીજ છે ક્યાં !
ડબ્બી દિસે શું ઘડિયાળ છે આ ?"
સુઇ રહ્યો અંગુલિ ઘાલી કાનમાં !

ત્યાં કાન સોંસરૂં જતું—" પણ દૂધ લ્યો કી ! "
એવું વદી મદીય વેરણ દૂધવાળી !

" धिक् तां चं तं च " વદતો લઇને તપેલી
ઉભો થયો લથડતે પગ ખોલી ડેલી.
આંખો મીચું તુરત વિશ્વ બને રૂપેરી,
આંખો ખુલે, અરર ! વિશ્વ દિસે સુનેરી !
સોનુ નહિ, 'ફક્ત સોણું' સ્વિકારવાના,
યોગી જનો કદિ સમાધિ ન ત્યાગવાના.

જે રાત્રિ છે અવરની, નહિ યોગીની તે
ગીતા વદે, શ્રુતિ વદે, નયનો વદે છે.

સ્મર્યાં મેં કૃષ્ણને હૈયે, આવ્યા તે ગરુડે ચડી
લઇને શંખ ચક્રાદિ, ભુરે મોઢે રહ્યા વદી—
"न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥"
"કેવો રૂડો તમ મુલક ! ત્યાં ભક્તને લો ઉપાડી"—
બોલું હું ત્યાં સ્વપન હરતી પાયમાં ઠેશ વાગી.

સુઇ ગયો પુન શ્વાપદ  ગાદલામાં
વીતી હશે ઘડી, ઘડીદ્વય તેટલામાં
મ્હારા મુખે સુખદ સ્પર્શ  કંઈ થયોને
મ્હેં ઉંઘમાં, સુખદ સ્વપ્ન મહીં દીઠુ કે
જાણે મને—કહુ ?—સુકોમળ ચુમ્બનોથી
કો અપ્સરા સતત ખુબ  નવાજતી'તી
ને કોમલ સ્વગથી મજુલ શ્લોક પેલો
જાણે  મને  મનપસંદ સુણાવતી'તી;
કિન્તુ થયો  લગીર કર્કશ સ્પર્શ હોઠે
ને નાકમાં સળવળ્યુ કંઇ, પૂર્ણ શેષે
રાતાં દ્દગો ત્વરિત અર્ધમિચ્યાં ઉઘાડયાં·
મ્હે શુ દીઠુ 'સજ્જુર ! હુ કહુ છુ તમોને
મ્હારે ત્રિનેત્રસમ નેત્રત્રયી હતે જો
ખોલ્યા વિના  નયનયુગ્મ, ક્ષણાર્ધમાં તો
નેત્રૈકનાં જ  દવથી બની જાત ભસ્મ
એ મોતડી કુતરીની. ખુશ થાત  ચશ્મ
ને "મર્મદાગ્ક ભભુત' ભરી શીશામાં
અબ્દ્ભુત વેશ, ધરી ભેખ દશે દિશામાં
આહ્લેકનો ફુકત શંખ  અરે નશીબ !
નિદ્રામહિ  નહિ હતુ તન ભાન જયારે
ડેલી ખુલ્લી રહી,ગઈ, મહિ પેશી ત્યારે
શાને બધુય દૂધ પી ગઈ મોતડી  તુ ?
ચાના વિના ટળવળુ અય  મોતડી !;હુ
ચાના વિના
ટાંગા ઢીલા; કુતરીએ મનખો બગાડયો '

પ્રફુલ્લ અત્રિ

# સાધુનો શાપ !

સિંધની લોકગાથા

ડુંગરસી ધરમસી સંપટ

હંસગતિથી યુવતી પોતાના માથે પાણીનું બેડું લઇ પાણી ભરવા જાય છે. કુવા પાસે આવી બેડું નીચે ઉતારી સીંચણીયાને છુટું કરે છે એટલામાં તો અકસ્માત ઉપરથી ફડફડાટનો અવાજ એને કાને આવે છે. ઉંચે જુવે છે તો એક કબુતર પોતાના સમગ્ર બળથી નાસતું એના પગ પાસે આવીને પડયું. ધનુષ્યમાંથી તીર છુટે એવી રીતે રાજકુંવરનો બાજ એની પાછળ છુટયો હતો. કબુતર એના પગ પાસે ઢગલો થઇ પડયું. બાજ પોતાનો શિકાર છટકવાથી નિરાશ થઇ પાછું ઉડયું.

"આ તો મારો વહાલો મોતી છે." કબુતરને પસવારતાં યુવતી બોલી, "મારા વહાલુડા, તું કેવો ગભરાયો છે ?"

સામે નજર કરે છે તો એક યુવાન સ્વરૂપવાન પુરૂષ ઘોડા ઉપર બેઠેલો આવતો જોવામાં આવ્યો. એના હાથ ઉપર શિકારી બાજ બેઠેલો હતો. એની આસપાસ શિકારીઓનું ટોળું હતું. બ્રાહ્મણાબાદનો યુવરાજ હલુગય શિકારે નીકળ્યો હતો. શિકાર ન મળવાથી એણે પાળેલા કબુતરો ઉપર પોતાનો બાજ છોડયો હતો. બાજના શિકારને કોણે રક્ષણ આપ્યું હતું તે જોવાને તે કુવા પાસે આવતો હતો.

કુવા ઉપરની વ્યકિતને જોતાંજ તે થંભી ગયો. એક સ્ત્રીમાં આવું સૌંદર્ય તેણે કદી જોયું ન હતું. ખરેખર બ્રહ્માએ નવરે દિવસે આ રૂપ રૂપની પુતળી ઘડી હશે! રાજકુંવરની મલીન દૃષ્ટિ એના ઉપર ચોંટી રહી. મદુ યુવતીના આકર્ષણે એને વિવ્હળ બનાવી દીધો.

"છોકરી, કબુતર આપ."

"એ કબુતર મારૂં પાળેલું મોતી છે. હું એ નહિ આપું." છોકરીએ નજર નીચી કરી જવાબ આપ્યો.

'એમ! ખુશીથી એને રાખ" યુવરાજે મીઠાશથી કહ્યું 'મને જરા પાણી પાઈશ? તરસ્યો છું હથેળીમા જરા રેડીશ?"

મદુયુવતીને રાજકુમારની આખનો વ્યકત વિકાર રુચ્યો નહિ. "તમારા નોકરને મોકલો તો ઘડો ઉપાડી તમને પાણી પાય"

"એમ કેમ બની શકે? અમારા ઘોડા પાણીદાર છે. સ્થિર ઉભા રહી શકે નહિ તેથી પાણીનો ઘડો ઉપાડવા આવે અને પાય તેટલામા ઘોડો કોણ સાચવશે? પોતાના રાજકુમારને શું પાણીની ના પાડીશ?'

મદુકન્યાએ ધડકતે હૃદયે પાણી પાવા માટે ઘડો ઉંચો કર્યો રાજકુમાર નીચે ઉતરી હથેળીથી પાણી પીવા લાગ્યો ક્ષણવારમા એણે ઘડો ફેકી કન્યાને ઉચકી ઘોડા ઉપર બેસાડી, પુંઠે એક છલાંગ મારી પોતે ચડી ઘોડાને દોડાવવા માડયો કન્યાએ છુટવાને બહુ ફાંફા માર્યા પરંતુ રાજકુંવરના મજબુત હાથોમાથી છટકી શકી નહિ તે પ્રથમ પોતાના સગા સબંધીઓને બોલાવવા બુમો નાખવા માડી પરંતુ વેગવાન ઘોડાઓ થોડાજ વખતમા મદુઓના ગામથી દૂર નીકળી શહેર તરફ ચાલ્યા ગયા

ચીસો નાખતી છોકરીને લઈ રાજકુમાર ભરબજારમા હજારો માણસોની વચ્ચે ઘોડો દોડાવતો મહેલ તરફ ચાલ્યો દલુરાયના દુષ્કર્મોથી પ્રજાજનો અજાણ્યા નહોતા કોઈની હિંમત વચ્ચે પડવાની રહી નહિ રસ્તામા મહાદેવના મંદિરના દ્વાર પાસે એક વૃદ્ધ બાખી બાવા ધુણી સળગાવીને બેઠા હતા. વૃદ્ધ સાધુ ઉભા થઈને ઘોડેસ્વારોને ઉભા રહેવા મોટા શબ્દોથી સંબોધવા લાગ્યા સાધુએ યુવાનસુલભ ચપળતાથી ઓચીંતા કુદીને દલુરાયના ઘોડાની લગામ પકડી લીધી.

"અરે રાજકુમાર, એ કયા અનર્થ કર રહે હો છોડદો યહ ગરીબ કન્યાકો" રાજકુમારે જવાબમા સાધુને જોસથી પગથી ઠોકર મારીને પાડી નાખ્યો.

સાધુબાવા તરત ઉભા થઈ મોટે અવાજે બોલ્યા.

"રાજકુમાર, તુને બડા દુષ્ટ કર્મ કિયા હૈ મે તપસ્વી યોગી તુમકો શાપ દેતા હૂં કિ થોડે વખતમે તેરા ઔર તેરા શહેરકા નાશ હો જાયગા તેરા શહેર ફિર બસેગા નહિ ઈધર કૂત્તે ઔર પશુપક્ષી રહેંગે"

સાધુના ગંભીર વચનો સાંભળી સર્વે સ્તબ્ધ થઈ ગયા રાજકુમાર એ સાંભળી ધ્યાન આપ્યા વગર મહેલમા ચડી ગયો.

◆

સિંધના હિંદુ રાજા આમરાયના શાસનથી પ્રજા ઘણી સુખી હતી. રાજાને એક જ કુમાર હતો અત્યંત લાડમા અને પિતાના વાત્સલ્ય નીચે કુમાર સ્વેચ્છાચારી થયો રાજા આમરાય એને સુધારવા અનેક પ્રયત્નો કરવા લાગ્યા સારા સારા બ્રાહ્મણ પંડિતો એના શિક્ષણ માટે રોકયા પરંતુ દલુરાય એ પંડિતોને અપમાન કરી કાઢી મુકતો હતો. સિંધભરમાં શ્રેષ્ઠ એક વૃદ્ધ પંડિતો રાજાએ પુત્રના અધ્યયન માટે ખુબ બહુમાન કરીને મુકયો પંડિતને રાજકુમારે ખુબ માન આપી આજ્ઞાંકિતતા દર્શાવી શરૂઆતમા

પંડિતને ભાંગ પાઈ કુમારના હજુરીઆઓએ એની મુછો મુંડી એને સ્થળે કાગડાના પીંછા મુંઢથી ચોંટી પંડિતને લાજી મરવા જેવું કર્યું. રાજકુમાર એવા દુષ્ટ સ્વભાવનો હતો. રાજા આમરાઇ કુમાર ઉપરના સ્નેહને લીધે એ દુષ્ટતાનો કાંઇ પ્રતિકાર કરતો ન હતો.

❖

"તું મારી થા. હું તને રાજરાણી બનાવીશ."

"રાજકુમાર, મને શા માટે સતાવો છો ? મને છોડી દો."

"આ સુંદર વસ્ત્રે, અલંકારો અને મહેલ તારાં જ છે. હું તને મોટી સાહેબીમાં રાખીશ."

"મારે કાંઇ જોઇતું નથી. મને મુકી આવો."

"તું હવે તારે ગામ જઇ શું કરીશ ? તારા માબાપ હવે તને ઘરમાં સંઘરશે નહિ. શા માટે તિરસ્કૃતા થાય છે ? અહિ પાદશાહી ભોગવ."

"ભુખે મરવું પસંદ કરીશ, પણ તારી સાહેબી મારે હરામ છે."

રાજકુમાર જોરથી કન્યાનો હાથ પકડી તેના ઉપર બળજબરી કરવા ધસ્યો. એટલામાં બારણું ઠોકાયું.

"કોણ છે ? મને હમણા બોલાવવાની મેં મનાઇ કરી છે"

"રાજાજી અત્યંત બીમાર છે. તમને બોલાવે છે."

"જા કહે, હું હમણા નહિ આવું." કામાતુર અંધ થઇ ફરી કન્યા તરફ દોડ્યો. ફરી બારણું ઠોકાયું.

"કોણ છે ? શા માટે મને પજવો છો ?" રાજકુમારે પોતાનો પગ ઠોક્યો.

"આપને ત્યાં પાટવી કુંવરનો જન્મ થયો છે. રાજ્યમાં ભારે સમારંભ કરવાનો છે. સૌ તમારી રાહ જુવે છે."

"ચાલ્યો જા. મારી તબીયત સારી નથી. મને સુઇ રહેવા દે." રાજકુમાર યુવતી તરફ પાછો ફર્યો. એટલામાં ત્રીજી વખત દ્વાર ઠોકાયું. "જલદી ચાલો. રાજાજીનો સ્વર્ગવાસ થયો છે. બહાર તમારો વિશ્વાસુ "વાંભો" તરત તમને બોલાવે છે. જીવન મરણનો સવાલ છે."

કુમારે કચવાતે મને બારણું ખોલ્યું. બહાર નીકળી બારણાને તાળું લગાડી ચાવી પોતાના ખીસામાં નાખી.

બહાર વાંભો ઉભો હતો. એ કુમારની નજદિક આવ્યો. "બહુ ખરાબ ખબરો છે રાજાજીનો સ્વર્ગવાસ થયો છે."

"એ ખરાબ ખબર શાના ? હું હવે રાજા થવાનો. એતો ખુશ ખબર ગણાય."

"રાજાજી ત્રાંબાના પત્રે લેખ લખાવી ગયા છે. રાજ્ય ઉપર તમારો હકક કાઢી નાખ્યો છે. તમારા તરતનાજ જન્મેલા કુમારને ગાદી મળવાની છે."

"હું જીવતે એમ કેમ બને ? કેની માએ શેર સુંઠ ખાધી છે જે મારી પાસેથી રાજ્ય લઇ લે!"

"ઉતાવળ નહિં કરો તો પસ્તાશો. દિવાનને ત્યાં બાપાતો અને અધિકારીઓ ભેગા મળ્યા છે.

ત્યા રાજાજીના ફરમાન મુજબ સર્વ ઘાટ ઘડવાની તૈયારી થઇ છે."

"ત્યારે હવે મારે શુ કરવાનુ છે?"

"રાજ્યના તમારી આણ ફેરવો વિરોધપક્ષને કચરી જડમુળથી નાશ કરી નાખો સુસ્તી કે મોજશોખનો આ સમય નથી."

રાજકુમારે તરતજ પોતાના સાથીઓને મોકલ્યા જાહેર ઢોલીને એનાથી શહેરમા જુદે જુદે ઠેકાણે ઢેલ વગાડીને પોતાને રાજા તરીકે જાહેર કરાવી દીધો

રાજકુમાર ઘોડે ચડ્યો પોતાના ખસો હથિયારબંધ માણસો લઇને એ દિવાનજીના ઘર તરફ દોડયો

વૃદ્ધ દિવાન શોકગ્રસ્ત ચહેરે બેઠો હતો રાજ્યના ભાયાતો અને મુખ્ય અધિકારીઓ એને વીંટીને બેઠા હતા દિવાને તામ્રલેખ આગળ કરીને સૌને વચાવ્યો

"સ્વર્ગવાસી રાજા સાહેબે મને અને ન્યાયપક્ષને આનો અમલ કરવા શાસ્ત્ર આપી બાંધી લીધા છે" દિવાને શાંત સ્વરે જણાવ્યુ. નાના બાપુરાજ કુમારની આણ ફેરવવાની અગત્યતા ઉપર એણે ભાર મુક્યો.

'રાજકુમાર દુર્ગાપનો હક્ક આપણાથી મારાય નહિ" એક ભાયાતે આગળ વધીને કહ્યુ

'આપણે હક્ક માગવાનો ક્યા સવાલ છે? આ તો રાજાજીના છેલ્લા નિર્ણયની વાત છે એમની અંતિમ આજ્ઞા પ્રમાણે વ્યવસ્થા કરવાની છે" દિવાનજીએ જણાવ્યુ

"રાજ્યગાદી પાટવીકુવરની જ પરંપરાથી ચાલી આવી છે, એમા કોઇથી ફેરફાર થઇ શકે નહિ." બીજા ભાયાતે મુછ ઉપર તાવ દેતા કહ્યુ 'રાજ્યગાદી ઉપર એનો જ ખરો હક્ક છે."

"પરંતુ ભવિષ્યની પ્રજાના સુખનો પણ વિચાર કર્યો કે નહિ? રાજકુમારના સ્વભાવ, રીતભાત અને વર્તણુક તમને સૌને જાણીતા છે સ્વ. મહારાજાનો એમના ઉપર અત્યંત પ્રેમ હતો છતા રાજ્યના ભલા માટે એઓ જે આજ્ઞા કરી ગયા છે તેનો આપણે કેમ ભંગ કરીએ? રાજાને ગત થયા હજી થોડા કલાક થયા છે એની આજ્ઞાનો આટલા જ સમયમા વિરોધ!"

''જોખમદારી પડશે સૌ સુધરી આવે દુર્ગાપને પણ આપણે સુધરવાની તક દેવી જોઇએ" ત્રીજા ભાયાતે ટાપસી પુરી

"સુધરવુ ક્યારે? વીશે ન સુધર્યો તે પચીશે કેમ સુધરશે? સિંધના નામાંકિત પંડિતો જ્યા હાથ છાંડી ભાગી ગયા છે ત્યા તમે બીજાનુ શુ ગજુ! એના ખરાબ મોજમજીઓ અને ગાડ ચુનાની એને કેમ સુધરવા દેશે -"

'આવી નિરાશા રાખવી સારી નથી" એક ભાયાતે વળી કહ્યુ.

સભામા બે મત પડી ગયા કાંઇ નિર્ણય ઉપર અવાયુ નહિ એટલામા આ વાતુ મંડળની વચ્ચે હથિયારબંધ દુર્ગાપ પોતા

સોબતીઓ સાથે આવી પહોંચ્યો. પહેરગીરો એને અટકાવી શકયા નહિ.

સૌએ ઉભા થઇ રાજકુંવરને માન આપ્યું

રાજકુંવરે ધીરેથી પુછ્યું, 'શું વિચારો છો ?' વૃદ્ધ દિવાને રાજાની અંતિમ ઇચ્છાનું તામ્રપત્ર રજુ કર્યું. કોઇ કાંઇ બોલ્યું નહિ.

"આ તામ્રપત્રના ટેકામાં કોણ કોણ છે ?" રાજકુમારે કરડાકી સાથે પુછ્યું. દિવાન, સેનાધિપતિ અને કેટલાક વૃદ્ધ અધિકારીઓ સિવાય બાકીના રાજકુંવરને છાબડે બેસી ગયા.

રાજકુંવરે ઇશારો કર્યો. હથિયારબંધ માણસો દિવાન અને તેના નાના મંડળ ઉપર કુદી પડયા. પોતાની જીંદગી ભયમાં જોઇ એમણે પણ હથિઆરો કાઢી સામનો કર્યો. દિવાનના દિવાનખાનામાં ભારે ઝપાઝપી થઇ. અધિકારીઓના મડદાથી દિવાનખાનું ભરાઇ ગયું.

દલુરાયને રાજા તરીકે જાહેર કરવામાં આવ્યો. દેશભરમાં સૌ અધિકારીઓને વૃદ્ધ રાજાના મૃત્યુના અને યુવાન રાજાના અભિષેકના ખબર મુકવામાં આવ્યા. ચતુર વાંભીએ દિવાનનું કામ સંભાળી લીધું.

સ્વ. રાજાની અંતિમ ક્રિયાઓ તરતજ પતાવી લેવાઇ. દલુરાય ઉતાવળો ઉતાવળો મહેલ તરફ જાવા તલપાપડ થઇ રહ્યો. પરંતુ વાંભાએ એને અટકાવ્યો.

"એટલી ઉતાવળ ન કરો. કાલે પિતાનું શ્રાદ્ધ સરાવી લ્યો. પછી મોજશોખ. પહેલાં તમારો પાયો મજબુત બનાવો."

દલુરાયનું મન મદુકુમારીમાં પડયું હતું. જ્યાં વાંભામાં વિશ્વાસ હોવાથી બે દિવસ સુધી એ મહેલના ગુપ્તભાગ તરફ ગયો નહિ એણે પિતા પાછળની ક્રિયાઓ સર્વે ઉતાવળથી આટોપી લીધી.

"હું ધારૂં છું કે હજુ તમે બે ત્રણ દિવસ રાજ્યકાર્ય સમજી લેવામાં ગાળો હજી આમ તદ્દન ભયમુકત થવાનું નથી.' વાંભે રાજાને ધીરજ રાખવા કહ્યું.

પરંતુ દલુરાયનું મન તો ચોવીસે કલાક મદુ કુમારીમાં ચોંટેલું હતું. એ વાંભાને એક ગાળ દઇ અપમાન કરી મહેલ તરફ ગયો.

ઓરડામાં ખુણામાં ઢગલો થઇ કન્યા પડી હતી. બે દિવસ થયા એણે કાંઇ ખાધું નહતું. રોઇ રોઇ એની આંખો રાતી થઇ ગઇ હતી. એનું મોઢું તદ્દન સુકાઇ ગયું હતું. તે વલોપાત કરતી હતી. જોરથી નિસાસા નાખતી હતી. તેને રાત્રે ઉંઘ આવતી નહોતી એનું શરીર અને વસ્ત્રો મેલાં થયા હતાં.

દલુરાયને આવતો જોઇ એ ઉભી થઇ ખુણામાં ભરાઇ ગઇ. અત્યંત ભયમાં પણ તેની હિંમત અજબ હતી.

"હવે તમે રાજા થયા છો. હું તમારી પુત્રી છું. મને છોડો" એણે ધીમેથી કહ્યું.

" પ્રિય શિકારને તે કોઇ છોડતું હશે ! " રાજાએ હસતા હસતા કહ્યું.

"હું શિકાર શેની ? હું તો તમારી પ્રજા છું.

"નહિ તુ મારી પ્રિયા છો. મારા હૃદયની રાણી છો. રાજાને પ્રસન્ન કરવાનો પ્રજાનો ધર્મ" દુર્ગાય નજદિક ગયો.

"ખબરદાર મારી સમીપ આવ્યા તો!"

"શુ કરશે?"

"હમણા નહિ કહુ. પણ નજદીક આવવામા સાર કાઢશો નહિ"

કામી આધળો ખડખડ હસતો કન્યાની નજદીક આવ્યો. વિજળીની ઝડપે કન્યાએ પોતાના વસ્ત્રોમા છુપાવેલુ ખંજર કાઢ્યુ તેણે રાજા તરફ મારવા હાથ ઉગામ્યો. દુર્ગાવતુ ખંજર એણે ઓરડામાથી શોધી ઉપયોગ માટે સાચવી રાખ્યુ હતુ.

રાજા ખંજરનો ઘા ચૂકવી પાછો કુદ્યો ઘા ફોકટ ગયો.

બંને એક બીજા તરફ શિકાર અને શિકારીની પેઠે મીટ માંડી તાકીને જોતા ઉભા. ઓચીંતા વીજળીનો તેજસ્વી ચમકારો અને તેની પાછળ ભયંકર ગર્જના થઇ. વાતાવરણ બદલી ગયુ, ભયંકર ઉત્પાત થવા માંડ્યા દિશાઓ ધુંધળી થઇ ગઈ. કાંઇ અવનવુ બનવાની આગાહી થઇ.

મહેલના આંગણામાથી પોકાર ઉઠ્યો બચાવો બચાવો, બચાવો!

રાજા ગભરાઇને બારી બહાર ડોકિયુ કરી જોવા લાગ્યો. નાસભાગ થતી તેણે જોઇ કોઇ પહેરેગીર ત્યાં રહ્યો નહોતો.

'શું છે?' એણે મોટેથી બુમ નાખી પુછ્યું.

ભાગતા માણસોમાથી કોઇએ રાજાને ઓળખ્યો. એ જરા ઉભો અને કહેતો ગયો:

"ભયંકર આફત આવી પડી છે. રેતીનુ કોઇ મોટુ મોજું આપણા શહેર ઉપર ધસ્યુ આવે છે ચારે તરફના માણસો રેતીથી દટાતા જાય છે સિંધુ નદીનો પ્રવાહ બદલી બીજે ઠેકાણે ચાલ્યો ગયો છે ભાગો નહિ તો રેતીમા દટાઇ જશો."

રાજા તરતજ સીડી તરફ દોડી નીચે જવા લાગ્યો. થોડા પગથીઆ નીચે કુદ્યો એટલામાં એક તેજસ્વી યુવાન ઉઘાડી તલવાર સાથે તેના તરફ ધસતો જોરમા આવ્યો.

"કોણ છો!" રાજાએ પુછ્યુ.

"તારો કાળ"!

'મારો કાળ! મે તારૂ શુ બગાડ્યુ છે?'

"મારૂ બધુએ તે બગાડ્યું છે. માટી થા. તારી તલવાર ખેંચ"

રાજાએ તરતજ ભય જોઇ તલવાર ખેંચી. બંનેની તલવાર એક બીજાની સાથે જોરથી અથડી. ચીણગારીઓ નીકળી

યુવક સરસ શમશેરબાજ હતો. બંને સમશેરોના ચમકારા શરૂ થયા સીડીના પગથાર ઉપર બંને દાવ લેવા લાગ્યા આગળ જતા, પાછળ હટતા, નીચા નમતા, ઉંચા થતા અને

એક બીજા ઉપર આક્રમણ કરવા લાગ્યા. યુવક સરસ તલવારનો ખેલાડી હતો. પરંતુ રાજા સમશેરનો ગુરુ હતો. એણે લાગ જોઇ યુવકને ગભરાવી તેના હૃદય ઉપર ભીષણતમ ઘા કર્યો. યુવક સીડી ઉપર લાલ રંગ છાંટતો છેલ્લા શ્વાસ લેવા માંડયો.

"આ યુવક તારો કોણ હતો.?" મહુકુમારી તરફ જોઇ રાજાએ પુછ્યું.

"એ મારો અદરાયેલો પતિ હતો."

મહુકુમારી તરત આ નિર્જન મહેલમાં પાછી ગઇ. એણે ચુલામાં બળતા અગ્નિને શોધી કાઢી અનેક ઠેકાણે મહેલમાં આગ લગાડી. થોડા વખતમાં આકાશ સુધી પહોંચે એવી અગ્નિની જ્વાળાઓમાં મહેલ વીંટાઇ ગયો.

રેતીના મોજાં તો એકદમ બ્રાહ્મણાબાદ ઉપર ધસી આવ્યાં. ઘરો, રસ્તાઓ, બાગો, બગીચા, વિહારસ્થાનો સર્વ રેતીના પડોની નીચે દટાઇ ગયાં. કેટલાક લોકો ભાગી છુટયા. કેટલાકની કબરો રેતીગાંજ થઇ.

સિંધનું શ્રેષ્ઠ શહેર બ્રાહ્મણાબાદ નાશ પામ્યું. સિંધુને કાંઠે એક વખત આ ભવ્ય શહેર મોટા મહેલો, ગુંબજો, મંદિરોથી ભરપુર હતું. આજે તેના ભરખી ખાતાં ખંડેરો ઉભાં છે. જોવા જેવાં છે. ચંચળ સિંધુ પણ ભાગી ગઇ છે.

સાધુના શાપના ખંડેરો કોઇ સમય વાંચકો જોઇ આવજો.



# આવે એ આજે !

નભમંડળના તારા લાવી,
તોરણ ગુંથી દ્વારે બાંધી,
ચાંદાનું ચગદું લટકાવી
ઊભી હું નીચે.

આશભર્યાં હૈયાના સાદે,
નેહભર્યાં નયનોની વાટે,
અધીર તુટયા શબ્દો સાથે
આમંત્રુ આજે.

પ્રાંગણમાં પૂર્યાં સ્વસ્તિકે
વેર્યાં પુષ્પો દ્વાર નજીકે
રચેલ એ રંગોની સેરે
આવે એ આજે !

આજે કેકા વનવન ગાજે,
કોકિલાના સાદ પુરાયે,
અનિલની લહરી લહરીએ
આવે એ આજે !

શું ના આવે આજ અહીં તે?
આશા મારી ફળી જશે, ને
લજામણી અડકયાં પહેલા યે
બ્હીડાઇ જાશે ?

ઊર્મિલા દવે

# સત્યવાદી રાજા હરિશ્ચન્દ્રની વાત

પ્રો. ડોલરરાય ર. માંકડ

હરિશ્ચન્દ્રાખ્યાન આપણે ત્યાં જાણીતું છે અને સત્યવાદી રાજા હરિશ્ચન્દ્રની વાત આખા ભારતવર્ષમાં પુણ્યપવિત્ર ગણાય છે.

રાજા હરિશ્ચન્દ્રનો વિશ્વામિત્ર સાથેનો સંબંધ; દાનમાં પોતાના સર્વસ્વનું વિશ્વામિત્રને અર્પણ; છતાં વિશ્વામિત્ર ન સંતોષાયા તેથી એની દક્ષિણા પુરી કરવાને પોતે ત્રણે વેંચાયાં તેમાં પોતે ચાંડાલને ઘેર વેંચાઇને રહ્યા વગેરે એ વાર્તાના મુખ્ય બનાવો બહુજ જાણીતા છે.

આ મૂળ વાર્તા પુરાણાન્તર્ગત છે,[1] પરંતુ બધાં પુરાણો આ વાર્તા આપતાં નથી. જે મોડાં પુરાણો છે તેમાં એ છે, પણ જુનાં પુરાણોમાં એ વાર્તા નથી. પરંતુ તેને બદલે જુનાં પુરાણમાં હરિશ્ચન્દ્રના પિતા સત્યવ્રત વિશે એક વાત આપવામાં આવે છે. એ વાત હરિશ્ચન્દ્રની વાતના મૂળ તરીકે ઉપયોગી લાગે છે માટે અહીં નીચે આપી છે.

વાયુપુરાણ સારી પેઠે જુનું પુરાણ છે તેમાં એ વાત આમ આવી છે. (અધ્યાય ૮૮મો, શ્લોકો ૭૮ અને પછી)

ઇક્ષ્વાકુવંશમાં (મનુવૈવસ્વતવંશમાં) ત્રય્યારુણ નામે એક રાજા થયો (મનુથી ૨૮મી પેઢીએ.) તેને સત્યવ્રત નામે એક દીકરો હતો. તે બહુ તોફાની હતો અને લગ્નવિધિના મન્ત્રો પુરા થવા દેતો નહીં. તે એક વખત પાણિગ્રહણના મન્ત્રો પુરા થઇ રહ્યા પછી વિદર્ભની ભાર્યાને હરી ગયો. (હરિવંશમાં કોઇએક પુરવાસીની કન્યાને તે લઇ ગયો એમ છે.) આ તેના અધર્મથી એનો

---

૧ આ વાત હરિવંશમાં પણ છે. અધ્યાય ૧૨મો. વાયુમાં જ્યાં અપભ્રષ્ટ વાત છે ત્યાં હરિવંશમાંથી અહીં સુધારી લીધી છે.

પિતા એના ઉપર ગુસ્સે થયો. અને તેને કહ્યું 'તું અહીંથી જા.' સત્યવ્રતે પિતાને પુછ્યું, "હું ક્યાં જઈ રહું ?" ત્યારે પિતાએ ખીજમાં કહ્યું "ચાંડાલોના વાસમાં રહે પણ અહીંથી જા. મારે તારા જેવા કુલકલંકનું કામ નથી" પિતાના આ હુકમમાં પુરોહિત વસિષ્ઠની સંમતિ હતી પિતાના આદેશને વશ થઈને સત્યવ્રત જતો રહ્યો અને ચાંડાલોના વાસની નજીક ઘર બાંધીને રહ્યો. અને એનો પિતા વનમાં જઈને રહ્યો.

પછી તે પ્રદેશમાં બાર વર્ષનો દુકાળ પડ્યો તે વખતે વિશ્વામિત્ર નામે ઋષિ, પોતાના કુટુમ્બને તે પ્રદેશમાં રાખીને પોતે સાગરકાંઠે તપ તપતા હતા. ત્યારે દુકાળને લીધે વિશ્વામિત્રની પત્નીએ પોતાના વચલા દીકરાને, ગળે કંઈક બાંધીને, બાકીનાનું પોષણ કરવાને માટે સો ગાયો લઈને વેચ્યો.

આમ વેચાયેલા તે પુત્રને સત્યવ્રતે છોડાવ્યો, અને વિશ્વામિત્ર પોતાના ઉપર ખુશ થશે એમ ધારીને તેણે તેનું ભરણપોષણ કર્યું. [આ દીકરાને ગળે બાંધીને વેચ્યો હતો માટે એનું નામ ગાલવ પડ્યું]

આવી રીતે સત્યવ્રત, વિશ્વામિત્રના પુત્ર ગાલવને તેમજ વિશ્વામિત્રના કુટુમ્બને પાળતો હતો. તે રોજ હરણ, વનકપાડા વગેરેનો શિકાર કરીને વિશ્વામિત્રના આશ્રમની પાસે એનું માંસ રાખતો અને એમનું પોષણ કરતો. આમ મનમાં અમુક મન ધારણ કરીને તે બાર વર્ષ સુધી તેમની સેવા કરતો રહ્યો.

તેનો પિતા તો રાજ્ય છોડીને વનમાં ગયો હતો, તેથી અયોધ્યા નગરીને, રાજાને તેમજ રાજકુટુમ્બને પુરોહિત વસિષ્ઠ રક્ષતા હતા. હવે સત્યવ્રતને કેટલાક કારણોને લઈને વસિષ્ઠ તરફ ખુબ રોષ હતો. જ્યારે એના પિતાએ એને કાઢી મૂક્યો ત્યારે વસિષ્ઠે એના પિતાને વાર્યો નહોતો. વસિષ્ઠને એમ કરવાનું એક કારણ હતું. વસિષ્ઠનાં મનમાં એમ હતું કે પાણિગ્રહણમન્ત્રની નિષ્ઠા સાતમે પગલે થઈ જોઈએ[1] અને એમાં આ સત્યવ્રત વિઘ્નકર્તા હતો તેથી એને દેશનિકાલ કરાય તોજ ઠીક એમ વસિષ્ઠને લાગ્યું પણ વસિષ્ઠના આ હેતુની સત્યવ્રતને ખબર નહોતી અને તે એના ઉપર ખુબ ગુસ્સે થયો હતો.

આમ સત્યવ્રત વિશ્વામિત્રકુટુમ્બનું પોષણ કરતો હતો. એક દિવસ કોઈ શિકાર ન મળવાથી ખાવાને કંઈ માંસ પણ નહોતું, તેથી સત્યવ્રતે વસિષ્ઠની કામધેનુ હરી તેને મારી નાખી અને એ માંસનું ભોજન પોતે કર્યું તેમજ વિશ્વામિત્રના કુટુમ્બને કરાવ્યું. ત્યારે વસિષ્ઠ એના ઉપર ખુબ ગુસ્સે થયા અને તેણે સત્યવ્રતને કહ્યું, "હે ક્રૂર, હે ક્રૂર, તારા ઉપર ત્રણ જાતના શંકુ (દોષો) છે તે જો ન હોત તો તો તારા ઉપર હું હમણાં જ લોઢાનો શંકુ (હથિયાર) ફેંકત. પણ તારા ઉપર ત્રણ શંકુ (એક પિતાને હેરાન કરવાનો, બીજો ગુરુની ગાયના વધનો અને ત્રીજો

---

[1] વાયુમાં એમ પણ કહ્યું છે કે સાતમું પગલું પુરૂં થાય તે પહેલાંજ સત્યવ્રત કન્યાઓને ઉપાડી જતો, તેથી વસિષ્ઠને સપ્તપદીનો વિધિ સ્થાપિત કરવાની ઇચ્છા હતી વળી એમ પણ નોંધ્યું છે કે વસિષ્ઠના મનમાં એને પાછી ગાદી આપવાની ઇચ્છા હતીજ.

અપ્રેક્ષિત માંસના ઉપયોગને) તો છે જ" આમ તેના ઉપર ત્રણ શંકુઓ હતા તેથી તેનું નામ ત્રિશંકુ પડ્યું. આમ સત્યવ્રત ત્રિશંકુ કહેવાયો

પછી કાળે કરીને વિશ્વામિત્ર તપ કરીને પાછા આવ્યા અને બધી વાત સાંભળીને સત્યવ્રત ઉપર ખુબ પ્રસન્ન થયા. સત્યવ્રતે એમના પાસે વરદાન માગ્યું કે "આપ મારા ગુરુ થાઓ."

પછી વિશ્વામિત્રે બીજા દેવો અને વસિષ્ઠના દેખતાંજ તેને રાજ્ય પાછું અપાવ્યું. અને આકાશમાં નિશ્ચલ સ્થાન અપાવ્યું.[1]

આમ સત્યવ્રત ત્રિશંકુની વાત આવ્યા પછી વાયુમાં લખ્યું છે કે,

अत्राप्युदाहरन्तीमौ श्लोकौ पौराणिका जनाः॥ ११४
विश्वामित्रप्रसादेन त्रिशङ्कुर्दिवि रस्यते ।

देवैः सार्धं महातेजाऽनुग्रहात्तस्य धीमतः ॥ ११५
शनैयान्तिला रम्या हेमन्ते चन्द्रमण्डिता ।

अलंकृता त्रिभिर्भावैस्त्रिशङ्कुग्रहभूषिता ॥ ११६

(હજી પણ પૌરાણિક જનો આ શ્લોકો ઉદાહરે છે કે, વિશ્વામિત્રના પ્રસાદથી ત્રિશંકુ આકાશમાં શોભે છે. દેવોની (તારાઓની) સાથે એ મહાતેજસ્વી, તેની કૃપાથી શોભે છે. હેમન્તમાં ચન્દ્રથી ભૂષિત અગણા ધીમે ધીમે જાય છે; તે ત્રણ ભાવથી અલંકૃત છે અને ત્રિશંકુના ગ્રહથી વિભૂષિત છે.)

સત્યવ્રત ત્રિશંકુની પુરાણોમાં આપેલી વાત ઉપર મુજબ છે. તેમાં નીચેના મુદ્દાઓ નોંધવા લાયક છે.

સત્યવ્રતનો ચાંડાલના વાસમાં વાર; વિશ્વામિત્રના પુત્રનું વેચાણ; વિશ્વામિત્રનાં કુટુમ્બનું ભરણપોષણ; સત્યવ્રત કરેલો વસિષ્ઠની ગાયનો વધ; વિશ્વામિત્રે એને આકાશમાં અપાવેલું સ્થાન; અને વસિષ્ઠ-વિશ્વામિત્ર વચ્ચે સુચવાએલી હરિફાઇ.

આમાંથી પેહલાં ત્રણ તત્ત્વો ઉપર હરિશ્ચન્દ્રની વાર્તા રચાણી લાગે છે. છેલ્લાં ત્રણ તત્ત્વો ઉપર રામાયણમાં આપેલી વસિષ્ઠ-વિશ્વામિત્રની વાત રચાણી લાગે છે.

---

1 ત્રિશંકુને વિશ્વામિત્રે આકાશમાં સ્થાન આપ્યું એનો અર્થ તો માત્ર એટલોજ કે એમણે એક પ્રકાશિત તારાનું નામ ત્રિશંકુ પાડ્યું. આજે પણ ત્રિશંકુ નામથી જાણીતો તારો આકાશમાં છે.



પોતાનો પૌત્ર આગળ ઉપર મોટો દેવભક્ત થશે. ન્હાનકડા અનંતને ધોળાં શુભ્ર અંગનાં પણ રતાશ પડતી નાળવાળાં ફુલોનો તે સમૂહ જોઇ આકાશમાંનાં ચાંદરડાં ચૂંટવા મળ્યાનો આનંદ થતો તેની તે બિચારીને કલ્પના જ નહોતી. કોલેજમાં હતો ત્યારે સાદી બાંધણીને બદલે સુન્દર બાંધણીનું એક પુસ્તક લેવા માટે તેણે ઉપવાસ કર્યો હતો અને ભળતા જ દિવસે પોતાને એકાદશી હોવાનું કહેવાથી તેની મિત્રમંડળી ત્યાર પછી કેટલાક દિવસ पुंडलीक वर दे हरि विठ्ठल એ જયઘોષથી જ તેનું સ્વાગત કરતી.

આ લીધે જ આશાનાં મોહક નેત્રો જોતાં જ. જે યક્ષસૃષ્ટિમાં પોતે વિહરતો હતો ત્યાંની અધિદેવતા સ્થપાયેલી અપ્સરાનું જ પોતાને દર્શન થયુ એમ તેને ભાસ થયો. તેની એક આંખમાં આકાશની નીલિમા તારિકાનું તેજ લઇ નાચતી હતી તો બીજીમાં સાગરની નીલિમા રત્નોનાં તેજથી ચળકતી હતી. તે રમણીય સૌન્દર્યનો આનંદ તેની મુદ્રા પર સ્પષ્ટપણે આલેખાયો.

આશા ઉઠીને અંદર ગઇ. તેના પિતાએ પ્રશ્નાર્થક દૃષ્ટિએ અનંત સ્હામે જોયું. હોકાર મળશે એવાં લક્ષણો અનંતની મુદ્રા પરથી જણાતાં હતાં. પણ તેના મ્હોમાંથી શબ્દો આવ્યા, 'વિચાર કરીને જણાવીશ.' ગરીબ બિચારો છોકરીનો બાપ ! આજકાલ આયુષ્યના વર્તમાનપત્રમાં કાયમ આવો જ મજકુર વાંચવાની તેને ટેવ પડી ગઇ હતી.

. . તે દિવસે રાત્રે માત્ર અનંતની આંખ મળી નહિ. ચોમાસાના આરંભમાં ગીચ ઝાડીમાંથી અહિં તહિં આગીઆના વૃંદો જેવાં ચમકે છે તે પ્રમાણે તેના મગજમાં નિરનિરાળા વિચારો સાથે આશાનાં નેત્રો હસતાં નાચતાં ઝળકતાં હતાં. તેને થયું કે પોતે ઝટ દઇને હા પાડી હોત તો કેવું સારું થાત ! આટલી સુન્દર આંખો ! મન્ન જોવા માટે પણ પોતે ગમે તે રકમ આનંદથી ગયો હોત તો તે પોતાની જ કરવા મળેલી આ સોના જેવી સંધિ–

પણ લોખંડનું, સોનું બનાવનાર પારસમણિ જ્યાં હશે ત્યાં સોનાનું લોખંડ કરનાર ઉલટો પારસમણિ પણ હશે જ ને ! નિદાન અનંતના મનમાં તે હતો. સુન્દર વસ્તુ વિશે વિલક્ષણ તરસ તેના મનને જેમ લાગતી તેમ તે સૌન્દર્યના નાશનો વિચાર તેને ખૂબ બેચેન બનાવી નાખતો. ન્હાનપણમાં દાદી માટે લાવેલાં પારિજાતના ફુલોમાંનું એક ફુલ તેણે સુંઘવા માટે લીધું હતું. બીજા શેનાક નાદમાં તેણે તે ફુલ પોતાના હાથમાં ઘટ્ટ દાબી રાખ્યું. થોડી વેળાએ તેને ફુલની યાદ આવી. મૂઠી ઉઘાડી તેણે જોયું તો–શું ? કરમાઇ જઇ નિષ્પ્રાણ બનેલું ફુલ ! તે જોઇને પોતાની આંખમાં ઉભાં રહેલાં અશ્રુ તેને હજીયે યાદ આવે છે.

તે ફુલો જેવીજ એક બીજી વાત તે ભૂલ્યો નહોતો. તેનો એક લંગોટીયો દોસ્ત એક દિવસ મોટી ગમ્મત દેખાડવા તેને પોતાને ઘેર લઇ ગયો. તેણે પચ્ચીસ ત્રીસ દિવાસળીની પેટીઓ કાઢી. અનંતને થયું કે આ ભાઇસાહેબ હવે તેમની એક મસમોટી માલગાડી બનાવશે. પણ પોતાની માલગાડીનો વિસ્તાર દેખાડવા કરતાં તેમની અંદરના માલનું પ્રદર્શન ઉઘાડવા જ તે વધારે ઉત્સુક હતો. તેણે એક પછી એક આગપેટી

ઉઘાડવાની ક્રિયા શરૂ કરી! અનંતનું સર્વાંગ ધ્રુજી ઉઠ્યું. પહેલી પેટીમા એક સુન્દર મણુ પતંગિયું-અનંત તેને ગણપતિ કહેતો-દોરાથી બાંધેલું હોવાને લીધે બેશુદ્ધ પડ્યું હતું બીજી પેટીમાંનું પીળું પતગીયું-તેના અંગ ઉપરની બારીક ટપકીઓ કેવી મોહક હતી પણ તે નામનું જ જિવંત હતું. આ બધી પેટીઓનુ પરીક્ષણ થયા પહેલાજ અનંતે તેમાના એક પતંગિયાને બંધનમુક્ત કર્યું - કેદીને નસાડી મૂકનાર માણસ જેવી અનંતની સ્થિતિ થઈ તે અનંતના બાલમિત્રની એવી તો માગમારી ઉડી કે ત્યારપછી છ મહિના સુધી રસ્તા પરથી જતા એક બીજા તરફ ઢૂંકીને જોતા પણ નહિ.

ન્હાનપણમા લાગેલ કૈંની આઘાતથી અનંતનુ આ હળવાપણું તદ્દન પરાકાષ્ટાએ જઈ પહોંચ્યુ હતું. પિતા પર તેનો બહુ પ્રેમ હતો પણ ગાડીમાંથી પડવાનું નિમિત્ત લઈ તેઓ જે પથારી વશ થયા તે છેક મૃત્યુએ બોલાવી લીધા ત્યાંસુધી! તેની એકની એક લાડકી નહેન થડીના દિવસોમા ચૂલા પાસે બેઠી હતી ત્યારે જે તેની સાડી સળગી તે ચિતાજ કરી તેના ફોટો સ્હામે જોવાની પણ અનંતને ધીર ન થતી ફોટો જોતા જોતા દાઝ્યા પછીનો તેનો તરફડાટ અને કણસાટ તેના કાનમાં ઘૂમવા લાગતો.

જીવનની કાળી બાજુજ તેને દેખાતી આ હળવાપણાનું પરિણામ તેના આયુષ્ય પર પણ થયું. તેની કોલેજનો ખર્ચ ચલાવનાર મામાનો મત તેણે ડોક્ટર, ઈજિનિઅર, નિદાન વકીલ તો થવુંજ એવો હતો. પણ ડોક્ટર થવાથી અજ્ઞાનને કારણે પોતાના હાથે કોઈનો પ્રાણ જાય, ઈજિનિઅર થવાથી જોખમી જગાએ મજુરોને ચઢાવવા યા ઉતારવા પડે, અને વકીલ થતાં કરતા ખુનની અગર ફાસીની તરફદારી કરવી પોતાને ભાગે પડે એવી કલ્પનાથી વ્યાકુળ બની તેણે તે સર્વ માર્ગ છોડી દીધા. એમ. એ. થતાંજ તે સીધો શિક્ષક બની ગયો બુદ્ધ પ્રમાણે તેનો પણ આ એક પ્રકારનો સન્યાસજ હતો.

પોતાની હળવી મનોવૃત્તિ સારી નથી એમ એને વચ્ચે વચ્ચે સમજાતું. પણ કેમે કરી તે પ્રત્યક્ષ આચરણમા ઉતરી શકતુ નહિ બુદ્ધિવાદ એટલે સ્પષ્ટ માર્ગ દેખાડનાર વીજળીનો દીવો ખરો! પણ આંધળી ભાવનાને તે દેખાય કેમ?

પરંતુ વસ્તુ કેટલીએ હલકી હોય તો પણ તે પૃથ્વીના આકર્ષણથી બચતી નથી. આશાનાં સુન્દર નેત્રોના ભવિષ્યનો બીકથી વિચાર કરનારુ તેનુ હળવું હૃદય છેવટે કટાક્ષ જાળમા સપડાયુંજ!

અનેકવાર પોતાની આંખો સ્હામે જોઈ રહેલા અનંતને આશા પકડતી તે હસતી હસતી પૂછતી

"ચેનચાળા લાગી લાગે છે આજકાલ?"

"ના કોણ કહે છે?"

"કોની? મ્હારી?"

"હારી નહિ."

"એ ..મ! બીજી કોઈ સાથે તુલના કરવા માટે જ આમ નીરખીને જોવાય છે મ્હારી સામે!"

" તેમ નહિ રે ! "

"ત્યારે કેમ વળી ?"

આશાના આ તાજ્જુબ પ્રશ્ન પર ખુબ હસીને અનંત જવાબ દેતો:

" આશા, ત્હારી આંખોએ ઘેલો કર્યો છે મ્હને. "

" એવું તે શું ભર્યું છે તેમાં ? બહુ બહુ તો પાણી હશે થોડું. "

" પાણીથી કંઇ મનુષ્યને ઘેન નથી ચડતું ! "

આશાને આવે વખતે હાસ્ય આવરવું અશકય થતું. પછી અનંત ગંભીર થઇ કહેતો,

" આશે, ત્હું ફુલ છે, અને ત્હારી આંખો એ તે ફુલની સુવાસ છે. "

માત્ર રાત્રે આશા સુતી કે તેની મીંચાયેલી આંખો જોઇ અનંતના મનમાં નહિ નહિ તે વિચારો આવતા. ર્‌હાંજે મીંચાયેલા બધાં ફુલો બીજે દિવસે સ્હવારે ઉઘડતાં હશે કે અફાટ વનસ્પતિસૃષ્ટિમાં આ નિયમને અપવાદ પણ હશે ! તેના આ વિચિત્ર કિંબહુના વિકૃત વિચારોએ એક દિવસ શાળામાં ઉથલો માર્યો. અંગ્રેજી નિબંધ માટે તે વિદ્યાર્થિઓને બુદ્ધનું ચરિત્ર કહેતો હતો. રોગી મનુષ્ય અને તેને જોઇ બુદ્ધને આવેલો વૈરાગ્ય- માસ્તર એકદમ અટકી જઇ શૂન્ય દૃષ્ટિએ શું જુએ છે તેની ખબર કદિ વર્ગના છોકરાઓને પડીજ નહિ. પણ બુદ્ધનાં વૈરાગ્ય સાથે અનંતને આશાની આંખો યાદ આવી હતી.

તે દિવસે ઘેર આવવાની બીકજ લાગી તેને ! આશાનાં મોહક નેત્રો અને બુદ્ધનાં વૈરાગ્યની દશા ! શાળાએથી બારોબાર તે દૂર દૂર ફરવા ગયો. વળતી વખતે રસ્તા ઉપરના એક દેવાલયમાં તે ઘુસ્યો. દેવાલયના સભામંડપ ઉપરના કઠોડામાં રહેતાં સુન્દર કબુતરોને જોવામાં તેને નિત્ય આનંદ આવતો. વિવિધરંગી ઘુમતા કબુતરોને તે જોતો હતો. તે દરમ્યાન જ એક છોકરાએ ઉપર ચઢી હળવેક રહીને એક કબુતર પકડ્યું. તે નીચે ઉતર્યો. અનંતે આંખો ફેરવી જોયું. સ્હામે ઉભેલી એક ઘરડી બાઇએ તે કબુતરને લીધું અને ઘર પકડ્યું. કબુતરનું મંદ આક્રંદન અને તેની ફફડ કેમે કર્યા અનંતથી સંભળાઇ નહિ. તે જરા ગુસ્સાથીજ બોલ્યો,

"બાઇ, જવા દેને ગરીબ બિચારા પખીને !"

આંખો કાઢી તેના તરફ જોતી તે ડોશી બોલી, 'તે મારા છોકરાને કોણ તું સાજો કરશે ?' તે ડોશીનો એકનો એક છોકરો સંધિવાથી પથારીમાં પટકાયો હોઇ તેના માટે આ કબુતર તે બાઇ લઇ જાય છે એમ અનંતને છેવટે સમજાયું. તે કબુતરની ધડપડ એ પોતાનાં ધડકતાં હૃદયનો જ પ્રતિધ્વનિ છે એમ તેને ક્ષણભર લાગ્યું, પણ બીજીજ ક્ષણે તેનું ઉદાસ મન આનંદિત થયું. આયુષ્યમાં કઠિન પ્રશ્નો પ્રત્યેક વ્યકિતને ઉકેલવા પડે છે. પછી તે રાજપુત્ર સિદ્ધાર્થ હો કે મોલમજુરી કરનારી ડોશી હો ! ડોશીનો ઉત્તર બુદ્ધ કરતાં તદ્દન જુદોજ હતો. કોને ખબર ? કદાચ તેજ સાચો હોય !

પોતાનું વિચિત્ર હસવાપણું ઉછળીને ફરી ઉપર આવે છે એમ લાગતાંજ તે પેલી ડોશી વિશે મનમાં વિચાર કરવા લાગતો. કેટલાક દિવસ આ ઉપાયનું પરિણામ સારૂં આવ્યુ, પણ મંત્ર કરતાં ભૂતજ અધિક જબરદસ્ત છે એમ છેવટે તેને દેખાઇ આવ્યું.

આશાને દિવસ ગયા છે એની જાણ થતાંજ અનંતને અત્યાનંદ થયો એમાં સંશય નહિ. તેની અંગ ઉપરની વાસના ઉડી જાય અને પોતે માત્ર પૂર્વવત્ મનમુગટ ખાતા રહે ! તેને કંઇનું કંઇ થઇ જતું. વચવચમાં આશા અસ્વસ્થ થતી કે અનંતની મુદ્રા એકાદા ગુન્હેગાર જેવી દીન-વાણી થઇ જતી !

અને તેના આ દુઃખ પર કળશ ચઢાવ્યો તે આશાની આંખોએ. સ્વચ્છ ઝરાનું પાણી ડહોળું થઇ વહે તેવી તે તેને દેખાવા લાગી. તેમની નીચેનાં પેલા કાળા વર્તુલો જોતા પોતાના અતિપ્રિય સૌન્દર્યનો નાશ નજીક આવ્યો એવી તેની ખાત્રી જ થઇ ચૂકી

આશાની સુખરૂપ છુટકા થઇ. અનંતે કન્યાને હાથમાં લીધી ત્યારે અનપેક્ષિત રમકડું મળતા ન્હાના બાળકને જે આનંદ થાય તે તેના ચ્હેરા પર નાચતો હતો. પણ કન્યાને આશાના હાથમાં પાછી દેતી વેળાએ તણે આશાની આંખો રહામે જોયુ. તે નિસ્તેજ દેખાતી હતી. કા, કોણ જાણે! પોતાના છોકરા-માટે ઘટ પકડી- રખાયેલું તે સુન્દર કબુતર અનંતને યદ આવ્યું. !

પ્રસુતિગૃહમાં દસે દિવસ તે નિયમિત જતો, છોકરીને રમાડતો અને આશા સાથે અહિં-તહિંના ગપ્પા પણ મારતો. પણ પગમાં કાંટા લાગ્યા છતા સિપાઇને કવાયતમાં બ્યવસ્થિત દોડવું પડે એવે, જ આ પ્રકાર હતો

આશા ઘેર આવી.

કન્યાના નામ નિમિત્તે પતિપત્નીએ આધુનિક નવલકથાઓમાની નાયિકાઓનાં નામ તપાસી જોયાં. પણ કોઇ રીતે બન્ને એકમત થયા નહિ છેવટે બન્નેએ બે નામથી ચિઠ્ઠીઓ બનાવી તેમાની એક ઉપાડવી એમ ઠર્યું. આશા ચિઠ્ઠીઓ લખવા લાગી અનંતે છોકરીને લીધી. તેની આંખો રહામે તે નીરખીને જોવા લાગ્યો. તેનું આશ્ચર્ય પ્રતિક્ષણ વધવા લાગ્યું તેણે આશા પાસે આવી કહ્યું,

"હું બાર દિવસની હોઇશ ત્યારે કેવી દેખાની હશે ? "

"ઠુસા ! "

"આવીજ ! આ લબાડ છોકરીની આંખો તે જો" આનંદમાં આવી જઇ અનંત બોલ્યો— બુદ્ધ આ ક્ષણે હોત તો તેના તત્વજ્ઞાનનું ખંડન કરનારી આ ન્હાનીશી આંખો જોવા માટે પોતે તેને અવશ્ય નિમંત્રણ દીધું હોત એમ પણ તેના મનમાં આવી ગયા વિના રહ્યુ નહિ હાથમાની ન્હાનકડી છોકરીને તે પટાપટ બચ્ચીઓ લેવા લાગ્યો.

તેના હાથમાંથી છોકરી લેવા માટે હાથ લંબાવતાં આશા બોલી,

"હવે આ બીજી ઘેલછા લાગી ખરું !"

"હેઃ પહેલાંનીજ છે આ. તેની આંખો તદ્દન મ્હારા જેવીજ છે, નહિ!"

"મ્હારા જેવી?"

હા કહેવા અનંતે આશા સ્હામે જોયું. પણ તેને તેની આંખોમાં નવીન જ મોહકતા દેખાઇ. હાથમાંની કન્યા તરફ તે વાત્સલ્યથી જોઇ રહી હતી. સમુદ્રનાં રત્નો અદૃશ્ય થઇ જાય ત્યાં લક્ષ્મી દેખાય અથવા આકાશમાં તારાઓનું તેજ લુપ્ત થઇ ત્યાં ચંદ્રિકા પ્રગટે, એવો કંઇ અનંતને ભાસ થયો!

—આશાને પહેલીવાર જ જાણે જોતો હોય તેમ તે બોલ્યોઃ

"આંખોના અનંત પ્રકાર હોય છે, ખરૂં ને!"

# ભણકાર—એક અવલોકન

દુષ્યન્ત પંડ્યા

નવતાપ્રેમનાં ગુણગાન ભલે આજકાલ બહુજ ગવાતાં હોય, પણ એ કંઇ આજના યુગની જ આસિયત નથી. નરસિંહ અને મીરાં, ભાલણ અને ભીમ, અખો, પ્રેમાનંદ અને શામળ, એમના સ્થિતિસંજોગો જોતાં, પોતપોતાની રીતે નવતાપ્રેમી જ હતાં. પણ નર્મદથી શરૂ થતો નવતાપ્રેમ તો નિરાળો જ છે. કવિતાના વિષયમાં અને વિષય નિરૂપણમાં નર્મદે આણેલી નવીનતા ૧૮૮૫–'૯૦ સુધીમાં તો ગુજરાતને પચી ગઇ હતી. એમ જ લાગતું હતું કે ગુજરાતી કવિતાનો દેહ અને આત્મા, વિષય અને તેનું નિરૂપણ, તત્ત્વ અને વેશ, સદાકાળને માટે નહિ તો પણ ઠીક ઠીક લાંબા ગાળા માટે મુકરર થઇ ગયાં છે, ગુજરાતી કવિતાનું ચોક્કસ સ્વરૂપ બંધાઇ ગયું છે. ત્યાં તો કાવ્યપ્રદેશમાં અજોડ બંડખોર, નવતા અને વૈવિધ્યના અખંડ ઉપાસક ગુજરાતી કવિતાની કાયાપલટ કરનાર જાદુગર, બ. ક. ઠાકોરે દેખા દીધી,

નરસિંહરાવ ને કાન્ત ને હરિલાલ ધ્રુવ છંદોમાં નવતા આણવાનો પ્રયાસ કરતા હતા પણ એ પ્રયાસોમાં બહુધા છંદોવૈવિધ્ય અને ક્વચિત જ છંદોનું મિશ્રણ હતું. છંદોનું સ્વરૂપ આપણા પ્રાચીન પિંગળકારોએ નક્કી કર્યા મુજબ જ રહેલું હતું. એમાં કાનોમાત્રા વધારવા ઘટાડવાની, યતિસ્થાન બદલાવવાની, શ્લોકને યથેચ્છ લંબાવવા ટુંકાવવાની વાત અધિકાર બહારની હતી. ગોવર્ધનરામે પ્રાસહીન રચનાઓની પહેલ કરેલી પણ તેમાં કારણભૂત તો પ્રાસ મેળવવાની અડચણ હતી. મહાછંદની શોધે નીકળેલ ન્હાનાલાલને અપદ્યાગદ્ય હાથ લાગ્યું હતું.

નર્મદયુગની માન્યતા હતી કે કોઈ પણ વિષય પર કાવ્ય થઇ શકે. આ માન્યતાનો, કદાચ, અજાણ વિરોધ તરીકે, કે પશ્ચિમના તથા પૂર્વના ઉત્તમ સાહિત્યના સંપર્ક વડે, એવી માન્યતાએ ઘર ઘાલ્યું હતું કે અમુક જ વિષયો કવિતાને લાયક છે. ન્હાનાલાલની વ્યોમરંગભર્યું કલ્પના, કાન્તની કમનીય મધુરતા, નરસિંહરાવના ગંભીર ઊર્મિકાવ્યો આ જ માન્યતાને આભારી હોય એમ લાગે છે. નરસિંહરાવ ને કાન્ત સંસ્કૃત કવિઓના સંયમને વળગી રહ્યા. બાલાશંકરે ને

કલાપીએ ગઝલો ગાઈ. પણ વિષય અને વિષય-નિરૂપણ બન્નેમાં ગુજરાતી કવિતા હજી નર્મદની કેડીએ જ ચાલતી હતી. નવી રૂઢિઓ, પ્રણાલિકાઓનું સર્જન થતું ન હતું તો જૂની તોડાતી પણ ન હતી.

આવી રૂઢિગત માન્યતાને ઠાકોરે અવગણી. જૂના, પરંપરાગત, જડ ઘાલી બેઠેલા સામાજિક રીતરિવાજો રૂઢિઓની માફક કાવ્યના રૂઢિઓને પણ બુદ્ધિની કસોટીએ ચકાસીને પછીજ એમને માથું નમાવવાનું આ બંડખોરે ધાર્યું.

એમનો અપરિચિત પૃથ્વી છંદનો પ્રયોગ, એમનું યતિસ્વાતંત્ર્ય, એમના શ્લોકભંગો ને શ્રુતિભંગો, એમનું પ્રાસહીન અર્થગંભીર મુક્તપદ્ય વાંચતાં, સમજતાં ને પચાવતાં વખત લાગે એ સ્વાભાવિક છે. શ્રી ઠાકોર પોતેજ લખે છે, 'આવી સ્થિતિમાં વાંચનાર લેખકની નવીનતાઓનાં લક્ષ્ય, વલણ, આશય કે કારણ ન જુએ, ન સ્વીકારે, ન સાંખે, એવો પણ કેટલોક સમય જવોજ જોઈએ." શ્રી ઠાકોરે જણાવેલી "આવી સ્થિતિ" એકજ વાક્યમાં સમજાવવી હોય તો કહેવાય કે "કવિતા=અગેય પણ મધુર અને નિયંત્રિત રીતે સળંગ વહેતી રચના" ઠાકોરની આ વાત કોઇનેયે ગળે, પરાણે દીધેલા ઝેરની માફક, ઉતરતીજ ન હતી. પરંતુ વખત જતાં સમજાયું કે આ ઝેર નથી, આ તો છે અમૃત, દેવોને સમુદ્રમંથન વખતે મળ્યું હતું તેવું. એકાદ 'અવરોહણકાર' ઠાકોરને ભલે કહે.

"કુદરતે બધું સુંદર,
છતાં કયમ કવિત્વ એવું તમ ક્લિષ્ટ ને ખોખરું?' કે
"ન ક્વાપિ તમને જડી ખરી વિભૂતિ કવિધર્મની,
ન એ રસપ્રસાદ, શબ્દકડયાજ તનખા સમો,
અરોચક, નહીં શકે હતરી અન્ય અંતર વિશે."

આથી વધારે વસ્તુસ્થિતિનું વિપરીતદર્શન કેવું હોઇ શકે? એકથી રસપ્રસાદ ન જીરવાયો માટે એ 'અરોચક' નથી. આજનું ગુજરાત આ વાતની સાક્ષી પૂરે છે. અર્વાચીન ગુજરાતી કવિતાનો ઇતિહાસ જૂઠો છે એમ કહેનારની જીભ જૂઠી છે, સત્ય નથી ભાખતી.

શ્રી ઠાકોરનું રસરહસ્ય આજે અણછતું નથી રહ્યું. એમનું અર્થગાંભીર્ય પણ સ્હેલાઇથી પચી જાય છે, એમની નિરૂપણરીતિ પણ સરળતાથી સમજાય છે–વાચકમાં કોલરિજે દર્શાવેલું આવશ્યક લક્ષણ, સમભાવ, અને જરૂરી વ્યુત્પત્તિ હોય છે તો. વધતે કે ઓછે અંશે, આજના કવિઓ ઠાકોરની રીતેજ કાવ્યરહસ્ય ખુલ્લું કરે છે, એમની માફકજ કાવ્યને અર્થગંભીર બનાવે છે અને વિષયપસંદગી તથા નિરૂપણરીતિમાં તો એમનેજ પગલે ચાલી, ક્યાંય આગળ નીકળી ગયા છે.

નિસર્ગના પયગંબર વર્ડ્ઝવર્થના એક કાવ્ય વિશે એના એક સમકાલીન વિવેચકે કહેલું, "This will not do." શ્રી ઠાકોરના કેટલાક સમકાલીનોએ પણ ઠાકોરની કવિતા વિશે આવો જ મત દર્શાવ્યો હતો. એમને મતે શ્રી ઠાકોરે કાવ્યશાસ્ત્રનો ભયંકર દ્રોહ કર્યો હતો. એમને તો એમ જ લાગેલું કે ઠાકોરે કરેલા ને સૂચવેલા સુધારાઓથી ગુજરાતી કવિતાનું નખ્ખોદ નીકળી જશે. ઠાકોરને પદેપદ એમને તો "ઉકરડા તણા ઢગ સમું"[1] જ લાગેલું. શ્રી વલ્લભાચાર્યના જ શબ્દોમાં કહીએ તો, ઠાકોરે

[1] "અવરોહણ"

અગેય ધ્રુવઅન્ત ચણાટમા
નહીં યતિ તણી રહી શિકલ પડ–ખૂડાણમા
અવકૃતિ સુગેયતા, યમક, બધનો વૃત્તના
કર્યા ગુર્જરીપાર સૌ યતિ જતી સમા ભેગટા !”

ઠાકોરની કવિતાના કહેવાતા છાપમારેલા દોષો ઉપર ગણાવી દીધા છે ક્રમસર દરેકનો વિચાર કરીએ.

**અગેયતા** · “ સુગેય નહિ ગેય, તથાપિ અવશ્યમેવ ન ગાવી પડે એવી ” પૃથ્વીની પંક્તિઓમા અસ્ખલિત પણે વહેતી પ્રવાહી રચના એટલે કાવ્યની અગેયતા પણ ગુજરાતી ભાષામા પરાપૂર્વથી વપરાતી દેશીઓ કે ઢાળનો ઉપયોગ ઠાકોરે ન કર્યો એ તો ઠીક પણ સાથે સાથે નર્મદના કાળથી વધુ પડતા પ્રચારમા આવેલા સંસ્કૃત છન્દો, અક્ષરમેળ કે માત્રામેળ શ્રી ઠાકોરને લાંબી કવિતા માટે ન રુચ્યા–ન જ રુચ્યા એવું નથી–એનો અર્થ અમજ કરવામા આવ્યો કે “બળવન્તરાયને છન્દ લખતા પણ નથી આવડતા[૧]. શ્લોકભંગનો દોષ વહોરીને કાવ્યમા વાક્યને એકમ ગણવાની શરૂઆત કરી આ નવી રીત મુજબ લાબાટુંકા વાક્યો કાવ્યમા આવવાથી તથા અર્થવિરામ અને પંક્તિવિરામ એક સાથેજ નહિ આવતા હોવાથી, વિરામચિહ્નો ગમે ત્યા આવવા લાગ્યા ઠાકોરે યતિને પણ સ્વાતંત્ર્ય અર્પ્યું એમણે શ્રુતિભંગનો પણ દોષ વહોર્યો અને ભાષાને તો મરડી મચડીને તથા અકવિત્વમય શબ્દો વાપરીને કવિતાને કર્કશ તથા રૂક્ષ બનાવી દીધી

અમુક જ છંદ કે છંદો રસભાગીરથીનો ભાર ઝીલવાને સમર્થ છે એવું નથી પ્રતિભાશાળી કવિને આવા બાહ્ય બંધનો નડતા નથી અને પોતાના ભાવને ઉચિત છંદજ એ પસંદ કરે છે વળી શ્રી ઠાકોરે આ છંદોને કે દેશીઓને હાથ અડકાડ્યો નથી એમ કોઇથી પણ કહેવાય એમ નથી ‘ભણકાર’મા (ધારા ૧લી મા) સળંગ પૃથ્વીમા જ લખાયા હોય એવા કાવ્યો એક ડઝનથી ય વધુ નથી ‘મ્હારા સૉનેટ’મા પૃથ્વી અને બીજા છંદોનુ પ્રમાણ લગભગ સરખુ છે ભણકારમા અન્ય સ્થળે એમણે દેશીઓનો પણ ઉપયોગ, અને સહુજ સફળ ઉપયોગ, કરેલો છે ઠાકોરની આ કૃતિઓમા અર્થગાભીર્ય કે વિચાર-પ્રાધાન્ય એમની પૃથ્વીની રચનાઓના કરતા ઓછુ નથી તેમ આ કાવ્યો સુબોધતાની દૃષ્ટિએ પૃથ્વીમા લખાયેલા કાવ્યો કરતા સારા છે એવુ પણ નથી એટલે ગેયાગેયતુલાએ એમની કવિતાને જોખવી એ ઠીક નથી

(ચાલુ)

---

૧ સુંદરમ્

# દીઠો તને

તને સકલ ઢુંઢતો સુખદ વૈભવોથી ભર્યાં
પ્રચંડ ભુવનો મહીં ભભક ગંધ ઐશ્વર્યમાં :
અને અગરુચંદને ધુપસુગંધમય મંદિરે,
અનેક નવશ્વેત કુન્દ કુસુમોની શ્રેણી થકી
અખંડ નવ અર્ચને, વિવિધ વસ્ત્ર આભુષણે,
સુહંત જડમૂર્તિમાં; અકળ મૌન તારું બધે :
પથે પથ ફરી વળ્યો ન જનમાર્ગમાં તું મળ્યો.

મહાજનપદે તિરસ્કૃત થયેલ પંગદંડીએ
મળ્યો પુનિત જાહ્નવિજલ વટાવતો હું પછી
ગયો, વિજન કાંઠડે દીન દરિદ્ર ઢેઢો તણાં
પ્રકાશહીન શેપ જીર્ણ અસ્થિસમાં ઝુંપડાં
ઊભાં જહીં હતાં અકથ્ય નિજ વેદના મૌનમાં :
ઘરે ઘર વિલોકતો ઘડી ઘડી પથે દર્શને
દિસંત પુરવાસિની જલધરો લઇ, કંકણુ
અખંડ ગીત માધુરી વહવતી જતી, ને બધું
જતો નિરખતો પરિધૂસર ત્યાં પદા શોભતા
અકિંચન ગૃહે, અમિત નિજ શાળપે એકલો
સુહાગી નીલરંગી વસ્ત્ર વણતો દીઠો ઢેઢકો
પ્રસન્ન સ્મિત સૌમ્યભાવ મુખપે; અને ત્યાં તને
મધુર નંદિ તમને હરખતો દીઠો ઢેઢમાં :

અને પછી પળ્યો દૂરે નિર્ધન માટીના અર્ધ્યથી
કઠિન તપ સાધના થકી ધરિત્રિ રીઝાવવા
ઊભો જગપૂજારી શો, હળ લઈ ધીમે હાંકતો
બળેલ જડખેતરે પ્રજળતો રવિરશ્મિથી
દીઠો અણુધ ખેડુરંક; ને એ તણાં અંગના
પુનીત પ્રસ્વેદથી નીતરતો ફરી ત્યાં દીઠો :

સુરેશ ગાંધી

# પ્રેમનો યોગી

( મોગલ દરબારના મશહૂર ગવૈયા તાનસેનની એક દર્દભરી હિંદી કહાની )

નરીમાન સોરાબજી ગોળવાળા

૧

ભારતમાં મુગલ સામ્રાજ્યના સૌભાગ્ય અને ગૌરવના મધ્યાહ્નની આ દાસ્તાન છે. તાજ ને તાકાત અને તવંગરીનો દોર તે વેળા ચાલતો હતો.

દિલ્હીમાં યૌવનનો બહાર હતો. રસ્તે જતાં પાયજામા, નીમી અચકન, મુગલાઈના સિરપેચ અને દેહલવી જોડાથી સજ્જિત પુરુષો અને ચુડીદાર પાયજામા, ખમીસ કાશ્મીરી, આગ્રાની ચુડિયાં, નકમાં ચુનાક, કાનમાં બાલી અને ગાલોમાં લાલીવાળી રંગબેરંગી સુન્દરીથી સજ્જિત સ્ત્રીઓ વચ્ચે અજબ આકર્ષણ હતું. દેશભરના મહત્ત્વાકાંક્ષીઓ, પ્રતિભાશાળીઓ, કલાવિશારદો, વીરો અને પુરુષાર્થીઓનું દિલ્હી શહેર ત્યારે ખેંચાણ હતું. સર્વેને પોતાની યોગ્ય કદર કીમતની આકાંક્ષા હતી. ઝીન્દાદિલીનું જોર હતું. રૂપ અને જવાની, મદ અને મસ્તીનો બહાર હતો. મહેલોના દ્વારે રસિકતા ટપકતી હતી. એ બધું છતાં દેશે દિન અને ઈમાનને તલાક નહોતો દીધો. ગરીબી ત્યારે ગરીબો માટે જ હતી.

એવા દિવસોમાં એક દિન દિલ્હીમાં એક નવજવાન આવ્યો. ખુબસુરત અને હૃષ્ટપુષ્ટ. એનો વેશ હતો રજપુતી. હાથમાં સેન અને કમરે લટકતી તલવાર સાથે એ [illegible] શહેરના સિંહદ્વારે દાખલ થયો અને ધર્મશાળાની પુછપરછ કરતો આગળ વધ્યો. શાહને પોતાનું કૌશલ દેખાડવા એ દિલ્હી આવ્યો હતો.

શાહી મહેલ આગળથી એ પસાર થઈ રહ્યો હતો. તેટલામાં તેની નજર મહેલની અગાસી પર ઠરી. એક યવન લલના કબુતર ઉડાવી રહી હતી. કબુતર જેવું નીચે ઉડ્યું તેવી જ તે લલનાની નજર પણ ઘોડેસ્વાર પર ઠરી. ચાર ચશ્મ ટકરાયાં. એ ચિતવનમાં ગજબનું જાદુ હતું. જિગરમાં મીઠું દર્દ ઉઠી પડ્યું. જુવાન ત્યાં જોતો જ રહ્યો. આખરે એ આધેડ તેની સાથે અથડાઈ પડ્યો ત્યારે જ તેને ભાન આવ્યું.

અભ્યુદય અને આજીવિકા માટે આવેલા આ જુવાને હવે જાણે નવી પીડા ઉઠાવી લીધી હતી. તેજ દિવસથી તેણે ઝુલતી લતા જેવી લચકીલી, નરગેસનુમા નયનોવાલી તે ખુબસૂરતીની પુતલીના છબીને જિગરના તખ્ત પર તમન્નાઓની તાજપોશી કરી અંકિત કરી હતી.

૨

આજ શાહી નજરબાગના દિવાનેખાસમાં જલસો હતો. બાદશાહ પોતે નવજુવાનની કૌશલની કરામત જોનાર હતા. દિલ્હીનું સદેહ સમૃદ્ધિ જેવું એ દિવાન ખુબજ ઝગમગી રહ્યું હતું. ચારે બાજુ ગુલાબનો છંટકાવ થયો હતો. ચારે તરફ ખાસ બિછાવેલી જાજમ પર દરબારીઓ અને મુસાહિબો પોતાના દરજ્જા મુજબ બેસી ગયા હતા. વચમાં રત્નજડિત તખ્ત ઉપર બાદશાહ બેઠા હતા. તખ્તની જમણી બાજુ શાહઝાદા અને શાહઝાદીઓની બેઠક હતી અને તેની પાછળ ચક નાખીને બેગમો બેઠી હતી. આખા દિવાનમાં રત્ન અને ઝવાહિરની ચમક ચમકી રહી હતી અને ચક પાછળથી અને બહારથી આંખો પણ આ રત્નોની હકિકત કરી રહી હતી, જાણે રત્નોને પૂછતી હોય: 'નિર્જીવને સજીવતા સાથે સમતા કરવાની તાકાત છે ખરી?' પણ પછી ઝુકીયે જતી–જાણે કહેતી હોય કે 'નિર્જીવની માફક કાયમ રહેવાવાલી અમે નહિ?'

સૌન્દર્યલતિકાઓની સૌરભ હવામાં ફેલાઈ જતી–કાનમાં જાણે કંઇ કહી જતી: સૌન્દર્ય સુધા અને સુન્દરીજ માનવજિવનની સફળતાનું લક્ષ્ય છે !

મહેફિલ શરૂ થઇ.

રેશમી રૂમાલ હાથમાં રાખી નવજુવાને આ મહેફિલમાં પ્રવેશ કર્યો. બાદશાહને નમન કરી ધરતીને પગે પડી તેણે પોતાની જગ્યાએ બેઠક લીધી.

નવજુવાન સંગીતસાધક હતો. આ બ્રાહ્મણકુમારે નાદબ્રહ્મની અનવરત સાધના કરી હતી. આજ તેનો ચેહેરો કાંઇક ફીકો જણાતો હતો. પેલાં ગુલાબની ગરમ હવાનો સખ્ત ઝોકો તેને લાગ્યો હતો. તેણે પોતાનું ઇસરાજ (વાજીંત્ર) ઉઠાવ્યું. તાર મિલાવ્યા–સાગિદોએ પણ તાર મિલાવ્યા અને બધા તૈયાર થઇ જતા તેણે ઇસરાજને અંગુલિ આપી. તારો કંપ્યા ઝણઝણ્યા, સારંગી સાથે તબલાની ટકોરે હૃદયોમાં પોતાના પ્રતિધ્વનિનો પ્રતિઘોષ કર્યો. સર્વ મંડળ જાણે નાચી ઉઠયું. તે ગાવા લાગ્યો:

> જબ નઝર સાકી પે ડાલી જાયગી,
> ફિર કહાં તબિયત સમ્હાલી જાયગી !
> આંખ નરગિસકી નીકાલી જાયગી,
> આએ, રહજ્ત નહીં તો ક્યા હૈ ?
> લુંટ લેતી હૈ કાફિલા દિલ કા
> કુછ ન કુછ લે જાયગી દિલકી કસક હાં...
> યે ભરે ઘરસે ન ખાલી જાયગી !

ગાતાં ગાતાં તેણે અનેકવાર આરોહાવરોહના સ્વરોની શ્રુતિ મૂર્છના સાધી. દિલરૂબાના તારોમાં તેનું દિલ વાગી રહ્યું હતુ. તેનો અવાજ ગાઈ રહ્યો નહોતો પણ, કરુણ સ્વર લહરી કંપી રહી હતી. એના ગાવાને સ્વર સપ્તકોના સહયોગથી સંગીતનું સ્વચ્છ મૂર્ત રૂપ ખડું કીધું હતું.

ગીત બંધ થયું. વાયુ મંડળ હજી ગુંજી રહ્યું હતું.

અકબર બોલી ઉઠ્યો: "આફરિન ! વાહ ઉસ્તાદ ! ખુબ ઇલ્મ હાસલ કીધું છે તારા ગાનાના સુર ઓર મિઠાશ પર મુસ્તાક છુ બોલ તને શુ આપુ ?"

બધાએ બાદશાહની હામા હા મિલાવી

પરન્તુ ગાયક આનંદમા આત્મવિસ્મૃત થઇ ભાવાવેશથી બેશુદ્ધ જેવો હતો બાદશાહના સંબોધનથી તેની તન્દ્રા તૂટી તેણે શાહ પ્રત્યે જોયુ. એજ વખતે ઇત્તફાકથી તેની નજર સુન્દરી ઓના ટોળા પર પડી. ખુબરુ ત્યા બેઠી હતી અચકાતે તે બોલ્યો "જહાંપનાહ, ગુસ્તાખી માફ હોય તો કહુ."

"કહો જોઇએ"

"તો શુ મારી મુરાદ પૂરી થશે ?"

"અકબર ફરેબ જાણતો નથી"

"તો મને પેલી ખુબરુ ઇનાયત કરો"

"નૂરૂન્નિસા !" અકબર ચોંક્યો

"જી હા, જહાંપનાહ"

શાહ વિચારમા પડ્યો મહેફિલમા સણસણાટી ફેલાઇ. બધા શિર ઝૂકાવી સોચી રહ્યા મહેફિલમા બેઠેલા હિંદુઓના ચહેરા ઝર્દ બન્યા

પ્રધાનો સાથે મસલાહ મશ્વરા કરીને અકબરે ઉચે જોયું. આખી મહફિલને બરાબર નિહાળીને તે બોલ્યો "નવજવાન, અકબર બેવચની નથી પણ એક શરત છે"

જુવાનના દમમા દમ આવ્યો "શી ?"

"એજ કે તારા જેવા ઇલ્મી ઉસ્તાદ દીને ઇલાહી ની કદમબોસી કરે તો નૂરૂન્નિસા તારી થાય"

ગાયકને જબ્બર કંપ થયો તે સ્તબ્ધ થઇ ગયો તેનુ ગળુ ઘૂંટાવા લાગ્યુ પણ ન જાણે કયા જાદુના અસરે તેના ઘૂંટાતા ગળામાથી અવાજ નીકળી પડ્યો "મંજૂર છે"

"તો તમને એ શરત કબૂલ છે ?" શાહે ફરી પૂછ્યુ

"જી હજુર"

"ઠીક છે, તો હુ આજથી તમને દરબારમા બધાને ગાવા વગાડવાની તાલીમ માટે મુકરર કરૂ છુ"

સભા બરખાસ્ત થઇ બા શાહ ઉભો થયો તેણે હરમ તરફ કદમ વધાર્યા બધા ઘર તરફ જવા લાગ્યા ઘર જતા કેટલાક હસતા હતા કેટલાક ગમગીન હતા.

૩

જનશ્રુતિ છે કે જ્યારે દેશમા શાંતિ હોય છે ત્યારે કલા કૌશલ્ય શિલ્પ વિદ્યા, બધાની ઉન્નતિ થાય છે એ સમયે ગુણવાન જન્મે છે, કલાધરો પેદા થાય છે પેલો નવજુવાન તાનસેન હતો ઇતિહાસના દરબારે અકબરના ઉજ્જવલ નવરત્નો માહેલો એક

તાનસેન મહેલમાં બધાનું દિલ બહેલાવી રહ્યો. કારણ કે તેને પોતાને ગમતી ચીજ મળી હતી. તે સુખી અને મસ્ત હતો. તેણે પોતાની સાધનાનો ઉન્માદ વરસો સુધી મહેલમાં ઉલેચ્યો અને લૂંટાવ્યો. બેગમો અને શાહઝાદીઓને તાલીમ આપી.

હવે ચેનસુખના ચાંદ ઉપર કાળી ઘટા છવાવાની હતી.

એક દિવસ એ શીખવી રહ્યો હતો. શાહઝાદી દૌલતુન્નિસાના ગુલશનમાં સંગેમરમરના ચબૂતરા પર એ બેઠો હતો. ખુશનુમા દિવસ હતો. આસમાનમાં ઘટા છવાઇ હતી.

"ઉસ્તાદજી, શું દીપક રાગ ગાવાથી દિલ જળી ઉઠે છે અને બદનમાં આગ પેદા થાય છે?" શાહઝાદીએ પુછ્યું.

"હા જરૂર; એટલુંજ નહિ પણ રાગિનીઓથી વાદળ વરસવા લાગે છે. પશુ પંખી એનામાં લીન થઈ જાય છે."

"એમ છે? એમ છે તો જરૂર સંભળાવો." શાહઝાદીએ હઠ પકડી. આગ લાગવાની વાત પર તેને યકીનજ ન હોતું.

"પણ" ઉસ્તાદજીએ કહ્યું, "એ રાગ ત્યારે ગાઇ શકાય છે કે જ્યારે કોઈ મલ્હાર ગાવાવાળો પણ એવો હોય કે વરસાદ વરસાવે. એમ ન થાય તો જીવ જવાનો સોદો. તેથીજ હું એ રાગ ગાતો નથી."

શાહઝાદીને એ વાત રૂચી નહિ. તેણે તો દીપક રાગની જીદ પકડી પણ તેમાં ન ફાવવાથી તે ઉઠી ચાલી ગઇ. હરમમાં તેણે પોતાની હઠની આગ લગાવી એ ખબર બેગમો અને ઠેઠ બાદશાહ સુધી પૂગી. અકબરે તાનસેનને બોલાવી પૂછ્યુ "કેમ, શાહઝાદી કહે છે તે ખરૂં છે?"

"જી જહાંપના"

"તો એક દિવસ સંભળાવો."

"જહાંપના! એ પછી મલ્હાર ગાવાવાળાની જરૂરત પડે છે, જેથી પાણી વરસી શકે મારી નજરમાં એવો શખ્સ એકજ છે અને તે બેજૂબાવરો". એના અભિન્ન હૃદયેજ વિરક્ત બેજૂની યાદમાં તેની આંખોમાં પાણી ભરાવ્યું.

અંતે ત્રિદઠ ને રાજહઠ આગળ કશું ન ચાલ્યું. તેણે ગીત ગાવાનું મંજૂર કર્યું.

"જો હું મરૂં તો મને માદરે વતનમાંજ દફનાવજો" તેણે શાહને અરજ કરી કારણ કે તેને પોતાને દીપક રાગ ગાયા પછી જીવતા રહેવાનો વિશ્વાસ ન હોતો. બચપણમાં થોડી પ્રક્રિયા તે શીખ્યો હતો.

અને મલ્હાર ગાવાનો ભાર તેની પ્રિયાને સોંપાયો. તે તેની પાસેથી શીખીને સંગીતમાં પરમ પ્રવીણ થઇ ગઇ હતી.

મહેલમાં સળગાવ્યા વિનાની દીવીઓ ગોઠવી દેવામાં આવી. તાનસેનની શક્તિની આજ કસોટી હતી. ખરૂં ખોટું જાણવા બધા ઉત્સુક હતા.

તાનસેન આવ્યો. અકબરને નમ્યો. બેઠો.

તેણે તાર મીલાવ્યા. તેના ચહેરા પર એક પ્રકારની ચમક હતી. ધીરે ધીરે તેની તન્મયતા વધી. "દીપક ઉદ્દીપન ગાન ગહન" ગુંજી રહીને જ્વાલામુખી જિગરના જલતા લાવા મહારાગ ના રૂપમાં તેને જાણે મૃત્યુનું આવાહન કરવા લાગ્યું. ગુલાબજલ અત્તરના છંટકાવ થએલા શીતલ ભવનમાં ગ્રીષ્મનો ઉત્પાત ફેલાઈ ગયો. પ્રેક્ષકોએ ત્રાહિ પોકારી.

તાનસેનના હાથમાંથી વાજીંત્ર છુટી પડયું. તેનું અંતર જવાલાથી જલી રહ્યું. તે કપાએલ ઝાડ જેમ પડી ગયો. તેની કુર્તિલી મહેબૂબે તૈયાર વીણા છેડી મલ્હાર શરૂ કીધો. આંખોના આકાશમાંથી પુતલીઓના પયોધરે આંસુ વહાવીને વરસાવીને પીયૂષસિંચન કીધું. પણ રાગના ત્રિલોચનથી જલતા દેહમાં દહન થઇ ચુકયું હતું તે કામિનીના પૂરતા આલાપ છતાં દહન શાંત થઇ શકયું નહિ. અકબર ચકિત થઇ જોઇ રહ્યો. પ્રેક્ષકોમાં શોક છવાઇ રહ્યો. તાનસેન છેલ્લો દમ લઇ રહ્યો.

તેની છેલ્લી ઇચ્છા મુજબ તેની કાયાને રાષ્ટ્રહૃદય રાજસ્થાનના હૃદયમાં સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિની ગોદમાં સુવાડવામાં આવી.

૪

રોજ અરધી રાતે સફેદ પોશાકમાં, બગલમાં દિલરૂબા લઇ, હાથમાં ફુલોની ડાલી લઇ એક ખૂબસુરત લલના તાનસેનની કબર આગળ આવતી અને ગાતી-જાણે તાનસેનને જગાડતી હોયઃ—

આરામગાહ તેરી પર ફૂલ પત્તિયોસે
ફિતને બના બિગાડે નકરો સનમ તુમ્હારે!

પોતાના દામનથી કબર સાફ કરતી, ફુલ ચઢાવતી. આંસુઓની ચાદર બનાવી કબરને વળગી રહેતી ત્યારેજ તેના કલેજાનો ભાર જાણે હલકો થઇ જતો. આકાશના ઉદાસ તારા આ બધું ગુપચુપ જોઇ રહેતા. એ કોઇજ નહિ પણ પ્રેમયોગીની નૂરજિમા હતી

આ વ્રત કરતે વરસો વીત્યાં. અંતે તે પણ ગઇ. અંતિમ ઇચ્છા મુજબ તેને પણ ત્યાંજ દફનાવવામાં આવી.



# પ્રતિમા

લેખકઃ વિશ્વામિત્ર

[ગતાંકથી ચાલુ]

[મેટ્રિકના વર્ગમાં ભણતી પ્રતિમાના રૂપજાદુએ મુગ્ધ બનેલ અધ્યાપક પીયૂષને પોતાનાં ચાર છોકરાંની માતા મનોરમામાં, દશ વરસના પરિણીત જીવન પછી, પહેલી જ વાર, અક્ષમ્ય ખામીઓ દેખાવા માંડે છે. એ જ જાદુઈ અસર નીચે તે ગાંધી–બાગમાં ફરવા નીકળેલ છે જ્યાં તેને પ્રતિમા અને તેની મોટી બ્હેન પ્રભાનો આકસ્મિક મેળાપ થઇ જાય છે. થોડોક સમય ત્રણે વચ્ચે વાતચીતમાં વ્યતીત થયા પછી બન્ને સુન્દરીઓ તેને ગાર્ડન ક્વાર્ટરમાં આવેલ પોતાને બંગલે ચા-પાણી માટે નોતરે છે.

હવે આગળ વાંચો.]

## (૪)

## "ફુલ ચાંપે સૂત્રધાર !"

દારૂબંધીની ચળવળનો હેતુ લોકોની વિવેક બુદ્ધિને સલામત રાખવાનો હોય તો તેમાં, અન્ય કેફી પદાર્થોની સાથે, સૌન્દર્યનો પણ સમાવેશ કરવો જોઇએ, એ વિચાર ઘટાટોપમાંનાં કોઈ નાનકડાં બાકોરાંનો લાભ લઇને ચંદ્રકિરણ જેમ પળભરને માટે પૂરતી રીતે સ્પર્શી જાય તેમ, પીયૂષના પીધેલા મગજને સ્પર્શી ગયો. કોઇ જાગ્રતસ્વપ્નમાંથી ઝબકીને જાગ્યો હોય તેમ, ત્યારે તેને ભાન થયું કે પોતે પ્રતિમા અને પ્રભાની વચ્ચે, લોરેન્સ રોડ ઉપર, જેલની દિશામાં ચાલી રહ્યો હતો. વાગ્યા તો હજુ આઠેક જ હશે, પરંતુ શહેર બહારના આ નિર્જન રસ્તા ઉપર જાણે મધરાતની શાન્તિ પથરાઇ હોય એવો તેને આભાસ થયો. બન્ને બાજુઓમાંના બંગલાઓ-માંથી આવતો ઝાંખો પ્રકાશ અને કોઇ કોઇ રડયાંખડયાં ટાંગાઓની અવર જવરઃ એ બે વાસ્તવિકતાના સ્મારકો ન હોત તો તેને કદાચ એમ પણ લાગત કે તે સદેહે સ્વર્ગમાં સંચરી રહ્યો છે—મૃત્યુની ભયાનક છતાં રમણીય ખીણમાં થઇને!

તે દિગ્મૂઢ નહિ, તો કાળમૂઢ જરૂર બન્યો હતો. બગીચાનું ફાટક ક્યારે વટાવાયું; અને તે પછી કેટલી વાર આમને આમ મુંગા મુંગા ચલાયું હશે તેની તેને ખબર જ ન્હોતી રહી.

કંઇક બોલવું જોઇએ એમ એને લાગ્યું,

વાપરવો તેની વિમાસણમાં પડ્યો.

"રૂપાળાં!" પ્રતિમા ફુમકું દોડી.

"અને બીજી વારતાં!" પ્રભાએ હસતે સ્વરે ઉમેર્યું.

"હા, રૂપાળાં" પ્રભાના છેવટના શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કરીને પીયૂષે આગળ ચલાવ્યું! "ધર્મપત્ની આવી રીતે પોતાની નાની બ્હેન સાથે, પગપાળાં અને એકલાં, જાહેર બાગમાં ફરવા નીકળતાં હશે એમ તો મેં ન્હોતું જ કલ્પ્યું."

"ઓત્તારી!" પ્રભા બોલી ઉઠી. "આ તો તમે इदम् तृतीयम् કાઢ્યું."

"તે તમે એમ તો નથી માનતા ને," પ્રતિમા કૃત્રિમ ગંભીરતાથી ગરજી, "કે જાહેર બગીચાઓ બધા મનોરમા બ્હેન માટે 'રિઝર્વ્ડ' રાખવામાં આવ્યા છે! સારૂં છે કે આ ગામમાં તમારા જેવા વિચારના બહુ જ ઓછા માણસો છે, નહિતર......"

તે નાટકી ઢબથી અટકી-ચાહીને: પોતાના શબ્દોની અસર જોવા માટેજ.

"નહિતર?" પીયુષે 'ટાંપ' ઝીલી લીધી.

"નહિતર જંગલી પ્રાણીઓના પાંજરાં પાસે [illegible]ી ભીડ જામે છે તેમ પ્રભાબ્હેનની આસપાસ પણ જામત!"

"Well delivered! Well delivered!" પાછળથી કોઇએ તાળીઓ પાડતાં કહ્યું, "પણ મોટા ભાગના માણસોને જંગલી પ્રાણીઓ સિવાય બીજા કશામાં રસજ નથી હોતો તેનું શું?"

સૌની નજર બોલનાર ભણી ગઇ. ખાદીનું ધોતિયું અને પહેરણ પહેરેલ એક આધેડ વયના પરંતુ તન્દુરસ્ત અને સોહામણા ગૃહસ્થને રાયબહાદુર પુરૂષોત્તમદાસ તરીકે પીયૂષે તરતજ ઓળખી કાઢ્યા.

એટલી બધી મહત્તા ઉપરાંત, 'પોતાની' પ્રતિમાની મોટી બ્હેનની પણ માલિકી ધરાવનાર આ ભાગ્યશાળી વ્યકિત સામે તેના હાથ યંત્રની પેઠે આપોઆપ જોડાઇ ગયા.

એમણે કેટલું સાંભળ્યું હશે? વિચિત્ર રીતે સૌથી પહેલો આ જ પ્રશ્ન તેને ઉદ્ભવ્યો. કયારના એ સૌની પાછળ પાછળ ચાલ્યા આવતા હશે?

"આ આપણી પ્રતિમાના અંગ્રેજીના અધ્યાપક." પ્રભાએ પરિચય કરાવ્યો.

"એ...મ", કોઇ નવું પ્રાણી નિહાળતા હોય એમ રાયબહાદુર પીયૂષને નખશિખ નીરખી રહ્યા. "પ્રતિમા જેના વખાણ કરતાં કદી થાકતી નથી એજ કે તમે! બહુ સારૂં. બહુ સારૂં. રામા," બંગલાના ફાટકમાં પ્રવેશ કરતાં શેઠે બૂમ પાડી. "બગીચામાં ખુરસીઓ ગોઠવ જોઈએ."

ટપોટપ ખુરસીઓ ગોઠવાઇ ગઈ. બધાં બેઠાં.

"ચા લેશો કે કોફિ?" શેઠે મંગલાચરણ કર્યું. "રામા, સીગરેટ!"

ખુરસી વચ્ચે ટિપોઇ મૂકાઈ ગઈ. ઉપર ધુમ્રપાનનો આખો સરંજામ હાજર થઇ ગયો.

"લ્યો સાહેબ," સ્ટેટ એક્સપ્રેસનો ડબ્બો ખોલી રાવબહાદુરે પીયૂષ સામે ધર્યો.

"એ સીગરેટ નથી પીતા," પ્રતિભાએ બનેવીને માહિતી આપી. પીયૂષ તો દસ્તમાં શેઠના પ્રવેશ પછી થયેલ ઝડપી ઘટના-પરંપરાઓથી ડઘાઇને પાછો 'માસ્તર' જ બની ગયો હતો: ખુરશી તેને પોતાને માટે બહુજ મોટી લાગતી હતી!

"તને શું ખબર પડે ?" રાવબહાદુરે સાળીને ગમ્મતમાં ધમકાવી, "માસ્તરો કલાસમાં કંઇ ઓછાજ સીગરેટ પીતા હશે!"

"હું તો પીતોજ નથી સાહેબ, વર્ગમાં યે નહિ, ને બહારેય નહિ." પીયૂષે માંડમાંડ સ્હેજ બોલ્યું. "બાકી ચા કે કોફીમાંથી ગમે તે ચાલશે!"

"હું ન્હોતી કહેતી." લાડભર્યે અવાજે બનેવી સામે શબ્દો ફેંકી પ્રતિમા ઉભી થઇ અને "મહારાજને કોફી બનાવવા માટે કહેતી આવું" કહી ઝપાટાભેર બંગલામાં અદ્રશ્ય થઇ ગઇ.

તેની પાછળ ધ..ટ' ગયેલી ત્રણે આખો ક્ષણાર્ધ નીરવતા સાથે રમી રહી.

"કહો સાહેબ, આજે કઇ આ તરફ ભુલા પડયા?" રાવબહાદુરે સીગરેટ સળગાવતાં સળગાવતાં વાર્તાલાપનું પુનશ્ચ હરિઃ ૐ કર્યું.

"એ તો ગાંધી-આશ્રમમાં ફરવા આવેલા," પ્રભાએ પીયૂષ વતી જવાબ દીધો, "તે અકસ્માત અમને ભેટી ગયા અને અમે એમને અહિં ખેંચી લાવ્યાં."

"ખેંચી લાવ્યાં!" મજાકભરી નજરથી પીયૂષ અને પ્રભાને માપતા રાવબહાદુર બોલ્યા, "ઝપાઝપીની એકેકે ખેંચાણીના અભાવે કેદી વગર વિરોધે, રાજીખુશીથી તાબે થઇ ગયો હોય એમ મને તો લાગે છે. સ્વાગતમ્! પ્રતિમાના અભ્યાસ વિષે કંઇ પૂછયું!" રાવબહાદુરે 'માસ્તરોચિત' વિષય છેડવા માંડયો. 'પહેલે વર્ગે નીકળી જશે!'

"જરૂર. એમનો રિપોર્ટ તો આપ વાંચતાજ હશો. સહી તો ઘણુંખરું, દર મહિને આપનીજ હોય છે."

"પ્રતિમાને તો મી. પીયૂષે આસમાને જ ચડાવી દીધી છે-વખાણી વખાણીને": પ્રભાએ પીયુષ સાથે હસતાં હસતાં પતિને રાવ કરી, "એટલે એમનો અભિપ્રાય એ બાબતમાં તટસ્થ અને વિશ્વાસપાત્ર ન કહેવાય!"

"એ તો આપ જે ધારો તે" પીયૂષે પોતાનો બચાવ કર્યો. "બાકી મને જેવું દેખાયું તેવું કહ્યું. છેલ્લા દરેક વરસોમાં મેં ઓછામાં ઓછી સોએક છોકરીઓને ભણાવી છે અને ત્રણ મહિલા વિદ્યાલયોમાં નોકરી કરી છે. પરંતુ પ્રતિમા જેટલી પ્રતિભાશાળી એવી એક પણ મેં નથી દીઠી. આ છે નર્યું સત્ય. બાકી અતિપ્રશંસાની બીકે અસત્ય ઓછુંજ બોલાય!"

પ્રતિમાની પ્રતિભા પાછળ પ્રભાનું કૌશલ્ય જોયું: અને પોતાની પત્ની-પ્રિયતમાને પ્રશંસાનું એક પુષ્પ વધુ ચડાવવાની તક સાંપડતાં તે દ્રવવા માંડવા:

"પ્રતિમા તારી બ્હેન છે, મોટે ભાગે તારૂં પોતાનું જ સર્જન છે, એ વાત ઘડીભર ભૂલી જા, તો કદાચ તને એમનો અભિપ્રાય અતિશયોક્તિભર્યો નહિ લાગે, ખરૂં ને, મી. પીયૂષ," રાયબહાદુરે પીયૂષને આંખમીચકારો કર્યો. "હું પણ અનેક વિદ્યાલયોના માજી પ્રમુખ તરીકેના મારા અનુભવ ઉપરથી જ કહું છું. પ્રતિમાના ગુનેવીના હકે નહિ!"

"ઠીક આખરે તો તમે પણ પુરુષ જ ને! પુરૂષ પુરૂષનીજ વકીલાત કરે: સ્ત્રીનો વિરોધ કરવો હોય ત્યારે," પ્રભા કરડાકથી બોલી.

"હા, એ દુર્ગુણ પુરૂષોમાં છે ખરો." ધારાસભામાં વિરોધ-પક્ષના બાંકડા ઉપર બેઠા હોય એની અદાથી રાયબહાદુરે કટાક્ષ કર્યો: 'સ્વજાતિ-વિદ્વેષ એ બહુધા સ્ત્રીઓનું જ લક્ષણ હોય છે: તને તો અનુભવ છે!"

દંપતી ખડખડાટ હસી પડયાં.

પીયૂષને કંઇ ખાસ સમજણ ન પડી; છતાં એ દુર્બોધ સંગીતમાં તાલ આપવા માટે તેણે પણ થોડુંક હસી લીધું.

એટલામાં ટ્રે ઉપર કોફીના પ્યાલા આવી ને પૂછયું અને જવાબની રાહ જોયા વિનાજ બુમ પાડી:

"પ્રતિમા! પ્રતિમા!"

'આવીચ !" બંગલામાંથી કોયલ ટહૌકી એમ પીયૂષને લાગ્યું. તેણે મહામુશીબતે તે તરફ નજર ફેંકી.

પ્રતિમા વસ્ત્રો બદલાવીને બહાર નીકળી. તેણે બગીચામાં પહેરેલી ગુલાબી સાડીને બદલે મેઘધનુષ્યના રંગોનું ફ્રોક પહેર્યું હતું. તેના તાજા જ ધોયેલ વાળ, વરસાદ-નીતરી કો સોનેરી વાદળીની પેઠે, તેના બન્ને ખભા ઉપર થઈને લગભગ ઢીંચણ સુધી પથરાતા હતા. કેશરીઆ પટાની ચંપલો પર રમતી તેના નાજુક પગોની દશે આંગળીઓ શહીદોને નોતરી રહી હતી.

"પલકે પલકે પલટે રંગ,
અબળા એ માયાના ઢંગ"

સૌ સાંભળી શકે એમ પ્રભા ગણગણી.

"અબળાએ કોઇ મારા જેવીનેજ જોઈને આ લીટી લખી હશે એમ માનો છો ને, પ્રભા બ્હેન!" એ શબ્દોના ઉદ્દભવસ્થાન બે હોઠની પાછળના દાંત વચ્ચે પીયૂષ ચવાવા લાગ્યો!

"જરૂર" પ્રભાએ જવાબ દીધો, "નહિતર એને સંસાર ઉપર વૈરાગ્ય શા માટે આવી જાત?"

રાયબહાદુર અને પીયૂષ બન્ને હસી પડયા.

"ત્યારે તમારી ભૂલ થાય છે, મોટી બ્હેન, મોટી ભૂલ—બહુજ મોટી ભૂલ!" બરાબર પીયૂષની સામેની ખુરશી ઉપર છટાથી ગોઠવાતાં પ્રતિમાએ વિરોધ કર્યો. "તમે મને અને આખાને બન્નેને અન્યાય કરો છો!"

"અને માયાને પણ!" રાયબહાદુરે પાદપૂર્તિ કરી.

"ના, માયાને નહિ," પ્રતિમાએ વધારે ભાર દઈને કહ્યું, "ફક્ત મને અને આખાનેજ!"

"શી રીતે?" પીયૂષે ચવાતા ચવાતાં પુછ્યું.

"શી રીતે!" નિશાળીઆ પાસે બોલતા અધ્યાપકની છટાથી પ્રતિમાએ આખા વર્ગને સંબોધીને કહ્યું "વસ્ત્રો બદલાતા હશે તેટલી વાર હૃદય અને આત્મા પણ બદલાતાં હશે એવી છીછરી માન્યતા તમે આખા જેવા વાસ્તવદર્શી કવિમાં આરોપો છો એ રીતે!"

"એટલે?" રાયબહાદુરે રંગ વર્તીને જીજ્ઞાસાની ગંભીરતાનો અભિનય કર્યો.

"એટલે એમ કે, જુદી જુદી "ફ્લેો" ચાંપવા માટે જુદા જુદા 'પોઝ' લેતો 'સૂત્રધાર' એ માયા નથી; કે નથી તે તે વખતના 'સૂત્રધાર'ના સાચા ભાવને વ્યક્ત કરનારી 'પુતળીઓ' માયા! માયા તો છે પ્રેક્ષકો કે શ્રાવકોની મિથ્યા દૃષ્ટિ કે જે સુત્રધારને પુતળીઓમાં નથી જોઈ શકતી કે નથી પુતળીઓને સુત્રધારમાં જોઈ શકતી!"

"તે તમારા બેમાંથી માસ્તર કોણ છે? સાળીએ કરેલ મીમાંસાથી મલકાતા રાયબહાદુર બોલ્યા, "તું કે પીયૂષ?"

"મી. પીયૂષ જ તો!" પ્રતિમાએ જવાબ દીધો." 'હું તો જેમ કષ્ઠ કેરી પુતળી, કર ચાંપે સુત્રધાર!' એ લીટી શીખવતી વખતે એમણે જ આ પ્રમાણે કહ્યું હતું! કાં સર્, યાદ છે ને!"

ચવાઈ ગએલ પીયૂષે યાદદાસ્તના ભીડા મહેરામણમાં ડુબકીઓ ખાવા માંડી પરંતુ તેમાં ક્યાંય આ સ્મૃતિ-રત્ન તેને હાથ ન લાગ્યું.

પોતે સુત્રધાર હતો કે પુતળી? કે ફક્ત માયા જ!

આ પ્રશ્નનો જવાબ મળે તે પહેલાં પ્રભા બ્હેનનો રમતીયાળ અવાજ તેના કાને પડ્યો;

"ચાલો, ગરમ છે ત્યાં લગીમાં કોફી પીવા માંડો, નહિતર ઠંડી થઈ જતાં એ પણ માયા બની જશે"

રાયબહાદુરે એક પ્યાલો ઉપાડીને પીયુષના હાથમાં મૂક્યો.

"મને અહિં ખેંચી લાવવામાં આવ્યો છે તેમા કોફી પીવા ઉપરાંત એક બીજો અને વધારે અગત્યનો પણ હેતુ છે," પ્યાલો હોઠભણી લઈ જતા અવાજને બને તેટલો કાલો કરીને પીયૂષે કહ્યું "કેમ ખરું છે ને, પ્રભા બ્હેન?"

"કેમ નહિ?" એક ઘુંટડો લીધા પછી પ્રભાએ નાની બ્હેન સામે જોઈને હકારો કર્યો. 'તમારાં સરોજિની દેવીનિજ કથા ને કે શરૂ કરે."

"સરોજિની દેવીનું શું છે વળી!" રાયબહાદુરે પૂછ્યું.

"એ તો પ્રતિમા......" પ્રભાએ ખુલાસો કરવા માંડ્યો.

"કંઇ નહિ," મોટી બ્હેનને અધવચ્ચેથીજ ખસેડીને પ્રભા રંગમંચ પર આવી. "એ તો મેં એક કવિતા લખી છે તે સરને વંચાવવાનો મારો વિચાર હતો!"

'વિચાર હતો!' માજી હેડમિસ્ટ્રેસના રૂવાબથી પ્રભાએ ટંકાર કરી. "એટલે હવે શું એ વિચાર માંડી વાળ્યો છે?"

"માંડી વાળ્યે કેમ ચાલશે!" કોઇ અણુ-બોલી ચીજ હાથતાળી દઇને ચાલી જતી હોય એવી ભીતિ મુખ ઉપર પાથરીને પીયૂષ બોલી ઉઠ્યો,

"પણ તેં વળી કવિતા ક્યારથી લખવા માંડી?" કોઇ અણધારી શોધ આપોઆપ થઇ ગયાનો ભયામિશ્રિત આનંદ અનુભવતા રાયબહાદુરે પૂછ્યું.

"તારુણ્યમાં પહેલું પગલું મુક્યું ત્યારથી!" યોગ્ય જવાબ પીયૂષની જીભ ઉપર આવીને હાજર થઇ ગયો: પરંતુ માસ્તર માણસથી એવું શી રીતે બોલાય!

"એ તો એક દવસે મી. પીયૂષે 'શિખરિણી'નું માપ વર્ગમાં સમજાવેલું તે મને થયું કે લાવ જરા અખતરો કરી જોઉં!"

'શિખરિણી' એ પીયૂષનો પ્રિયતમ છંદ : તે હવામાં ઉડવા લાગ્યો.

"દૃષ્ટં દૃષ્ટેન યોજયેત્" તે મનમાં ને મનમાં ગણગણ્યો.

"ઠીક પણ હવે એ લપને જવાદે," આડી ફંટાતી વાતને મુદ્દા ઉપર ખેંચતા પ્રભા બોલી, "એ તારી 'શિખરિણી' કવિતા કાઢીને સીધી વાંચવા માંડ. પીયૂષભાઇને હજુ ઘેર પહોંચવું છે. મનોરમા બ્હેન વાટ જોતાં હશે."

પીયૂષ શિખરિણી ઉપરથી એકાએક ખીણમાં પટકાયો! કણકવાળે હાથે નટુડાને ઢીબતી તેની જીવનસાથિની તેની આંખો સામે ખડી થઇ ગઇ. તે કુંવારો હોત તો...

તેને નાનપણમાં-તે મેટ્રીકમાં હતો તે વખતે-મનોરમા સાથે તેનું લગ્ન કરી નાખનાર માબાપ પ્રત્યે એકદમ ગુસ્સો આવ્યો.

"કવિતા વાંચવાનું કોઇ બીજે વખતે રાખીએ તો, પ્રભાબ્હેન!" પ્રતિમાના અવાજે તેને દિવાસ્વપ્નમાંથી જગાડ્યો. "કોણ જાણે ક્યાંય પડી હશે એ! વળી અત્યારે હું 'મુડ' માં યે નથી!"

"એ ગલ્લાંતલ્લાં નહિ ચાલે!" પ્રભા બોલી. "ઉગતી કવયિત્રીઓ પોતે લખેલી:કવિતાઓ દૂરમાં દૂર, ચોળીની અંદર જ રાખે છે. ફ્રોકમાં હાથ નાખ જોઇએ. એ દેખાય પેલો કાગળ!" કોફીનો પ્યાલો ટીપાઇ ઉપર મુકી પ્રતિમાની સામે, બંદુકની નળીની પેઠે પોતાની તર્જની તાકતા પ્રભાએ કહ્યું. "મને દિવ્યચક્ષુ આપ્યાં છે હો!"

પ્રતિમાનો હાથ આપોઆપ ફ્રોકની અંદર

પહેરેલી ચોળી તરફ નજરો

બ્હેન, મનેરી અને સાળી ત્રણે હસી પડયા.

પીયૂષને આ 'તાબ્બો' અદ્ભુત લાગ્યો

"પકડાઇ ગયાને !" તેણે પોતાની રસિકતા દાખવી

"એમા પકડાવા જેવુ કશુયે નથી, સર, "એનો મોટી બ્હેનને મારી આદતની ખબર છે !"

"ત્યારે હવે કાઢ અને માડ વાચવા" રાયબહાદુરે કોરી પુરી કરી સીગરેટ સળગાવતા કહ્યું.

"આ વખતે મને માફ કરો તો," જાણે એના જીવનમરણનો આધાર એ માફ કરવા ન કરવા ઉપર રહેલો હોય એવુ ગરીબડુ મો કરી પ્રતિમાએ કહ્યું, 'એમ મઝા પણ નહિ આવ અને હજુ મારે એમા થોડાક ફેરફારો પણ કરવા છે આપણે કાન રાખીએ, પરમ દહાડો રાખીએ, હુ કઇ છટકી જવા નથી માગતી પરતુ આ મારૂ પહેલુ જ કાવ્ય છે ! વિધિપૂર્વક ઉદ્ઘાટન ક્રિયા પણ થવી જોઇએ ને !"

" શનિવાર રાખો-પૂર્ણિમા પણ છે" રાય બહાદુર સૌથી પહેલા હસી પડયા ' વળી બીજે દિવસે છુટી એટલે મી- પીયૂષને પણ ઠીક પડશે અને નવકવયિત્રીના માનમા તે દિ' તમારે જમ વાનુ અમારે ત્યા, મી પીયૂષ બીજા કોને કોને નોતરશુ ? પ્રોફેસર સુમન, એડિટર ભટ્ટ, દાખના તરીકે ?"

"આપરે" પ્રતિમાએ ચસ પાડી ' એ બધા વિદ્વાનોનુ પ્રદર્શન ગોઠવશો, તો તો મને હાર્ટફેલ જ થઇ જશે ! આપણે છીએ તેટલા જ વધુમા તમારી ખાસ ઇચ્છા હોય તો, રામે, મહારાજ અને બીમો માળી !"

" ડમૂન " રાયબહાદુરે હસતા હસતા મ્હોર મારી

" ભારે પકા છો હો ' પીયૂષે પ્રતિમાને ઠપકો આપવાનો ડોળ કર્યો તેના અતરમા તો પ્રતિમાએ તેને આવી રીતે મળવાની બીજી તક આપી હતી તે ખાતર આભારનૃત્ય ચાલી રહ્યુ' હતુ.

" આખરે તું ફાવી ! '' પ્રભા બોલી. "પણ ચાયો શનિવાર કંઇ બહુ દૂર નથી"

" ત્યારે રજા લઉ સાહેબ," પીયૂષ ઉઠયો.

" શનિવારે રાતે આઠ વાગે મળવા માટે જ, " કહેતા રાયબહાદુર પણ ઉભા થયા પ્રભા અને પ્રતિમા બન્ને તેમની બન્ને બાજુએ ગોઠ-વાઇ ગઈ જેરતી કાર ગેરેજમાથી નીકળી ધીમી ગતિએ સૌની પાસે આવી ને અટકી શોફરે બ્હાર નીકળી બારણુ ઉઘાડયુ

" જય જય" અદર ગોઠવાઇ પીયૂષે સૌને હાથ જોડવા કારનુ મશીન ચાલુ થયુ

એટલામ બીમો માળી, રાયબહાદુરના સામાન્ય નિયમ પ્રમાણે, મ્હેમાનને આપવા માટે

તૈયાર કરેલ ફુલનો ગજરો પ્રતિમાના હાથમાં ઉડયું હતું.

મુકી ગયો.

" આ મનોરમા બ્હેન માટે અમારૂં સંભારણું, " પ્રતિમાએ ગુલદસ્તો પીયૂષના હાથમાં સેરવી દીધો.

પીયૂષના આત્મામાં એક વિરાટ કડાકો થયો.

તેના હૃદયનું દારૂખાનું એકાએક સળગી

પ્રતિમાની દીપશિખાઓ જેવી આંગળીઓએ ફુલગજરાની ઓથે રહીને તેની આંગળીઓનો સ્પર્શ કરી લીધો હતો.

અને......

અને મોટર ઉપડી !

(ચાલુ)

---

વચ્ચે આવેલો છે. પહોળાઇમાં તે આશરે ૨૭૬ માઇલ (સરાસરી ૧૭૫ માઇલ) છે. તેનો વિસ્તાર લગભગ ૫૨૯૯૪ ચોરસ માઇલ છે. તેની જમીન નીચાણવાળી પણ સપાટ અને ટેકરાવાળી છે. સિંધુ નદીના મુખ તરફ જેમ જેમ આપણે આગળ વધીએ છીએ, તેમ તેમ તેની જમીન વધારે રેતાળ થતી જાય છે. ભૂસ્તરવિદ્યાની બાબતમાં એકબીજાથી જુદા પડતા ખિરથર અને અરવલ્લીના' બન્ને ડુંગરાળ પ્રદેશોની વચ્ચે અગાઉના વખતમાં સમુદ્ર હતો તેની મજબુત સાક્ષીરૂપ સિંધના દરીઆઇ ખડકો છે.

## પ્રવાસ માર્ગો અને વેપારી માર્ગો

આજુબાજુના સુકા પ્રદેશોમાં વસતા ગરીબ લોકોએ આ દેશની નીચી અને ઘણીજ ફળદ્રુપ ખીણમાં આવીને વસવાટ કર્યો. માનવ ઇતિહાસની શરૂઆતથી જ પરદેશોમાંથી લોકો આ ખીણમાં સાધારણરીતે આવીને રહેતા.

મધ્ય અને પશ્ચિમ એશીઆની વચ્ચે હિંદુકુશ પર્વતોની ગુંચવણ ભરેલી હારોએ ઘણાં જ થોડાં બારાં ઉઘાડાં મૂકયા છે. ખૈબરઘાટ એશીઆઇ સંસ્કૃતિનાં મધ્યસ્થ સ્થાનોની નજીક હોવાને લીધે, મુસાફરો અને હુમલા કરનારાઓ તેનો વારંવાર ઉપયોગ કરતા, પરંતુ ખૈબરઘાટના કરતાં ઓછી મુશ્કેલીવાળો રસ્તો તો બોલન ઘાટનો છે અને તે પહાડી મુલકની ખીણમાં આવેલો છે.` તે રસ્તો સુલેમાન અને હાલા પર્વતોની સરળ હારોમાં પસાર થઇ, કંદહારમાં જાય છે અને ત્યાંથી

હિંગુરુ અને મર્રમાંથી સીધો નીકળી, ઠેઠ તુર્કસ્તાન સુધી પહોંચે છે. આ માર્ગ તેજ પડુનાનો જુનો વેગ સીસ્થાનનો વેપારીમાર્ગ કે જે રસ્તે થઇ મહાન સિકંદરની લશ્કરી ટુકડીઓ પાછી ફરી હતી. ખીરથર પર્વતોની બીજી ખીણો કે કે જેમા થઇ બે ઐતિહાસિક વેપારી માર્ગો પસાર થાય છે તે માર્ગો મકરાનની લાંબી ખીણો એ રાગી મનવારમા થઇ નીકળે છે તે માર્ગો માહેનો એક તે મધ્ય ઇરાન-જમ્પ કલાત-ગંડાના નામનો વેપારી માર્ગ અને બીજો માર્ગ તે ગીઝ નાસમેના ડીગક્ષ નામનો અગત્ય વેપારી માર્ગ. તદુપરાંત જે નૌકા પૂર્વના દેશો સાથે ઇરાનના અખાતમા થઈ વેપાર કરતા હતા, તેઓને માટે સિંધનો દરીઆઇ માર્ગ ખુલ્લો હતો.

### સિંધની બારીક પરિસ્થિતિ

પશ્ચિમના પોતાના ધોરણા અને દક્ષિણ કિનારાપરના ભાગોના સંજોગોએ આખાયે પ્રાંતને અકસ્માત રીતે ઘણી બારીક સ્થિતિમા મૂકી દીધો કે ઇરાનના ઉચ્ચ પ્રદેશની રાજકીય ચડતી પડતી સાથે સિંધની તળેટીના આખાય પ્રદેશની ચડતી પડતી થતી. કુદરતી બંદરો નહિ હોવાને લીધે અને દરીઆ કિનારો છીછરો અને ખાડા વાળો હોવાથી સમયે વહેલાના વખતમા દરીઆઇ માર્ગે વેપાર ધમધોકાર ચાલતો. કોઈનો નોપણ અગત્યની સમુદ્રના અસંખ્ય ભાગો સિંધુ નદીના મુખમા આવતા હોવાને લીધે દરેક પ્રદેશો યુરોપને મેસોપોટેમીઆમાથી અને ગુજરાત કચ્છ

અને દક્ષિણ હિંદુસ્તાનમાંથી વહાણવટીઓને સિંધમાં દાખલ થવામાં ઘણી સરળતા થઇ પડતી. એ માંહેના ઘણા વહાણવટીઓ અહીં થોડા વખત વસવાટ કરીને રહ્યા અને કાળાંતરે તેઓની અસર સિંધના અંદરના ભાગોમાં પ્રસરી.

મીઠા સિવાય બીજી ઉપયોગી ખનીજો સિંધમાંથી નીકળતી નથી. તેથી બધી જાતની ધાતુઓ પશ્ચિમના અફઘાનીસ્થાન, બલુચીસ્થાન, મકરાન અને ઇરાનના પહાડી મુલકમાંથી તેમજ પૂર્વમાં આવેલા અરવલ્લી અને બીજા પર્વતોમાંથી મંગાવવામાં આવતી હતી. આ રીતે એશીયાના પાડોશના પ્રદેશો સાથે સિંધનો સંબંધ હંમેશાં જળવાઇ રહેતો.

## સિંધ સિંધુનદીની બક્ષીસ છે

ખરેખર સિંધ સિંધુ નદીની બક્ષીસ છે. આ પુરાતન વહેણો દેશના જીવનરૂપ છે. ઉજ્જડ મેદાનમાં તે એક વિશાળ ફળદ્રુપ જગ્યા તુલ્ય છે. તે લગભગ આખા પ્રાંતના બે સરખા ભાગ કરે છે અને તેનાં પાણી બન્ને બાજુ બની શકે તેટલી ખેડવા લાયક જમીનને આપે છે. તેના બધા વાંક સાથે સિંધપ્રાંતમાં તેની લંબાઇ ૫૮૦ માઇલ છે, (તેની આખી લંબાઇનો આશરે ત્રીજો ભાગ) અને સીધી લંબાઇ લગભગ ૩૦૦ માઇલ છે. મોનસુન પવનોની એના ઉપર અસર નહિ થતી હોવાને લીધે આ વહેણો લોકોના આધારનું મુખ્ય સાધન થઇ પડયો છે. વળી

૧૯ગાં મૈકામા નોર્થ વેસ્ટર્ન રેલ્વે થયા અગાઉ કેટલેક અંશે તો પાણીનું આવાગમન કરવાનું એ મુખ્ય સાધન હતું. તે વહેળો વરસાદની અછતને અને વરસાદની અનિયમિતતાને પૂરી પાડતો આ વહેળો-સિંધુ નદી-હિમાલય પહાડ ઉપરના બરફ કે જે ઉનાળાની શરુઆતથી પીગળે છે, તેના પાણી પર તથા ચોમાસામા પડેલા વરસાદ ઉપર પોતાના પાણી માટે આધાર રાખે છે નદીના પુર કોઇ કોઈ વાર બરફના તોફાન કે વંટોળી. આથી આવે છે અને તેના પાણી ઘણીવાર નદીના બંધ તોડી નાખી આજુબાજુની નીચાણ વાળી જમીન પર ફરી વળે છે

તેની બન્ને બાજુના અન્ગમાળ મુલકો જેવા કે (૧) પશ્ચિમની ઉચી વેરાન ટેકરીઓ અને (૨) પૂર્વના થરના રણનો રેતીનો દરીઓ, એ આ ફળદ્રુપ ખીણમા ભૌગોલિક કારણો બતાવે છે તેઓ તેની અસાધારણ પ્રતિષ્ઠા ઉપર એનો બધો ભાર મૂકે છે કે સિંધુ નદીએ પોતાના નામ પરથી આખાય પ્રાન્તને સિંધ એટલુ જ નહિ પરંતુ આખા દેશને હિંદુસ્થાન (સિંધુસ્થાન) નામ આપ્યુ છે' સિંધુ નદીના બહોળા પાણીના જથ્થાઓએ, રસાળ જમીનોએ તથા સિંધની ભૌગોલિક મર્યાદાએ ઘણા વ માનુસોને પોતાની તરફ આકર્ષ્યા છે અને તેઓએ આવીને તેના વિસ્તારમા પોતાના ઘરો, ખેતરો, અને ગામો બનાવ્યા છે ખીણના ઉપરના ભાગમા વસતા ઋગ્વેદના સમયના કવિઓએ સિંધુ નદીના પવિત્ર મંત્રો ગાયા છે. પશ્ચિમ બાજુએ ટેકરીઓના ઢોળાવના બુટ્ટાદાર પટાએ, લૂટફાટ કરતી જંગલી ટોળીઓની વચ્ચે અને કિનારા પર વસતા શાંત ખેડુતોની વચ્ચે એક સીમા બનાવી છે બીજી બાજુ મરુ રણ એકદમ સુકુ નથી કમક પડેલા અને હમણા મેન્સુનનો થોડો ભાગ તેને મળે છે તેથી સિંધુ નદીની ખીણના ખેડાએલ ખેતરો અને રજપુતાનાની અર્ધી સુકી ટેકરીઓ વચ્ચે આ રણરૂપી વિઘ્ન દુર્જેય નથી વળી પંજાબમાં થઇને સિંધુ નદીના વહેવાને લીધે સિંધુ નદીના ઉપલા અને નીચલા પ્રદેશ વચ્ચેનો વ્યવહાર હમેશા ચાલુ રહ્યો છે વળી સિંધુ નદી, ગીલ્ગીટ આગળ ૨૦૦૦૦ ફુટના ઢોળાવવાળો ધોધ પાડે છે તેથી મળેલી શક્તિને લીધે, તે ઘણા પ્રમાણમા ફળદ્રુપ પાતાળો કાંપ, રેતી તથા માટી ઘસડી લાવે છે. જેમ જેમ નદીના પ્રવાહનો વેગ આગળ જતા ધીમો પડે છે, તેમ તેમ એ કાંપ નદીના ખીણમા અને ડેલ્ટાના પ્રદેશમા ઠરતા જાય છે આપણે જે ખીણની વાત કરીએ છીએ તેમા નદીના પ્રવાહથી ઘસડાઇ આવેલી રેતી, કાંપ, માટી વગેરે ઘણા જ મોટા પ્રમાણમા એકઠા થાય છે જેથી નદી એકદમ ઉત્તર દક્ષિણ નહિ વહતા સિંધની સરહદમા અંગ્રેજી-S- અક્ષરના જેવા વાંક લઇ, તેની ખેડવા લાયક જમીનને વધારને વધારે પાણી પુરૂ પાડે છે વળી સિંધના ખડકો ત્રીજા વર્ગના ચુનાના પત્થરો, રેતીના થરો અને કાચના છે આ ખડકો નરમ છે, તથી પુરના વખતમા તેઓ સહેલાઇથી ઘસાઇ જાય છે, તેના પરિણામે સિંધ પ્રદેશની જમીનની ફળદ્રુપતામા ઘણા જ મોટા પ્રમાણમા ઉમેરો થાય છે. મોન્સુનના વખતમા સિંધુ નદીના ઉતાવળા અને મોટા ઉછાળા માગના પ્રસંગો થાય છે કે જે વખતે નદી પોતાનુ વહેણ બદલાવે છે તે જેટલુ હાનિકારક છે તેટલું જ ફળપ્રદ છે કારણ કે વહેણના બદલાવાથી થએલી હાનિનો બદલો તે પોતે ઘસડી લાવેલા ફળદ્રુપ કાંપથી વાળે છે, અને એ કાંપ પ્રત્યેક પુરની ઋતુમા જમીનની ફળદ્રુપતામા વધારો કરે છે તેથી સિંધના ધાન્યાગારો એશીયાની અર્ધી ભુખી રખડતી જાતાને માટે ધ્રુવના તારાની પેઠે સર્વદા અચળ રહ્યા.

[ચાલુ]

# આંધળી માનો કાગળ

અમૃત ભરેલું અંતર જેનું સાગર જેવડું સતઃ
પુનમચંદના પાનિયા આગળ ડોશી લખાવતી ખતઃ
ગગો એનો મુંબઈ કામેઃ
ગીગુભાઇ નાગજી નામે. (૧)

લખ કે માડી ! પાંચ વરસમાં પહોંચી નથી એક પાઇ,
કાગળની એક ચબરખી પણ તને મળી નથી ભાઇ !
સમાચાર સાંભળી તારા
રોવું મારે કેટલા દા'ડા ? (૨)

ભાણાનો ભાણિયો લખે છે કે ગગુ રોજ મને ભેળો થાય,
દન આખો જાય દાડિયું ખેંચવા રાતે હોટલમાં ખાય,
નિત નવાં લુગડાં પેરે,
પાણી જેમ પઇસા વેરે. (૩)

હોટલનું ઝાઝું ખાઇશ મા રાખજે ખરચી ખુટનું માપ,
દવા દારૂના દોકડા આપણે કાઢશું ક્યાંથી બાપ !
કાયા તારી રાખજે રૂડી,
ગરીબની ઇજ છે મૂડી. (૪)

ખોરડું વેચ્યું ને ખેતર વેચ્યું કુબામાં કર્યો છે વાસ,
જારનો રોટલો જડે નહિ તે દિ' પીઉં છું એકલી છાશ,
તારે પકવાનનું ભાણું;
મારે નિત જારનું ખાણું. (૫)

દખતી તે દિ' દળણાં પાણી કરતી ઠામે ઠામ;
આંખ વિનાના આંધળાને હવે કોઇ ન આપે કામ,
તારે ગામ વિજળી દીવા;
મારે આંહી અંધારાં પીવાં (૬)

લીખીતંગ તારી આંધળી માના વાંચજે ઝાઝા જુહાર,
એક રહ્યું નથી અંગનું ઢાંકણ ખુટી છે કોઠીએ જાર,
હવે નથી જીવવા આરો;
આવ્યો ભીખ માગવા વારો! (૭)

ઈન્દુલાલ ગાંધી

# આંધળી માના કાગળનો જવાબ

હરખે હીંચતુ હૈયું જેવુ પાદર જેવડું પતઃ
ગોવીંદભાઇના ગોરિયા પાસે ગગુ લખાવતો ખતઃ
માડી એની ગોમટા ગામેઃ
મટુબાઈ મા કોરે નામે. (૧)
મેડિયું મોટી ને મોટરૂ કોડે મુંબઇ મોટું ગામઃ
રખડી રખડી ને થાકયો માડી તયેં માંડ મળ્યું છે કામ,
લાગે સૌને 'સેર' મઝાનાં!
એથી તો ગામડાં સારાં! (૨)
હોટલમાં માડી નોકરી કરૂં વેચુ છું રોજ ચાય,
પેટ પૂરતુ માંડ ખાવાનુ મળે બચે નહિ એક પાઇ,
નાણાં તું મંગાવે ન્યાંથી;
પઇસા તને મોકલું કયાંથી? (૩)
હોટલમાં હું ખાઉં છુ માડી હોટલમાં જ વાસ,
ખાવાનું પુરૂ ના જડે તે દિ' તારી ઘોડે પઉં છાશ,
પેટ હું થીગડાં દઉં;
વાત મારી કોને કહું? (૪)
કાગળ તારો વાંચીને હું છાનો માનો રોઉં,
થાકયો પાકયો નીંદરમાં હું તારાં સપનાં જોઉં
આંસુ મારા કોણ જુવે!
માડી વીલુ કોણ લુવે? (૫)
સમાચાર તારા સાંભળીને મન મારૂં મુંઝાય,
રાખ્યો પ્રભુએ નિર્ધન મુને એને કેમ પુગાય?
દશા તારી એવી મારી!
કરમની ગત છે ન્યારી! (૬)
રેલ ભાડાંના પઇસા નથી ને કેની પાસે હું જાઉં,
વગર ટિકિટે આવડી મારી તારા દર્શને ધાઉં,
માડી મારી વાટડી જોજે,
આંસુ મારા ઉરનાં પોજે! (૭)
લીખીતગ તારા ગગુડાના વાંચજે ઝાઝા પ્રણામ,
છેવટ તને મળવા કાજે આવું છું તુજ ધામઃ
મા દીકરો ભેગા થાશું;
સાથે મળી 'સરગે' જાશું! (૮)

મોહનલાલ નાથાલાલ નાચીબ્રાહ્મણ

# તર્પણ

(સિંધના ઇતિહાસનું એક રોમાંચક પ્રકરણ)

શ્રી હીપચંદ ખીંઆરા એમ. એ.

ગુલામ"

ંનખાનના ઓશિકાને અઢેલી બેઠેલો
ચાલીસેક વર્ષનો માણસ બોલી ઉઠયો. તેનું
ભરાવદાર હતું, હવામાં ફરફરતી એની
ી દાઢી પરથી સ્પષ્ટ થતું હતું કે ઓચિંતો
ર આવવાથી આ ગુલામને એણે બોલાવ્યો

"લબ્બેક અરબાબ"[1] કહેતોક એક પાંચ
લાંબો, કાળો મજબુત હબસી અંદર
ો. તેણે ઝુકીને એક સલામ ભરી.

"ગુલામ, અમારા ઝનાનખાનામાં પેસી બે
ર-હિંદમાંથી કાફિરી છોકરીઓની ભેટ આવી
ને લઇ આવ અને સાથે કરીમ તરજુમાન[2]
ને પણ બોલાવ. "બચશ્મ"[3] કહેતો ગુલામ
ત્વરાથી રવાનો થયો અને અદશ્યમાંથી ઉતારી
હોય એમ ઘડીકમાં તેણે બન્ને યુવતીઓને
હાજર કરી.

યૌવનને ઉંબરે ખેલતી એ સિન્ધ-સુંદરીઓનાં
આછાં વસ્ત્રોમાંથી ડોકિયાં કરતા જોબનને જોઇ
ખલીફાની દાઢીનો એક એક બાલ સ્મિતથી
ફરકી ઉઠયો.' એની ઉંડી આંખો છોકરીઓની
રેખાએ રેખાએ પલમાત્રમાં ફરી ગઇ. તરજુમાન-
ને આ યુવતીઓના નામ પુછવાની એણે આજ્ઞા
કરી.

"સુંદરીઓ તમારાં નામ શું છે?"

"મારૂં નામ સૂર્યદેવી-અમારી બ્હેનનુ નામ

---

[1] હાજર છું, જનાબ. [2] દુભાષિયો. [3] આજ્ઞા આંખે ચડાવું છું

પ્રેમળ દેવી."[1]

"ઉમ્મર"

"હુ સત્તરની છુ; પ્રેમળ પંદરની."

અને સરદારે પ્રેમળને અંત:પુરમા પાછી લઇ જવાની આજ્ઞા કરી. તરજુમાને શિરસ્તા મુજબ જગ્યા લીધી. પરદેશી નાઝનીનો સાથે સરદાર વાતચીત કરે ત્યારે તરજુમાન પડદા પાછળથીજ ભાષાન્તર સંભળાવતો

દિવાનખાનામાથી ઉભેલા ગુલામે બહાર પગલું મુકયુ ત્યારે બાળાને નજીક આવવાની સરદારે ઇશારત કરી, અને ધીમે પણ સ્થિર ડગલે બાળા પોતાનો શ્વેત સાળુ સંકોરતી નજીક આવી અને તેણે કુર્નિશ બજાવી. સરદારે વગર સંકોચે એ યુવતીએ તાંબુલ ઘુમટો ઉંચો કરી કાળી વાદળીમાં સંતાયલી વીજળીનો આચકો અનુભવ્યો ક્ષણુ બે ક્ષણુ પછી એ ઝણુઝણુાટી પસાર થતાં "લાખ લાખ અહેસાન હો પરવરદીગારને" એવા શબ્દો એના મેઢામાંથી નીકળી ગયા. બેન્નીને એણે સુન્દરીને બાજુમાં તકીયા ઉપર લીધી.

સુંદરી એકદમ શાન્ત અને સ્વસ્થ હતી. વિરોધનો એણે સ્વર સરખોય ઉચ્ચાર્યો નહી. તેની આંખમા કોઇ ગેબી ખેલ ખેલાતા હતા પણ એકાએક કોઈ ઓચિંતોજ વિચાર આવ્યો હોય તેમ એ ઉભી થઇ ગઇ અને કહેવા લગી,

'જહાંપનાની કારકીર્દી જવસત રહો; પણુ અમે બન્ને બ્હેનો શાહના ઝનાનખાનામાં પટરાણીઓ થવાને લાયક નથી રહી! શાહના વલિ્દ ઇમાદ ઉદ-દીન[2] મહમદ બીન કાસીમે અમને ત્રણુ દિવસ રાખી છે અને પછી અંહી મોકલી આપી છે. તમારા ધર્મમા શું આવુજ છે? અમારા દેશમાં ગઝનીઓ માટે આ અપમાન અક્ષમ્ય છે."

તરજુમાને સૂર્યદેવીના આ શબ્દોનો તરજુમો કર્યો.

સૂર્યદેવીના સૌંદર્યથી સરદાર અગાઉ ગયો હતો. પ્રેમશકિતએ બુદ્ધિ ઉપર પ્રાબલ્ય મેળવ્યુ હોવાથી તેના વિચાર કે તર્કની શકિત ખુદા-હાફિઝ કહી રજા લઇ ચુકી હતી ક્રોધાગ્નિમા તે લાલચોળ તપી ગયો અને તેજ ક્ષણે કાગળ કલમ મંગાવી તેણે લખવા માંડયુ.

"મહમ્મદબ્બીન કાસીમ જે સ્થળે હોય ત્યાંથી ઘોડાની કાચી ખાલમા પોતાને સીવડાવી ખિલાફતની રાજધાનીમા હાજર થવાનો પ્રબંધ કરે."

શું આ નાદાન છોકરો મહમ્મદ આટલી નાદાઇ વાપરી શકે? અમીર-ઉલ-મોમનીન[3] નું આવુ અપમાન! પ્રજાની ન્યાયતુલા હાથમાં રાખનારને શિક્ષાનો દંડ પણ વાપરવો પડે છે

x x x x

મહમ્મદ પયગમ્બરના અવસાન પછી મુસલમાનોએ અરબસ્તાન ઉપર કોઈ રાજા નીમ્યો

---

1 ચચનામ પાનુ ૨૩૪ તારીખ માસુમ પ્રકરણ ૧ પાનું ૩૦

2 ધર્મના રક્ષક  3 ખલીફનો એ ઈલકાબ હતો જુઓ 'Commander of the faithful" એન્સાઇકલેપોડીઆ ઓફ ઈસ્લામ

શિક્ષા કરવાની તેમજ સુંદરીઓને છોડાવવાની માગણીઓ થવા માટી પણ ખલીફાના કાનમાં સરદાર હકીમના શબ્દો ગુંજી રહ્યા હતા. એટલે એણે અખાડા કર્યા અને લડાઈને બદલે સિન્ધના રાજાને પત્ર લખી ચાચીઓએ પાસેથી હીરા જવા હીર અને યુવતીઓ લઈ મોકલવા અને ખલીફાના અપમાન બદલ ચાચીઆઓને સખ્ત સજા કરવા ફરમાવ્યું.

સિન્ધમાં તે વખત રાજા દાહિર ગાદીએ હતો બહાદુર અને શક્તિશાળી એ હિન્દુ રાજાએ ખલીફાના પત્રનો ઉત્તર વાળ્યો કે "ચાંચીઆઓ અમારી હકુમત તળે નથી અને અમે કંઇ કરી શકીએ તેમ નથી." આ તોછડા જવાબ માટે એક મોટું લશ્કર મોકલવામાં આવ્યું. રાજા દાહિર અને તેનો દીકરો જયસિંહ શૂરવીરોને છાજે એવી બહાદુરીથી લડયા. પણ દૈવે તેમને દગો દીધો અને બીન કાસીમ જીત્યો. રાજા દાહિરના અખુટ ખજાના, દારૂગોળા અને અનેક સુંદરીઓની ભેટ તેણે ખલીફાને મોકલી: એ ભેટનાં અમૂલ્ય રત્ન તો હતાં સૂર્યદેવી અને પ્રેમળ દેવી રાણા દાહિરની પુત્રીઓ.

x x x x

ખલીફાને આ સમાચાર મળતાંજ તેણે યુવતીઓને મુસાફરીના શ્રમથી આરામ આપવા ઝનાનખાનામાં રહેવાની બધી સગવડ કરી આપી. મહીનાઓ વીતી ગયા અને વાત લગભગ વિસારે પડી ગઇ હતી

પણ સુખ કોઇને સદૈવ સાંભળ્યું છે? એકા એક ખલીફને વાત યાદ આવી અને યુવતીઓ સાથે વાતચીત થતાં ઉપરો પ્રસંગ બન્યો

x x x x

મહમ્મદ બીન કાસીમને 'ખલીફનું' ફરમાન મળ્યું ત્યારે તે ઉદેપુર હતો. પત્ર વાંચતાંજ જરા પણ અચકાયા વગર આ શૂરવીર સરદારે પોતાના દેહને કાચી ખાલમાં સીવડાવી બગદાદ લઇ જવાની આજ્ઞા આપી.

જ્યારે શબની પેટી ખલીફ આગળ આવી અને ખલીફે પુછ્યુ, "મહમદ જીવતો છે કે મુઓ?" ત્યારે જણાવવામાં આવ્યું કે આ શૂરવીર સરદારે અમીર-ઉલ-મોમનીનનો હુકમ મળતાંજ પોતાના શરીરને તાજી ઉતરેલી ખાલમા સીવડાવી બબ્બે દીવસ રઝળી રઝળીને મરતાંમાં પોતાનો પ્રાણ દીધો હતો.

શબની પેટી જોતાંજ ખલીફનો ગુસ્સો વધ્યો હતો. બન્ને રાજકુમારીઓને બોલાવી તેણે કહ્યું, "જુઓ, ખલીફની આજ્ઞાનો કેવો અમલ થાય છે અમારા બોલે સરદારના શિર આમ ઝીંકાય છે."

સૂર્યદેવીએ શાન્ત રહી સાંભળ્યા કર્યું અને પછી પોતાનો [illegible]રો ઉઘાડી ખલીફને નમન કરી કહ્યું, "જહાંપનાનું ભાગ્ય સબળ થાઓ. આપનું ગૌરવ વૃદ્ધિ પામો. બાદશાહ! રાજાનો ધર્મ છે કે જ્યારે કોઇ પણ શત્રુ કે મિત્ર પાસેથી કંઈ સાંભળવાનું મળે ત્યારે તેને ડહાપણની કસોટીએ ચડાવી મનના ત્રાજવામાં તોળી અને નર્યા સત્યની પૂર્ણ ખાત્રી થાય તોજ તેના ઉપર પગલું ભરવું. આમ કરવાથી તે દૈવી કોપથી કે લોકનિંદાથી વિમુક્ત રહેશે. બેશક રાજ્યનું શાસન અપ્રતિહત જોઇએ, પણ રાજવીનું મન વિવેકભ્રષ્ટ અને તર્કહીન છે. પવિત્રતાની દૃષ્ટિએ મહમ્મદ–બીન–કાસીમ અમારા ભાઇ જેવો હતો. એનો પડછાયો પણ અમને પડ્યો ન હતો; પણ અમારા સર્વસ્વનું, એણે નિકંદન કાઢ્યું હતું એટલે અમારે યુક્તિ રચવી પડી અને વેર વાળ્યું."

જો ખલીફાએ હવસનો ગુલામ ન બનતાં પુરી તપાસ કરી હોત તો આમ પસ્તાવાનો સમય ન આવત અને મહમ્મદ બીન કાસીમને પણ જો ડહાપણની દેવીએ મદદ કરી હોત તો બગદાદથી જ્યારે એકજ દિવસનો રસ્તો હતો ત્યારે ખલીફના હુકમનો અમલ કરત અને સત્યના સંશોધન પછી નિર્દોષ થઇ છુટી જાત સૂર્ય-દેવીની વાત સાંભળી ખલીફ ઘણોજ દુઃખી થયો અને ગુસ્સાથી રાતો પીળો થઇ ગયો. તેના અરમાનના ભુક્કા થઇ ગયા હતા. સૂર્યદેવીએ બળતામાં ઘી હોમ્યું, "જહાંપનાએ ગંભીર ભુલ કરી છે. ખલીફે ગુલામ છોકરીઓના કહેવાથી એક મહાન, અનુભવી, અને કસાએલ' સેનાપતિ અને અમારા જેવી લાખ લાખ સ્ત્રીઓને બંદીવાન કરી હિન્દ અને સિન્ધના સિંતેર રાજાઓનો પરાજય કરનાર એક શૂરવીર નિઃસ્વાર્થી વીર ગુમાવ્યો. મહમ્મદે તો શાહ! મંદિરોની જગ્યાએ મસ્જીદો અને મિનારાઓ બંધાવ્યા છે."

આ શબ્દો સાંભળતાંજ ખલીફને રોમરોમ ક્રોધાગ્નિ પ્રજ્વળી ઉઠ્યો બન્ને બહેનોને ઘોડાની પુંછડી સાથે બાંધી! આખા બગદાદની શેરીએ શેરીએ ફેરવી; પછી મરણીય હાલતમાં પત્થરની દીવાલમાં જીવતી ચણી દેવામાં આવી.

અપરાજિત અને અડગ આ બન્ને રાજ કન્યાઓએ આ રીતે પિતાના વેરનું તર્પણ કર્યું.[2]

---

1 તારીખ માસુમી ભાગ ૧ પા. ૩૧    2 ચચ્ચ નામા પા. ૨૩૫



# કોરી કવિતા

(સાખી) શરદની શેડયો ફુટી,
નવલખ આંચળ આભના ધાવી ધરતી ધરાઇ ગઈ;
માનવી દ્રહોવા બેઠો, ધવલ ખજાના આભના,
નયન પડુલીઓ ભરાઈ ગઇ;
કવિએ કવિતા કરવા, ગાવા ગૌરવ ગૌરીનાં
કલમ કિતાબ કરે લીધાં;
પણ શબ્દોના મંકુડે,
ક્ષીરસાગરો છલકયા, અક્ષર એકેએક ધોળી દીધ

શબ્દોની પ્યાલી છલોછલ છલકાઇ ગઇ !

કાળજડે કલ્પના કલમે ના ઊતરે !
કાગજડે અક્ષરોની ધારા ન નીતરે !
પડયાં એ પાનિયાં કહો કોણ ચીતરે ?

અંગુલિઓ શાને અચકાઇ ગઇ...શબ્દોની

અંકાશી હિંચકે હિંચે કોજાગરી પૂર્ણિમા પીયૂષ બોલ બોલે:
"ઘેલા કવિ ! તને ઘેલું શું લાગ્યું ? ધોળાં પર કાળાં શું ઢોળે !
શ્વેત કુમુદ, શ્વેત હંસ, શ્વેત આ રસાળ રાત,
શ્વેત મારાં હાસ્ય તણી છોળે
રે ! શું કરવા કાજળિયાં ઘોળે ?"
અમૃત સિંચાઇ ગયાં, નયનો મિંચાઇ ગયાં,
કોરી કવિતા લખાઇ ગઇ.. ......................શબ્દોની

આચાર્ય જયન્ત

# કવિમાં શું જોયું ?

કવિમાં મેં જોઇ ભડ નીડરતા જોબન-ભરી
છલમછલ આડંબર ભરી :

વડી શ્રદ્ધા જોઇ જગજીવનમાં, ઇશ્વર મહીં,
સહુ સતત હુંતા કુદી રહી :

નવી દૃષ્ટિ જોઈ, નવલ પણ આર્યા, રસભરી,
નવલ મહીં ત્યાં હૂંપદ ભરી :

અહંતાથી જોઇ છલબલી રહેલી રસઝરી,
ખળભળી રહેલી ઉરતરી :

દૃગે આંસુ આવ્યાં; નવલ રસ દૃષ્ટિભર કવિ
જીવન મહીં જાતા ક્યહીં ડૂબી !

નિહાળ્યા કાવ્યોમાં કવિવર રહ્યા શું કેવળ છબી ?–
ક્યહીં ક્યહીં છુપાયા રસકવિ ?

કૌથમી

સિંધી કવિસમ્રાટ

## શાહ અબ્દુલ લતીફ ભિટાઈ કૃત

# સુર સુહિણી

દાસ્તાન પહેલું

[ગતાંકથી ચાલુ]

શાહ પણ "રાત જિની જો રંગ"–રજની જ જેનું જીવન છે–એટલે કે જેઓ દુન્યવી શાણપણથી વિમુખ હોઇ પ્રિયમિલનની લગનમાં લીન બન્યા છે એનાઓની પરવરિશ ખુદ ખુદાને જ સોંપી દે છે

' ઘિડી ઘડો હથ કરે બહુ નિહારે બગ
'સર દરકદમે યાર ફિદાશુદ ચે બાક શુદ' વસ્લ ઈંયાઇ વગ
રાત જિની જો રંગ, અલ્લા સે ઉકારીય !

ઘડો લઇ પડી પૂરમાં જ્યાં ઝાઝાં વાર વળાટ
'પિયુ હુંદતા મર તન પડે'–એ તો અસલ પ્રેમની આટ
એને ઇશ ઉતારે ઘાટ જેના જીવન રજનીએ રંગ્યાં !

પરંતુ શાહના શબ્દોમાં કહીએ તો "અસલ આશકને" ઇશ ઘાટ ઉતારશે કે નહિ ઉતારે તેની યે ચિંતા નથી જ્યાં શોધ–સનાતન શોધ–એ જ એક જીવનની મોંઘેરી મોજ છે, જ્યાં તીવ્ર તલસાટ અને તાલાવેલીજ સંસારના મળ ધોનારી એક અનોખી તપશ્ચર્યા બની રહે છે, ત્યાં જગતની નજરે જીત મળી કે હાર, તેની કોને તમા છે? અને તેથી જ માતેલી સિન્ધુના વિનાશક વમળ–વાક–ઝગારોને નગણકારતા સુહિણી પૂરના તાંડવ ઉપર પોતાની દેહનાવ–એક ઘડાને આધારે તરતી મૂકે છે.

ઘિડી ઘડો હથ કરે બહું નિહારે બંગ;
આય લંઘ્યાંથી લંઘ
સિકન્ધન્ખે સૈયદ થવે ફી નં ઝલીંધો ઝંગઃ
રાત જિની જે રંગ અલ્લા સે હકારીંય!

ઘડો લઈ પડી પૂરમાં જ્યાં વાંકુ-વળાંટ અપાર;
પિયુ પિયુ રટતી પ્રેમદા, જે વાધે જળમોઝારઃ
તેને ડુંગર પણ ડારે નહિ જે સાચાં મુરણહાર;
જે રેણ-રંગ-મતવાલ તેને પ્રભુજી પાર લગાવશે!

આમ "રેણુ-રંગ-મતવાળ"–ગીતાના શબ્દો વાપરીએ તો "સર્વ ભૂતોની નિશામ જાગનારી" સુંદિણીએ કચ્છ વાળીને પૂરમાં ઝંપલાવી દીધું છે. એનું હૃદય તો પેલી પાર એની વાટ જોઈને બેઠેલ મેહાર પાસે ક્યારનું યે પહોંચી ગયું છે; અને એનું શરીર ડુબકીઓ ઉપર ડુબકીઓ ખાધે જાય છે:

ઘિડી ઘડો હથ કરે ચેલ બધી ચોતો;
મુંહજો મન મેહારખે પાર વંઞે પોતોઃ
ગોતે મેં ગોતો મુખે મુહબ મેહારજો!

ઘડો લઇ વડી પૂરમાં કમર કસી ભરપુર;
મન પહોંચ્યું વમળો વીંઝી સાહેબકેરી હજુરઃ
ડુબકે ડુબકે દૂર સીમાડા સુધી લોચના!

અને એમ કરતે કરતે એ આવી પહોંચી મઝધારમાં–મોતના ખાડીમાં! ત્યાં...

ઘિડી ઘડો હથ કરે અલ્લાહી તુહારઃ
જંગ જરૂખીય વાનમેં શિસીયખે સંસાર,
ચૂડા. બીડા. ચિક્રમેં, લુડમેં લહરયસ. વાર.,
લખેં ચહુંટયસ લોહણું થીન્યું યરણું ધારઃ
મિડયા મચ્છ હઝારઃ ભાંગા પિન્ધી સુહિણી!

ઘડો લઇ પડી પૂરમાં–પ્રભુ લગાવો પારઃ
તરત તણાણી તાણમાં તે પહોંચી જઇ મઝધારઃ
ચુડા બેરિયાં ચિક્કરે, વમળ વીંઝાયા વાળ,
તિમિંગલ-જડબાં જંઘપર; મધરાં અપરંપારઃ
મળ્યાં મચ્છ હઝારઃ સર્વનાશ સુહિણી તણો!

કુવિવેચકોને હાથે સાહિત્યસુન્દરી જેમ પીંખાય, બગબર તેમજ સમાર સિંધુના માછીઓએ આ આદર્શ ઘેલડી સુહિણીને પીંખી નાખી ! અમરત્વ માટે એ માછલાઓનો—એ ટીકાખોરોનો, કંઇ પણ અધિકાર હોય તે તે ફક્ત સુહિણીની સુન્દર દેહલતાને ચુંથનાર તરીકેનો જ !

(ચાલુ)

---

# વિશ્વમૈયાને

પદે પદે તારા શૂન્ય ભવનમાં,
રૂપ વૈભવના શેષ કવનમાં,
મા ! તારી તેજહીણી કીકીઓમાં મૌનની વેદના વાંચવી મારે !

પગલે પગલે પડઘા પુરાણના,
પત્થરે પત્થરે સ્પન્દન ગાનના,
અણુ અણુમાં તારા પ્રેમળ પ્રાણના ગુંજન નાદો સુણવા મારે !

વિશ્વનાં વિષ પચાવ્યાં તેં માડી,
જગને અમૃત પાયાં તેં માડી,
એ સોણલાંના મધુર અજંપામાં રજની-દિન આનંદવું મારે !

આતમના પ્રગટાવીને દીવા,
જાવું મારે તારાં પગલાં જોવા,
તારે પદે પદે ચોંટેલી રજને પાંપણોથી માડી, લૂછવી મારે !

અંધકારે આ લોક જગાડી,
પામરમાં પ્રભુતાને જગાડી,
તેજધારે તારું દૈન્ય ધોઇ ધોઈ પંથ અનંતમાં પળવું મારે !

પ્રભુલાલ શુક્લ

## મને યાદાવી ગૈ!

મળ્યો માર્ગે સ્હામો સુહૃદ, કર ઝાલી લઇ ગયો
ઘરે, બેઠો ત્યાં ને કરૂં હું ઉઠવાનો તહીં ચહા
મુકાવી અંધારૂં થયું, વિજળીની ચાંપ દબવી
કરી બત્તી, ઘેરે પ્રથમ પ્રગટાવી દીપ ઘીનો
પછી બીજા દીવાબત્તી કરી રહેલી અનુસયા
મને યાદાવી ગૈ કરતી મરખો પાલવ શિરે !

દેવજી રા. મોઢા



## વર્તમાને—

આવી ઉષા ;
કોમળ હસ્તથી તે
ઊઘાડતી બ્હેનસ પોપચાને ;
વીરા ! ઊઠોની મધુગીત ગાઇ
વિહંગ સર્વે કરતાં પ્રશસ્તિ
ખુલ્યા નહિ કો' મુજ પોપચાં એ
પછી પધારી રવિદેવતાએ
કઠીન હસ્તે બળથી ઉઘાડી
મિંચેલ આંખો; વિપમું વધા શું –
"ઉઠ છ કે' સ્યા, જલદી પીસે ચા
જો ને બધા પે જન ચાય પીતા !"
કૂદત ઊઠયો ત્યજીને પથારી

ચન્દ્રકાન્ત શાહ